હોંચ્યો ત્યારે શ્રી ગુસાંઇજીએ બે શ્લોક લખી મોકલ્યા. શ્લોક
मिकुशेशयमानसमर्थयसेंयदिप्रयोमधुपःतस्मिंस्तुष्टेतोषोदुस्थे द्रौस्थ्यंहिनि
पमस्नेहात् ॥१॥ यद्यलिरपिनिरुपधिभावः स्वभावतः समागछेत् ॥ निख-
तोषोस्यापि प्रभवेदेवतिकिंत्राष्यं ॥ २ ॥ આ શ્લોક વાંચીને નાગજી
ાઇ ઘણા પ્રસન્ન થયા, અને અડેલ જઇને ફરીથી શ્રી ગુસાં-
જીનાં દર્શન કર્યાં.

( प्रसंग ६ ठो. )

એક વખત નાગજીભાઇએ ગોધરાથી પત્ર લખ્યો તેમાં
ખ્યું કે શ્રીસુબોધિનીજી તથા નિબંધ તથા આણુભાષ્ય તથા
મહા પ્રભુજીના કરેલા બધા ગ્રન્થનો થોડામાં સમાવેશ થાય
ું લખી મોકલો. એટલે શ્રીગુસાંઇજીએ બે શ્લોક લખી મો-
ા.

શ્લોક--श्रीवल्लभाचार्यपथिगाढं प्रेमव्यास्त्यव्यभिचारहेतुः ॥
तत्रोपयुक्तानवधोक्तभक्ति स्तत्रोपयोगोऽखिलसाधनानम् ॥१॥
यःकुर्यात्सुंदराक्षीणां भवनेभास्यनर्तने ॥
तासांभावनयानित्यं सहिसर्वफलानुमाक् ॥ २ ॥

આ શ્લોક વાંચીને નાગજીભાઇને બધો સિદ્ધાંત સ્ફુર્ત
એ નાગજીભાઈ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(કૃષ્ણભટ્ટની વાર્તા.) ( प्रसंग १ लो.) (વાર્તા ૬ ઠ્ઠી.)

શ્રી મહાપ્રભુજીના સેવક પદ્મરાવળ સાચોરા બ્રાહ્મણ
તેમના પુત્ર કૃષ્ણ ભટ્ટજી શ્રી ગુસાંઇજીના સેવક થયા
ગુસાંઇજીએ શ્રીમદ ભાગવદ સુબોધિની ટીકા સહીત
ભટ્ટજીને ભણાવ્યું અને પુષ્ટી માર્ગીય સિદ્ધાંત તેમના હૃ-

દયમાં આવ્યો, જેવી રીતે પદ્મરાવળને શ્રી મહાપ્રભુજી
કૃપાથી પુષ્ટીમાર્ગીય સિદ્ધાંત સ્ફુરિત થયો હતો, તેવી રીતે
તેમના પુત્ર કૃષ્ણભટ્ટજીને પણ થયો તે હમેશ શ્રી સુબોધિની
જીની કથા કહેતા હતા. એકવાર કૃષ્ણભટ્ટજી વ્રજમાં ગયા અને
તેમની સાથે કણબી વૈષ્ણવ પણ ગયો. શ્રી ગુસાંઇજીના તથ
શ્રીનાથજીનાં દર્શન કર્યાં ત્યારે તે કણબી વૈષ્ણવે શ્રી ગુસાંઇ
જીને કહ્યું કે કૃષ્ણભટ્ટજી કથામાં એવું કહે છે કે શ્રી ગિરિરાજ
ધાતુમય રત્ન રચિતતે ગોવિંદ કુંડ દુધથી ભરેલો છે. એવાં દર્શન
કેમ નથી થતાં, આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજીએ વિચાર
કર્યો કે મારા સેવક કૃષ્ણભટ્ટજીનું વચન ખોટું પડવું ન જોઇએ, એ
વાર્તા તો સાચી થવી જોઇએ, માટે શ્રી ગુસાંઇજીએ તેને દિવ્ય
નેત્ર આપ્યાં અને જેવા દર્શન કૃષ્ણભટજીએ કહ્યાં હતાં તેવ
દર્શન તેને શ્રી ગિરિરાજજીના તથા ગોવિંદ કુંડનાં કરાવ્યાં. એ
કૃષ્ણભટ્ટજી એવા કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૨ જો.)

એકવાર કૃષ્નભટ્ટજી શ્રીનાથજીના ભીતરીઆ ભેગા ન્હાય
અને બધી સેવા કરવા લાગ્યા. પરંતુ ચરણ સ્પર્શ ન કર્યા. એક
દિવસે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે કૃષ્નભટ્ટજી ચરણ સ્પર્શ કરો
ત્યારે કૃષ્નભટજીએ વિનંતી કરી કે જો લીલાનાં દર્શન થાય તો ચરણ
સ્પર્શ કરૂં. એટલે શ્રી નાથજીએ આજ્ઞા કરી કે લીલાનાં દર્શન
દેહાંતરમાં થશે. એટલે કૃષ્નભટ્ટજી ઉદાસ થઈ ગયા. એટલે શ્રી ગો-
સાંઇજીએ પુછ્યું કે ઉદાસ કેમ છો ? ત્યારે કૃષ્નભટ્ટજી કહ્યું કે શ્રી-
નાથજીએ ચરણ સ્પર્શની આજ્ઞા કરી છે, પરંતુ લીલાનાં દર્શ

ા કહે છે એટલે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે શ્રીનાથજી તો બાલક
છે તમે ઉદાસ કેમ થાઓ છો. આટલું કહીને શ્રી ગુસાંઇજીએ
કૃષ્ણભટજીના હાથ પકડીને ચરણ સ્પર્શ કરાવ્યો. અને શ્રીના-
થજીની લીલાનાં દર્શન કરાવ્યાં. એટલે કૃષ્ણભટજી બહુ પ્રસન્ન
થયા એને એ નિશ્ચયકર્યો કે શ્રીનાથજી તો શ્રી ગુસાંઇજી વશ છે.

(પ્રસંગ ૩ જો.)

એક દિવસે કૃષ્ણભટજીએ ઉજ્જનમાં વસંતપંચમીનો ઉત્સવ કર્યો તે દિવસે વસતપંચમી નહોતી, શ્રી નાથજી ગિ-રેરાજ ઉપર ગુલાલ ભર્યા પધાર્યા. આ દર્શન રામદાસજી ભીતરીયાને થયાં. ત્યારે રામદાસજીએ શ્રી ગુસાંઇજીને પુછ્યું કે શ્રીનાથજીને કોણે ખેલાવ્યા. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે કૃષ્ણ-ભટ્ટજીએ વસંતપંચમી જાણીને ખેલાવ્યા છે, ત્યારે રામદાસ-જીએ વિનતિ કરી કરી કે કૃષ્ણભટજીતો ભુલી ગયા, પરંતુશ્રીના-થજી કેમ ખેલ્યા. ત્યારે શ્રી ગુસાઇજીએ કહ્યું કે શ્રી નાથજી તો ભકતને વશ છે. ભકત જેવો મનોરથ કરે તેવો તેનો અંગીકાર કરે છે એ કૃષ્ણભટજી એવા કૃપા પાત્ર હતા.

(પ્રસંગ ૪ થો)

એક સમય કૃષ્ણભટજી શ્રી ગોકુળ આવ્યા, ત્યાં એકાં-તમાં ચાચા હરિવંશજી સાથે ભગવદ વાર્તા કરવા લાગ્યા ત્યાં અદભુતસુગંધ આવી ત્યારેકૃષ્ણભટજીએ કહ્યુંકે આ સુગંધ ક્યાંથી આવી ત્યારે ચાચાજીએ કહ્યું કે એ છેલ્લ આવ્યો હશે જે તમારા વગર રહી શકતો નથી એ કૃષ્ણભટજી એવા કૃપા પાત્ર હતા, કે જેમની પાછળ શ્રી નાથજી ફરતા હતાં.

(प्रसंग ५ मो. )

એક સમય શ્રી ગુસાંઇજી ઉજજનમા પધાર્યા, અને કૃષ્ણભટજીને ઘેર મુકામ કર્યો. ત્યાંના સઘળા બ્રાહ્મણોએ મળીને શ્રી ગુસાંઇજી પાસે આવીને પુછયું કે તમારા સેવક કૃષ્ણભટજી વેદોકત કર્મ કરતા નથી અને આઠે પહોર સેવા કરે છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ ઉત્તર દીધો કે श्लोक-मत्कर्मकुर्वतांपुसां कर्मलोपो भवेद्यपि॥ तत्कर्मतेप्रकुर्वंतित्रिंशत्कोटयोमहर्षये॥१॥ વળી કહયું કે સવારે જાણુશો. આ સાંભળીને બ્રામણ બોલ્યા કે સવારે કેમ જાણુશે, ત્યારે શ્રી ગુસાંઇજીએ કહયું કે જયાં રાત પડે ત્યાં દિવસનું સુઝે નહિ. તમારા હૃદયમાં જયારે અજવાળું પ્રકાશશે અને માયા રૂપી અંધારૂં મટી જશે ત્યારે તમે જાણુશો. ગીતાજીમાં કહયું છે કે श्लोक--यानिशासर्वभूतोनां तस्यांनागर्तिसंयमी ॥ यस्यांजार्तिभूतानिशानि शापश्यतोमुनेः ॥ १ ॥ જયારે આવું સાંભળ્યું ત્યારે તે બ્રાહ્મણનો સંદેહ મટી ગયો.

(प्रसंग ६ ठो. )

કૃષ્ણભટજી ઉજજનમાં રહેતા હતા, ગુજરાત તથા દક્ષિણના વૈશણવ ઉજજન થઇને શ્રી ગોકુલ જતા હતા, એ બધા કૃશણભટજીને મળીને પ્રસન્ન થતા હતા અને કૃશણભટ્જી પણ વૈશણવ પર એવી પ્રીતી રાખતા હતા કે જે વૈશણવ તેમને ઘેર મુકામ કરતા હતા તેના પોટકામાં દુધઘરનો પ્રસાદ બાંધી દેતા હતા, તેનું કારણ એ હતું કે વૈશણવને રસ્તામાં ભુખ લાગે તો શ્રમ ન પડે. વૈશણવ પર આવો સ્નેહ રાખતા હતા.

(પ્રસંગ ૭ મો.)

એકવાર શ્રી ગુસાંઈજીએ શ્રી ગોકુલથી કાસદ મોકલીને ૃષ્ણભટને બોલાવ્યા તેથી કૃષ્ણભટજી ઉજ્જનથી ગયા રસ્તામાં ૃવમામાં રોજ તેમના સેવ્ય શ્રી ઠાકુરજી તેમને કહેતા કે ત-મારા વિના મને ચેન પડતું નથી. તેથી કૃષ્ણભટજી રોજ રસ્તા-માંથી પત્ર લખીને માણુસ સાથે ઘેર મોકલે કે હરકોઈ રીતે શ્રી ઠાકુરજી પ્રસન્ન થાય તેમ કરજો. પરંતુ શ્રી ગુસાંઇજીને મળ્યા વગર કૃષ્ણભટજી પાછા ન વળ્યા, કૃષ્ણભટજી ગોકુલ પહોંચ્યા અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં ત્યારે ગુસાંઈજીએ કહ્યું કે તમે શ્રી ઠાકુરજીની આજ્ઞા કેમ ન માની. ત્યારે કૃષ્ણ-ભટજીએ વિનંતિ કરી કે મહારાજ શ્રી ઠાકુરજી તો તમારે વશ છે અને તમે શ્રી ઠાકુરજી અમને દેખાડયા છે તેથી અમારી આજ્ઞાનો અમારાથી કેમ લોપ થાય. આ વાર્તા સાંભળીને શ્રી ગુસાંઇજી ચુપ થઇ ગયા. કૃશ્નભટજીને શ્રી આજ્ઞાનો એવો વિશ્વાસ હતો.

(પ્રસંગ ૮ મો.)

એક દિવસ ઉજ્જનના બધા વૈશ્નવો મળીને કૃશ્નભટજી-ને પુછયું કે શ્રી ઠાકુરજી કેવી રીતે વશ થાય? ત્યારે કૃશ્નભ-ટજીએ કહયું કે શ્રી સ્વામીજીની કૃપાથી શ્રી ઠાકુરજી વશ થાય છે અને એજ કારણથી શ્રી ગુસાંઇજીએ શ્રી સ્વામીનીજી સ્તોત્રમાં શ્રી ઠાકુરજીને પ્રસન્ન કરવાને દ્વાદશ પ્રકારની પ્રાર્થના કરી છે, વળી દ્વાદશ પ્રકારના દાસ્યભાવ વર્ણન કર્યાં છે. આ વાર્તા સાંભળીને વૈશ્નવો બહુ પ્રસન્ન થયા. ગીત ગોવિંદમાં

શ્રી ઠાકુરજીએ કહ્યું કે—

"अधरसुधारसमुपनयभामिनि जीवय मृतमिव दासं॥ त्वयिविनिहितम निशं विरहानलदग्धवपुषमविलासं ॥ વળી નંદદાસજીએ કહ્યું છે કે

" શ્રી ભુખભાન સુતા પદ અંબુજ જીનકે સદા જીહાય હ્ય રસ મગ્ન રહત જે તિન પર નંદદાસ બલ જાય.

(પ્રસંગ ૯ મો.)

એક દિવસ નાગજીભટ ગોધરેથી ઉજ્જૈન આવ્ય ત્યારે કરશનભટજીને મળી મહાપ્રસાદ લઇ ભગવદ વારતા કરવ બેઠા. એકાંતમાં ભગવદ વાર્તા કરતા કરતા દેહાનુસંધાન ભુલ ગયા, સાત દિવસ વિતિ ગયા ત્યારે દેહની શુદ્ધિ આવી. એમ કરત કરતાં નાગજીભાઇ ઘણા દિવસ ત્યાં રહ્યા કે.હવાર ત્રણ દિવસ કોઇ વાર સાત દિવસ દેહાનું સંધા ભુલી જતા હતા, એ કૃશ્ણભટજી તથા નાગજીભાઇ એવા કૃપા પાત્ર ભગવદીય હતા કે તેઓ ભ- ગવદ રસમાં મગ્ન થઈ જતા હતો.

(પ્રસંગ ૧૦ મો.)

એકવાર કૃષ્ણભટ ગોકુળ ગયા. ને રસ્તામાં તેમનો દેહ છુટી ગયો ત્યારે તેમના પુત્ર ગોકુળભટના મનમાંચિંતા થઈ કે તે શ્રીગોકુળ ન પહોંચ્યા તેમ ઘેર પણ ન રહ્યા, અને તેમનો અ- ગ્નિ સંસ્કાર કરીને ઉજ્જન પાછા આવ્યા જે દીવસે કૃશ્ણભટનો દેહ છુટયો તે દિવસે શ્રી ગુસાંઇજી શ્રી નાથજીનો શૃંગાર કરીને ચોકમાં બીરાજીતા હતા. ત્યારે કૃષ્ણભટજીને દેખ્યા, ત્યારે કૃશ્ન ભટજીએ સાષ્ટાંગ દંડવત કર્યાં. ત્યારે શ્રીગુસાંઇજીએ પુછ્યું કે તમે ક્યારે આવ્યા ત્યારે કૃષ્ણ ભટજીએ વિનતિ કરી કે આપની

ારપાથી હમણાજ આવ્યો છું, શ્રી ગુસાંઇજી મંદિરમાં પધાર્યા
મને ગોપાવલ્લભે ભોગ ધરીને પુછયું કૃષ્નભટજી કયાં ગયા
યાં ગયા ! ત્યારે રામદાસ ભીતરીઆએ કહ્યું કે મંદિરમાં જાતાં
ધાંએ દીઠાં છે, પરંતુ બહાર જતાં કોઇએ દીઠા નથી એટલે
સાંઇજીએ એક પત્ર લખીને માણસને આપ્યો અને કહ્યું કે
ા પત્ર ઉજજનમાં ગોકુલભટને દેજે. આ પત્ર વાંચીને ગોકુ-
ભટ પ્રસન્ન થયા અને ગોકુલભટ વિનંતિ પત્ર લખ્યોકે અમુક
વસે અમુક વખતે કૃષ્ણભટ્ટજીએ દેહ છોડયો છે. આ પત્ર વાં-
ને શ્રી ગુસાંઇજીએ કહ્યું કે કૃષ્ણભટજી તો એવા હતા કે જેની
ાથે શ્રીનાથજી ખેલતા હતા, તે આવી રીતે ભગવદલીલામાં
ાસ થાય તેમાં શું આશ્ચર્ય છે ? એ કૃષ્ણભટજી એવા કીરપા-
ત્ર હુતા તેથી તેમની વાર્તા કેટલે ગુધી લખીએ.

( ચાચા હરિવંશજીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૭ મી. )

ચાચા હરીવંશજી ક્ષત્રીય હતા, તેમને શ્રી ગુસાંઇજીએ
ાજ્ઞા કરી કેશ્રીનાથજીની ઈચ્છા પુષ્ટીમાર્ગ વધારવાની છે તેથી
ે પરદેશમાં જાઓ અને મારી આજ્ઞાથી તમે વૈશ્નવોને નામ
મળાવો અને તેઓ જે ભેટ આપે તે લાવો. આથી ચાચાજી
ગુજરાતમાં આવ્યા. અને રાજનગરની પાસે અસારવા ગામમાં
ઈલા કોઠારીને ઘેર રહ્યા. અને ત્યાંથી ભેટ ઉઘરાવીને ખંભાત
લ લેવાને ગયા. ત્યાં ગામમાં જઈને પુછયું કે અહિં
ા માણસ કોણ છે ? ત્યારે માધવલાલ દલાલે કહ્યું કે
જપાલ દોશી ભલા માણસ છે. તેથી માધવદાસ દલા-
ો સાથે જઇને સહજપાલ દોશીને ત્યાંથી માલ વહોર્યો. તેમાં

બધી ઉતમ ઉત્તમ વસ્તુ લીધી અને જીવાપારેખની હુંડી લાવ્ય હતા તે માધવદાસ દલાલને આપી કહયું કે માલના બધા પૈસ ચુકાવિને જે બચે તે અમારો મુકામ નારાયણસર પર છે ત્ પહોંચાડી દે । માધવદાસ બચેલું દ્રવ્ય પહોંચાડવા ગયા ત્યા તેમની આચાર ક્રિયા દેખીને માધવદાસ વિસ્મય થયા અ મનમાં વિચાર કર્યો કે આ કોઇ મહા પુરૂષ છે, ત્યારે માધ૦ દાસે કહયું કે તમારો ધર્મ મને શિખવાડો. ત્યારે ચાચાજી તેને નામ સંભાળાયું માધવદાસે બધી રીતભાત શીખીને સહજ પાલ દાશીને અને જીવા પારેખને કહયું કે એ કોઇ મહાપુરૂ છે. આ વાત સાંભળીને બંને જણાએ નામ પુછ્યું અને શ્રી ગુ સાંઈજી પાસે આવીને નીવેદન કરાવ્યું. શ્રી નાથજીનાં દર્શ કરી બહુ પ્રસન્ન થયા. ચાચાજી એવા કીરપાપાત્ર હતા.

(प्रसंग २ जो.)

ચાચાજી એકવાર ગુજરાતના પ્રદેશે આવ્યા અને ર સ્તામાં ભુલા પડયા, તેથી ભીલના ગામમાં ગયા. એક સ્ કુવાપર પાણી ભરતી હતી, તે તેમનો આચાર વિચાર જોઇ તેમને પોતાને ઘેર લેઇ ગઇ, અને એમની પાસોથી નામ સાંભ ળ્યું અને બધી રીતભાત શીખીને ભોગ ધરવા લાગી. ચાચાજીએ તેને પુછયું કે ઘરના પુરૂષ કયાં છે? ત્યારે તેણે કહયું કે ચોર કરવા ગયા છે, અમારો એ ધંધો છે, ત્યારે ચાચાજીએ કહ કે, એ ધંધો સારો નથી. ત્યારે તે સ્ત્રીએ વિનંતિ કરી કે ત અહિં રહીને તેમને વૈશનવ કરી જાઓ ચાચાજી ત્યાં રહ્યા. સ્ત્રીનો પુત્ર જે ગામનો મુખી હતો તેણે ચાચાજીના દર્શન કર

કે તરતજ તેનું મન લૌકીકમાંથી નીકળીને પ્રભુના ચરણારવિંદમાં લાગ્યું, સુરદાસજીએ ગાયું છે તે પદ. " જા દિન સંત પાહુનેં આવે, તીરથ કૌટી સ્નાનફળદર્શ નહીં તે પાંવેં " જેથી ભીલનું મન ઝટ ફરી ગયું. અને આખું ગામ વૈષ્ણવ થયું. ચાચાજી તેમને બધી સેવાની રીતી શીખવાડીને ત્યાંથી ગયા. અને ભીલ ચોરીનો ધંધો મુકી દઈને ખેતી કરવા લાગ્યા. ચાચાજીને રસ્તામાં શ્રી નાથજીએ આજ્ઞા કરી કે ભીલ આચાર ક્રીયાતો બરોબર જાણે છે; પરંતુ ચાખીને ભોગ ધરે છે. તેથી મારે નિત્ય ભીલની ઝુઠ લેવી પડે છે તેથી તમે તેમને સારી પેઠે સમજાવો. ચાચાજીએ પાછા ફરી બે મહિના રહીને સેવાની રીતી તથા આચાર ધર્મ બધો પાકો કરાવ્યો, અને સેવાની રીતી શીખવાડીને અને શ્રીગુસાંઇજીની ભેટ લઈને ચાચાજી ગયા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા.

(प्रसंग २ जो.)

એકવાર ચાચાજી ગોકુલથી ઉજજન જતા હતા, રસ્તામાં ક્ષત્રીપ વૈષ્ણવને ઘેરઆવ્યા. ચાચાજીના મુખથી ભગવદ્વાર્તા સાંભળીને તે વૈષ્ણવે સંસારમાંથી આશક્તિ છોડી દીધી અને કહ્યું કે આ સર્વસ્વ શ્રી ગુસાંઈજી પાસે લઈ જાઓ. ત્યારે ચાચાજીએ કહ્યુ કે, હું ઉજજન જઈનેઆવીશ ત્યારે લઈ જઈશ. એમ કહી ચાચાજી ઉજજન આવ્યા. કૃષ્ણભટ્ટને વાત કરી ત્યારે તેમણે કહ્યું. કે તે ક્ષત્રીય તો બહુ અનાચારી છે. ત્યારે ચાચાજીએ કહ્યુ કે જેની સંસારમાં આશક્તિ નથી તેને આચાર વિચારનું શું કામ જે? ચાચાજી ક્ષત્રીય વૈષ્ણવના ઘેર આવ્યા અને તે વૈ-

ણવે બધું દ્રવ્ય શ્રી ગુસાંઇજીને ભેટ કર્યું ત્રણ હજાર રૂપૈઆ ચા ચાજી લઈ ગયા. અને બળાત્કારે વ્યવહાર ચલાવવાને બસેં રૂપૈઆ તેને દિધા. આ ચાચાજી એવા કૃપાપાત્ર હતા કે જેન સંગથી હજારો વૈષ્ણવોની સંસારમાં આશકિત છુટી ગઇ.

(પ્રસંગ ૪ થો)

એકવાર શ્રી ગુસાંઇજી પરદેશ પધાર્યા હતા, ત્યાં રસ્તામાં એક ગામ આવ્યું, તે ગામમાં કોઈવૈશ્નવ નહોતો ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે, આ રસ્તે ચાચાજી નીકળ્યા નહી હોય ચાચાજી એવા કીરપાપાત્ર હતા કે જે રસ્તે નીકળતા અને જે લોકો સાથે પ્રસંગ પડતો તેનું મન શ્રી પ્રભુજીમાં ચોંટાડી દેતા હતો.

( પ્રસંગ ૫ મો. )

એકવાર ચાચા હરીવંશજી શ્રીનાથજી વાસ્તે ગોકુળમ સામગ્રી લેવા ગયા. સામગ્રી એક વૈશ્ણવ માથે મુકીને શ્રી ગોકુળથી નીકળ્યા. જયારે શ્રીયમુનાજીના કીનારે આવ્યા, ત્યારે નાવડું નહોતુ અને સાંજ પડી ગઈ હતી, સવારે છ ઘડી રાત રહેશે ત્યારે તો આ સામગ્રી જોઇશે માટે રાત્રે સિદ્ધ થવી જોઇએ અને ગોપાલપુર તો દશ ગાઉ દુર છે માટે કેવી રીતે પહોંચાશે આ પ્રમાણે વિચાર કરીને તે વૈશ્ણવે કહ્યું કે હું જ્યાં પગ મુકીને ઉઠાવું ત્યાં તું પગ મુકજે અને એ પ્રમાણે પાછળ ચાલ્યો આવજે ચાચા હરિવંશજી શ્રી યમુનાજી ઉપર ચાલવા લાગ્યા અને ભગવત્નામ લેવા લાગ્યા. અને તે વૈશ્ણવ પણ ભગવત્નામ લેતો લેતો ચાલ્યો. પેલા વૈશ્ણવે વિચાર કર્યો કે ચા–

ાજી પણ ભગવત્નામ લે છે અને હું પણ ભગવતનામ લઉં
ં ત્યારે તેમના પગલાપર પગલું શા માટે મુકું. તે બીજી જગા-
ે પગલું મુકવા લાગ્યો એટલે શ્રીયમુનાજીમાં ડુબવા લાગ્યો
ટલે ચાચાજીએ તેનો હાથ પકડયો અને કીનારે લઈ
યા. ચાચાજીએ પુછ્યું કે મેં તને કહ્યું કે જ્યારે હું
ગલું મુકીને ઉપાડું ત્યાં તું માંડજે છતાં તેં કેમ નહિ માં-
ડ્યું ? ત્યારે તેણે કહ્યું કે હું એ ભગવત્નામ લઉં છું અને તમે એ
ગવત્નામ લો છો, ત્યારે ચાચાજીએ કહ્યું કે મારૂં પ્રભુજીએ
ાંભળ્યું છે અને તારૂં હજી હવે સાંભળશે. એ ચાચાજી એવા
પાપાત્ર હતા કે જેનું પ્રભુએ સાંભળ્યું હતું.

(પ્રસંગ ૬ ઠો.)

એક દિવસ શ્રી ગુસાંઇજી લઘુશંકા કરીને પધાર્યા અને
ચાજીની સાથે ભગવદ્ વાર્તા કરવા લાગ્યા. તેમાં એવો સ-
વેશ આવ્યો કે આખી રાત વ્યતીત થઈ ગઇ,હાથમાંથી નીચે
રી ધરવાની શુદ્ધિ ન રહી, અને ચાચાજી તો ત્રણ દિવસ સુધી
ના આવેશમાં. એ એવા ભગવદ રસને પાત્ર હતા.

(પ્રસંગ ૭ મો.)

એકવાર ચાચાજી ગિરિરાજ ઉપર ગયા, અને શંખનાદ
વાની તૈયારી હતી તેવામાં ચાચાજીને એવો અનુભવ થયો કે
નાથજી તો ભર નિદ્રામાં છે. તેથી શંખનાદન કરવા દીધો.
ા ભીતરીયા ઉભા થઈ રહ્યા, ઘડી બેઘડીમાં શ્રી ગુસાંઇજી પ-
ર્યા અને શંખનાદ કરાવ્યો તોએ શ્રી નાથજી જાગ્યા નહિ;
રે સુરદાસજીએ કીર્તન ગાયું. " કોન પરી નંદલાલે બાન,

પ્રાત સમય જાનકી બિરિયાં સોવતહૈ પીતાંબર તાન. "
પદ સાંભળીને શ્રીનાથજી જાગ્યા. એ ચાચાજી એવા કૃપાપા:
હતા કે જેમનું માન શ્રી ગુસાંઇજી રાખતા હતા અને જેમ
શ્રી ઠાકુરજીની કૃતીની બધી શુદ્ધિ રહેતી હતી.

( પ્રસંગ ૮ મો. )

એક દિવસ શ્રી ગુસાંઇજી શય્યા મંદિરમાં પધારતા હત
ત્યારે ચાચાજીએ શ્રી ગુસાંઈજીને વિનતિ તરીકે શ્રી નાથ
તો તમારી તરફ ચિતવે છે અને તમે ભીતર કેમ પધારો છો
એટલે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રી નાથજી તો બાળક
પરંતુ સેવા તો કરવી જોઈએ, શ્રી ગુસાંઈજી સેવા કરવાને પ
ધાર્યા. એ ચાચાજી એવા કૃપાપાત્ર હતા, જેને શ્રી નાથજીની ઘ
ઘડીની ખબર પડતી હતી.

( પ્રસંગ ૯ મો. )

એકવાર ચાચાજીને ઠોકર લાગી હતી તેથી દુ:ખીત થઈ
બેસી રહ્યા હતા. શ્રીગુસાંઇજીએ કહ્યુંકે બધા વૈષ્ણવ મારૂં અંગ દે
ત્યારે શ્રી રૂપમણિવહુજીએ કહ્યુ કે ચાચાજી કયું અંગ છે, ત્યા
શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તે મારા નેત્ર છે. ચાચાજી દુ:ખ
છે તેથી મારા નેત્ર પણ દુખે છે, એ એવા કૃપાપાત્ર હતા.

( પ્રસંગ ૧૦ મો. )

એકવાર ચાચાજીને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તં
પરદેશ જાઓ, ચાચાજીએ કહ્યુ કે હું તમારા દર્શન વગર ર
શકતો નથી ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે જ્યાં તમે જશ
ત્યાં હું તમને નિત્ય દર્શન દઈશ ચાચાજીને પરદેશ મોકલવા

કારણ એ હતું કે શ્રી ગુસાંઇજીને મોહલીલા કરવી હતી ને એ વખતે જો ચાચાજી ત્યાં હોય તો તેમનો દેહ રહે નહિ. ારે શ્રી ગોકુલનાથજી, શ્રી રઘુનાથજી,શ્રી યદુનાથજી તથા ી ઘનશ્યામજી એમને સ્વમાર્ગીય ગ્રંથની પરિપાટી કોણ તાવશે ? શ્રી ગિરિધરજીને તો સેવામાંથી અવકાશ નથી. ાવો વિચાર કરીને શ્રી ગુસાંઇજીએ ચાચા હરિવંશજીને પર-શ વિદાય કર્યા. ચાચા હરિવંશજી સેજરાત ગયા. પછી શ્રી ુસાંઇજીએ પાછળથી મોહલીલા દેખાડી. જ્યારે ચાચાજીએ ા વાર્તા સાંભળી ત્યારે તે તત્ક્ષણ મુર્છિત થઇ ગયા. એટલે ી નાથજીએ ચાચાજીને આજ્ઞા કરી કે હાલ તમારે પૃથ્વી પર હેવાનું છે એવી મારી આજ્ઞા છે. એટલે ચાચાજીએ પોતાનો હ રાખ્યો. ચાચાજી વૃજમાં આવીને બધા બાલકો પાસેથી ુબોધિની સાંભળવાનો મિષ કરીને ભણાવતા. એનું કારણ મે હતું કે ચાચાજી જાતે ક્ષત્રીય હતા, તેથી બ્રાહ્મણ કુળને કેવી ીતે ભણાવાય ? જેથી સાંભળવાના મિષથી બધા બાળકોને ભણાવ્યા. એ એવા કૃપા પાત્ર હતા કે જેમને શ્રી ગુસાંઇજી માર્ગની પરિપાટી બતાવવાને પૃથ્વી પર છોડી ગયા હતા. જે પ્રમાણે દામોદરદાસ હરસાનીને શ્રી મહાપ્રભુજી પરિપાટી બ-તાવવાને છોડી ગયા હતા. એજ કારણથી શ્રી ગુસાંઇજીએ શૃંગાર રસમંડન ગ્રંથમાં કહ્યું છે કે—

શ્લોક---यस्मात्सहायभूतौदामोदरदासहरिवंशौ ॥
विट्ठलरचितमिदंशृंगाररसमंडनंपूरणं ॥ १ ॥

આ શ્લોકમાં એવો અર્થ છે કે દામોદરદાસનો તથા

ચાચાજી હરિવંશજીનો અધિકાર એક સરખો છે. એ ચાચ.
પૃથ્વી ઉપર એકસો પચીસ વર્ષને આશરે રહ્યા. જેમને કા
કંઈ કરી શકયો નહિ.

(મુરારીદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮ મી.)

મુરારીદાસ ગોડદેશમાં નારાયણદાસની પાસે નોકરી ક
રવા ગયા, ત્યારે નારાયણદાસે મુરારીદાસને કામ બતાવ્યું મુ
રારીદાસનું કામ ઘણું સારૂં જોઇને દશ રૂપિયાનો મહિ
કર્યો ત્યારે મુરારીદાસજીએ કહ્યું કે હું આઠ રૂપિયા લઇશ પ
રંતુ સવાપહોર દિવસ ચઢે આવીશ અને છ ઘડી દિવસ રહે
ત્યારે જઈશ. નારાયણદાસે તે વાત કબુલ કરી. મુરારીદા
નોકરી કરવા લાગ્યા. એ મુરારીદાસને માથે શ્રી બાલકૃષ્ણ બિ
રાજતા હતા અને પોતે સાનુભાવ જણાવતા હતા જે જોઈએ
તે માગી લેતા હતા, અને બાલકની પેઠે બધી વસ્તુ માગી લેત
હતા. એક દિવસે નારાયણદાસે વિચાર કર્યો કે એ મોડા આ
છે અને વહેલા જાય છે તેનું કારણ શું હશે? નારાયણદા
છાનામાના તેમની પાછળ ગયા અને તેમના ઘરમાં સં
તાઇ ગયા. તેમણે તેમને સેવા કરતાં દેખ્યા, અને શ્રી ઠાકુર
સાથે વાતો કરતા જોયા, બીજે દિવસે નારાયણદાસે મુરારીદા
સને એકાંતમાં પુછ્યું કે મેં કાલ તમારે ઘેર બધું જોયું જે
તમે મને સેવક કરો. તેમની નમૃતા જાણીને મુરારીદાસે ક
કે હું શ્રી ગુસાંઇજીનો સેવક છું. અને તમે પણ શ્રી ગુસાંઈ
જીના સેવક થાઓ. નારાયણદાસે મુરારીદાસ પાસે વિનંતિ-
પત્ર લખાવીને એક માણસ શ્રીગુસાંઇજીને પધરાવવાને મોક-

ા. નારાયણદાસ અને તેમની સ્ત્રી શ્રી ગુસાંઇજીના સેવક
ાં. અને ભગવદસેવા કરવા લાગ્યા. જેવી રીતે શ્રી ઠાકુરજી
ારીદાસની સાથે વાતો કરતા હતા તેવી રીતે નારાયણદાસની
થે કરવા લાગ્યા. એ મુરારીદાસ એવા કૃપા પાત્ર હતા કે,
મના સંગતથી નારાયણદાસ વૈષ્ણવ થયા. માટે સંગ કરીએ
એવાનો કરીને જેના સંગથી આપણામાં ભગવદ ધર્મ આવે.

ગૌડદેશ નિવાસી નારાયણદાસ પાદશાહના દિવાન હતા તેમની વાર્તા.

## વાર્તા ૯ મી.

(પ્રસંગ ૧ લો.)

એક વાર શ્રી ગુસાંઇજી જગન્નનાથજીનાં દર્શન કરવા પ-
ર્યા અને જે વસ્તુ સાથે હતી તે બધી વસ્તુ ભેટ કરી દીધી.
ા વાત નારાયણદાસે એક ક્ષણમાં ઘેર બેઠા જાણી. શ્રી જગ-
થજીએ જણાવી એટલે નારાયણદાસે બીજી વસ્તુ, અ-
ારી પહેલાના જેવીજ તૈયાર કરીને મોકલી અને માણસોને
ું કે તમે પુરૂષોત્તમ ક્ષેત્રની બહાર મુકામ કરજો. શ્રી ગુસાંઇજી
ાર્યા ત્યારે ખટલામાં બધો સામાન મુકીને તે બાળક વહુ
ીઓ સહિત શ્રી ગુસાંઇજી નારાયણદાસને ઘેર પધાર્યા. ના-
યણદાસે ભેટ કર્યું મોઢેથી બોલ્યા નહિ એમ જાણીને કે જો
લીશ તો શ્રી ગુસાંઇજી ના કહેશે. જયારે શ્રી ગુસાંઇજી ગો-
ર પધાર્યા ત્યારે માણસો સાથે બધું દ્રવ્ય મોકલી દીધું એ
ારાયણદાસ એવા કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૨ જો.)

એક સમય નારાયણદાસે શ્રી ગુસાંજીને વિનતિ પત્ર

લખી મોકલ્યો. ત્યારે શ્રી ગુસાંઇજી ગૌડદેશમાં પધાર્યા. ના રાયણદાસજી શ્રી ગુસાંઈજીને ગામ બહાર પધરાવવા આ અને શ્રીગુસાંઇજીના ચરણારવિંદનાં દર્શન કરતાંમાંજ મુ ખાઈ પડી ગયા. ભગવતલીલાનાં દર્શન થયાં એટલે તેમાં પ્ર વેશ કરવા લાગ્યા ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે હજુ કામ ઘણું કરવાનું છે, હાલ લીલામાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે શ્રી ગુસાં ઇજીએ કહ્યું કે હજુ કામ ઘણું કરવાનું છે, હાલ લીલામાં પ્ર વેશ કરવાની ઢીલ છે. આવો વિચાર કરીને શ્રી ગુસાંઇજીએ નારાયણદાસને કાનમાં કહ્યું કે હજુ ઢીલ છે આ સાંભળી નારાયણદાસજીનો શ્રી ગુસાંઇજીની આજ્ઞાપર એવો વિશ્વાસ હતો કે, ભગવતલીલામાં પ્રવેશ કરવાની ઢીલ કરી

(પ્રસંગ ૩ જો.)

એકવાર નારાયણદાસે શ્રી ગુસાંઇજીને પત્ર લખ્યો કે મા સત્સંગ નથી. આ પત્ર વાંચીનેશ્રીગુસાંઇજીએ આચાહરિવંશજી આજ્ઞા કરી કે તમે નારાયણદાસની પાસે જાઓ. આચાજીએ વિ નંતી કરી કે આપનાં દર્શન વિના કેમ રહેવાસે ? એટલે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી તમને સર્વ ઠેકાણે સદૈ હું દર્શન દઇ આચાજી નારાયણદાસની પાસે આવ્યા અને નારાયણદાસ માર્ગની રીત બતાવી. વૈષ્ણવોને ઉતરવાને જુદું ઘર બંધાવ્યું, અ શ્રીઠાકુરજીની સેવા વાસ્તે જુદું મંદિર કરાવ્યું. નારાયણદા અને તેમની સ્ત્રી આચાજીની સાથે સેવા કરવા. અને નારા ણદાસ ભગવદ વાર્તા કરવા બેસતા ત્યારે બે બે ત્રણ દિ સુધી દેહનું સંધાન ભુલી જાય. આમ કરતાં કરતાં ઘણા દિ

ચેતિ ગયા. એટલે ચાચાજીએ શ્રી ઠાકુરજીને વિનતિ કરીકે ના-રાયણદાસ લીલાનાં દર્શન કરીને મુર્છિત થઇ જાય છે. અને હાલ કામતો ઘણું કરવાનું છે. ત્યારથી શ્રી ઠાકુરજી નારાયણદાસજીને આ દેહથી લીલાનો અનુભવ કરાવવા લાગ્યા. વળતી જ્યારે લીલાનાં દર્શન કરતા ત્યારે મુચ્છાં આવતી નહિ. ચાચાજીની વેનંતિથી અને ગેાી ગુસાંઇજીની કૃપાથી શ્રી ઠાકુરજીએ અતિ કૃપા કરી. ત્યાર પછી ચાચાજી શ્રી ગોકુળ આવ્યા.

(प्रसंग ४ थो.)

નારાયણદાસની સ્ત્રી ભગવત્સેવા કરતી હતી, વૈષ્ણવ આવતા તે બધાની ટહેલ કરતિ એકવાર ચાર ઠગ વૈષ્ણવનો વેષ પહેરીને નારાયણદાસજીને ઘેર આવ્યા. નારાયણદાસજી રાજદ્વાર ગયા હતા. એ ઠગે વીરાંને ભગવદ્વાર્તા સંભળાવિ. વીરાંને ભગવદ રસનો આવેશ આવ્યો તેથી મુચ્છાં આવી ગઇ. એટલે એ ઠગે વીરાંનાં ગળામાં ફાંસી નાંખીને ઘરાણું ઉતારી લીધું તે લઇને ચાલ્યા ગયા એટલામાં રસ્તામાં નારાયણદાસજી મળ્યા તેમણે કહ્યું કે અમારી વિદાયગીરી લીધાવિના તમે કેમ જાઓ છો ? નારાયણદાસજી તેમને પાછા લઈ આવ્યા. નારાયણદાસ ઘરમાં ગયાતો સ્ત્રીને મ્રનક સાંભળી. નારાયણદાસ જુએ તો સ્ત્રીભગવદ્રસના આવેશમાં હતી નારાયણદાસે તેના ગળામાંથી ફાંસી કાઢી નાંખી અને લોકોને કહયું કે, એ મરી ગઇ નથી જુઠી વાત છે. નારાયણદાશે મનમાં જાણ્યું કે જો મરી જઈ કઈશ તો કો વૈષ્ણવનો સંગ નહિ કરે. નારાયણદાસે ચરણામૃત દઈને સ્ત્રીને જીવતી કરી એટલે તે ઠગ નારાયણદાસને નમી પડયા અને ક

કહ્યું કે અમને વૈષ્ણવ કરો. નારાયણદાસે કહ્યું કે શ્રી ગોકુળ શ્રી ગુસાંઇજી પાસે જઈને વૈષ્ણવ થાઓ, પ્રસાદ લેવરાવી ગોં ઇજીઉપર પત્ર લખી દીધો. એ નારાયણદાસે વૈષ્ણવનો દે ન જોયો, જગતમાં વૈશ્ણવની નીંદા થાય એવું ન કર્યું. એ ના રાયણદાસ એવા કૃપા પાત્ર હતા.

(प्रसंग ५ मो.)

એકવાર શ્રી ગુસાંઈજી ગૌડદેશમાં પધાર્યા હતા. ત્ય નારાયણદાસને ઘેર બિરાજતા હતા. એ નારાયણદાશ શ્રી ગુ શાંઇજીની સેવામાં રહેતા તેથી રાજદ્વારમાં જવું આવવું બન નહેતું. પાદશાહે એવો હુકમ કર્યો કે, જ્યાં સુધિ તમારા ગુ અહિં રહે ત્યાં સુધિ તમે સેવા કરો એક દિવસ પાદશાહે ક કે નારાયણદાસ મારે તમારા ગુરૂના દર્શન કરવાં છે તેથી ત મારી વતી વિનંતિ કરો નારાયણદાસજિ વિનંતિ કરીને પા શાહને ઘેર લઇ ગયા અને શ્રી ગુસાંઈજિના દર્શન કરાવ્યાં. અ દરવર્ષ નારાયણદાસને ઘેર પાદશાહ જતા અને નજરાણું લે તે આ દિવસે પણ નારાયણદાસે પાદશાહની આગળ રૂ ૧૦૦૦૦ મુક્યા જ્યરે પાદશાહે કહ્યું કે હુ નજરાણું લેવા આવ્ નથી. દર્શન કરવા આવ્યો છું. અને આ દ્રવ્ય તમે તમારા ગુ રૂને ભેટ કરો. અને હવે પછી કોઈ દિવસ તમારી પાસેથી નજ રાણું લઇશ નહિ. એ શાક્ષાત કન્હૈયાલાલ છે એમની પ્રસાદ વસ્તુ મારે કંઈ જોઈએ એટલે શ્રી ગુસાઇજિએ પ્રસાદી ઉપર

ધો. એ ઉપરણો પાદશાહ સદૈવ માથે બાંધતો, જ્યારે શ્રી ગુ-
ંઇજી પધારવાનો વિચાર કરતા હતા. ત્યારે નારાયણદા-
ને મુર્છા આવી જતી હતી. શ્રી ગુસાંઇજીએ ચાચાજીને
ું કે તમે આ મને સંયોગ શૃંગાર રસનો ઉપદેશ કરો અને
યોગની વાર્તા સંભળાશો. હું તેને હંમેશ દર્શન દઇશ. વિપ્ર-
ગની વાર્તા અમને સંભળાવશો નહિ. સંયોગના અનુભવ
ના ભગવદ્ સેવા બનતી નથી. ચાચાજીના સંગથી તેમને
યોગનો અનુભવ થયો અને ભગવત્સેવા કરવા લાગ્યા અને
જકારભારને ભગવત્સેવા કરવા લાગ્યા, જે કૃતી સંસાર
વહારની હતી તેના ભગવત્સેવા માની કરતા હતા. સર્વ ઠે-
ણે તેમને ભગવદનું સંધાન સ્ફુર્ત થયું એ નારાયણદાસજી
ના કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૬ ઠો.)

એક દિવસ નારાયણદાસને ઘેર શ્રી ગોપીનાથજિનાં બે-
ટીજે સત્યભામાજી શ્રી જગન્નાથજીનાં દર્શન કરી પાછાં આવતાં
ધાર્યાં. નારાયણદાસના આગ્રહ જોઇને કેટલા ક દિવસ ત્યાં
રાજ્યાં. નારાયણદાસના ઘર આગળ જેલખાનું હતું એ
લખાનામાં જે લોકો પાદશાહનો કર ભરી શકયા નહોતા
તો બંદીખાને પડયા હતા અને બુમો પાડતા હતા. તેમનો
કાર સાંભળીને સત્યભામાજીએ વિચાર કર્યો કે આ
ક દુઃખી છે તો તેમનું દુઃખ ભાગ્યા વિના ભોજન નહિ
ં. બેટીજીએ ભોજન કર્યા વિના પધારવાની તૈયારી કરી
રાયણદાસે ના કહી સત્યભામાજીએ આખો દિવસ ભોજન

ન કર્યું, અને ગામમાં જેટલા વષ્ણવ હતા તે કોઇએ પ્રસ
ાહિ લીધો. બધા વૈષ્ણવ ભુખ્યા રહ્યા, આ વાતની ખબર પાદ
ાહને પડી. એટલે પાદશાહે નારાયણદાસજીને પુછ્યું. નારા-
ાણદાસજીએ એટલે સર્વ સમાચાર કહ્યા. ત્યારે પાદશાહે ક
, પચીસ હજાર રૂપીયા ભેટ કરીને બેટીજીને ભોજન કરવ
વેનંતિ કરો. બેટીજીએ આ વાત સાંભળીને કહ્યું કે, મારે પ-
ચીશ હજાર રૂપીયા જોઈતા નથી. આ કેદીને માફી આપ
છોડી દો, નારાયણદાસે આ વાર્તા પાદશાહ આગળ કહી. એ-
ટલે પાદશાહે કહ્યું કે, આવાં ત્યાગી બેટીજીની આજ્ઞા જો માં
નહિ ચઢાવું તો મારૂં ભુંડું થસે જેથી બધા કેદીને પાદશા
છોડી દીધા. એટલે ભોજન કર્યું. અને નારાયણદાસ એવા વૈ-
ષ્ણવ હતા કે જેના સંગથી પાદશાહની બુદ્ધી એવી નિર્મ
રહેતી હતી.

(કાયસ્થ વિઠ્ઠલદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦ મી.)

વિઠ્ઠલદાસે ગૌડદેશમાંજઇને પરગણું ઈજારે લીધું. પર-
ગણામાં ખોટ ગઇ તેથી પાદશાહના દીવાન નારાયણદાસે વિ-
ઠ્ઠલદાસને કેદ કર્યા. વિઠ્ઠલદાસને નિત્ય માર મરાવે. વિઠ્ઠલદા-
સ એવા હતા કે નિત્ય માર ખાય. પરંતુ વૈષ્ણવતા ન જણાવે
વિઠ્ઠલદાસ હિસાબ ચુકાવી બંધીખાનેથી છુટયા, એવામાં શ્રી
ગુસાંઇજી ગૌડદેશમાં પધાર્યા. ત્યારે નારાણદાસ દર્શન કરવ
ગયા. વિઠ્ઠલદાસ પણ ગયા. શ્રી ગુસાંઇજીએ પુછ્યું કે વિઠ્ઠલ
દાસ આટલા દિવસ કયાં હતા? ત્યારે વિઠ્ઠલદાસે કહ્યું કે એ
દેશમાંજ રહું છું પછી શ્રી ગુસાંઇજીએ ભોજન કરીને વિઠ્ઠલદા

ને પ્રસાદ લેવાની આજ્ઞા કરી. વિઠલદાસે કપડા ઉતાર્યાં. એ છે એટલે તો શરીર પર માર ઘણો પડયો હતો તેથી તેનું શરીર બધું બગડયું હતું. શ્રી ગુસાંઇજીએ વિઠલદાસને ચયું કે તમને શું થયું છે? ત્યારે વિઠલદાસે વિનંતિ કરી કે હારાજ દેહનો દંડ દેહ ભોગવે છે. નારયણદસે વિનંતિ કરી મહારાજ મેં તમને માર મરાવ્યો છે. મેં તમને વૈષ્ણવ ણ્યા ન હતા. એ અપરાધ આપ ક્ષમા કરો. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે વૈષ્ણવ નહોતા જાણ્યા પરંતુ જીવ લેતા હતા. શ્ણવને જીવ માત્ર પર દયા રાખવી જોઇએ. જેના મનમાં યા અને વિવેક ધૈર્ય અને ભગવદાશ્રય નથી તેના ચિતમાં ભગવદાવેષ આવતો નથી જુઓ વિઠલદાસ કેવા ધૈર્યવાન છે કે આટલું કષ્ટ પામીને દુઃખ સહન કર્યું પરંતુ વૈશ્ણવતા ગુપ્ત રાખી એવાને વશ શ્રી ઠાકરજી રહે છે. આટલું કહેને શ્રી ગુસાંઇજી ચુપ રહયા. નારાયણદાસે એકાંતમાં વિઠ્ઠલદાસને મળીને અપરાધ ક્ષમા કરાવ્યો. અને કહ્યું કે તમે અહિં રહો તો ઘણું સારૂં, ત્યારે વિઠલદાસે કહયું તમે મારી વૈષ્ણવતા જાણી છે તેથી આ દેશમાં નહિ રહું. વિઠલદાસજી એવા કૃપા પાત્ર હતા કે, જેમણે એટલું દુઃખ સહન કરીને વૈષ્ણવ પણું ગુપ્ત રાખ્યું, તેથી તેમની વાર્તા લખીએ.

(ભૈયા રૂપમુરારી ક્ષત્રીની વાર્તા.)     (પ્રસંગ ૧ લો.)     વાર્તા ૧૧ મી.)

એક દિવસ શ્રી ગુસાંઇજી ગોવિંદકુંડ ઉપર સંધ્યા કરતા હતા, ભઈયા રૂપમુરારી શિકાર કરના કરતા ત્યાં આવ્યા. તેમના હાથમાં બાજ હતો દુરથી શ્રી ગુસાંઇજીનાં દર્શન

થયા તો સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં. એ-ટે શેકાર છોડી દીધો અને શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે મ રી તો આ દશા છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે જાગ્યા ત્યાં પવાર આ સાંભરીને ભૈયા રૂપમુરારી હાથ જોડીને ઉભા થય શ્રી ગુસાંઇજીએ કહ્યું કે સ્નાન કરીને આવો એટલે સ્નાનકરીને સન્મુખ ઉભા રહયા. શ્રી ગુસાંઇજીએ તેમને સંભળાવ્યું અને શ્રી નાથજી સમક્ષ સમર્પણ આપ્યું, ભોજન કરીને મહાપ્રસાદનં પાતર કરાવી એટલે રૂપમુરારીએ મહાપ્રસાદ લીધો એક દિ વસ રૂપમુરારીએ શ્રી ગુસાંઇજીને પુછ્યું કે હું આપના ચરણ સ્પર્શ કરૂં, પરંતુ મારા કર્યા કર્મ મને યાદ આવે છે તેથી માર વૈષ્ણવ થયા તમારો નવો જન્મ થયો. જેથી તમે નિત્ય અપર સમાં ન્હાઇને ચરણસ્પર્શ સુખેથી કરો એ મુરારી એવા કૃ પા પાત્ર હતા કે જેનું મન દર્શન કરતાં પ્રભુના ચરણારવિંદમ લાગ્યું.

('કાયસ્થ પિતા પુત્રની વાર્તા.) (પ્રસંગ ૧ લો. વાર્તા ૧૨ મી)

તેમણે એક પરગણું ઇજારે લીધું પરંતુ વીશહજાર રૂપૈય ખોટ ગયા, તેથી પાદશાહે તેમને કેદ કર્યો તેથી તેમણે તેમન ગોરને દેશમાં મોકલ્યો. ગોરે ઘરના બધા દાગીના વેચ્યા તો રૂા ૨૦૦૦) આવ્યા તે અને એક બ્રાહ્મણના રૂ ૩૦૦૦) કરજે કરીને કુલ રૂ ૫૦૦૦) એકઠા કર્યાં. અને તેમને લાવી આપ્યા. તેમણે વિચાર કર્યો કે આટલા રૂપૈયેથી આપણો છુટકો થનાર નથી માટે બેહજાર રૂપૈયા શ્રી ગુસાંઇજીને ભેટ મોકલી દિધા અને રૂ

૩૦૦૦) બ્રાહ્મણને પાછા મોકલ્યા કારણ કે બ્રાહ્મણનું કરજ આ-
પણે માથે રહેશે તો બ્રહ્મરણ માથે રહે અને તે બાધા કરે માટે
પાછા મોકલ્યા. ગોર રૂપૈયા લઇને શ્રીગુસાંઇજી પાસે આવ્યો
શ્રી ગુસંઇજીએ પુછયું કે તે પિતા પુત્ર ક્યાં છે? ત્યારે તેણે કહ્યું
કે તે તો બંધિખાને છે. શ્રી ગુસાંઇજીએ ચાચા હરિવંશજીને
પત્ર લખી આપીને બીરબલ પાસે દીલ્લી મોકલ્યો. ચાચાજી
આવીને બીરબલને ઘેર ઉતર્યા. અને પિતા પુત્ર પાસે માણસ
મોકલ્યો. એ મનુષ્યે શ્રી ગુસાંઇજીનો આશિર્વાદ કહ્યા અને
પત્ર આપ્યો એ પત્રની સાથે બીરબલનો પત્ર હતો તેને
વાંચીને છુપાવી રાખ્યો, એ પત્રનો અભિપ્રાય એ હતો કે
શ્રી ગુસાંઇજી વીસહજાર રૂપૈયાના જામીન પડશે તો આ-
પણો ધર્મ નહિ રહે. બંધિખાને રહેશું તો ધર્મ રહેશે
આવો વિચાર કરીને બીરબલનો પુત્ર છુપાવી રાખ્યો, અને
તે મનુષ્યને કહ્યું કે પત્ર ખોવાઈ ગયો. તે વ્રજવાસીએ ચાચા-
જીને કહ્યું કે પત્ર તો ખોવાઈ ગયો. ત્યારે ચાચાજીએ મનમાં
વિચાર કર્યો કે ખોવાઇ ગયો તો શું થયું. શ્રી ગુસાંઇજીના
પ્રતાપથી કાર્ય સિદ્ધ થશે; આવો વિચાર કરીને ચાચાજીએ
બીરબલને કહ્યું કે શ્રી ગુસાંઇજી વીસહજારના જામીન થાય
અને તમે પિતાપુત્રને છોડાવી દો. ત્યારે બીરબલે કહ્યું કે હું
શ્રી ગુસાંઇજીનો દાસ છું. મારી પાસે દ્રવ્ય છે એ શ્રી ગુસાંઇ-
જીનુંજ છે હું જામીન થઇશ. બીરબલે પાદશાહને કહીને છોડાવી
મુકયા. અને પરગણામાં મોકલ્યા. પિતાપુત્રે કમાઈને દ્રવ્ય

ભરી દીધું એ પિતાપુત્ર શ્રી ગુસાંઈજીના. એવા કૃપાપાત્ર હ
જેમણે બંદીખાનું કબુલ રાખ્યું હતું પરંતુ ધર્મ ન છોડયો.

( કૃષ્ણદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૩ મી. )

કૃષ્ણદાસ એક મલેચ્છની પાસે પરગણામાં રહેતા . જે વૈષ્ણવ આવે તેને રૂપૈયા દઈને ખત લખાવી લેતા. અને ન પ ર કરાવતા, એમ કરતાં ત્રીસ હજાર રૂપૈયા તુટયા એટલે મ્લેચ્છે કૃષ્ણદાસને બાંધખાને નાંખ્યા. કૃષ્ણદાસનો ગોર બધ ખ ા મલેચ્છને દેવા લાગ્યો ત્યારે કૃષ્ણદાસે વિચાર કર્યો કે મારો બધો ધર્મ જાય. અને વૈષ્ણવને કષ્ટ થાય. હું એકલો કષ્ટ ભો ગવું તો ફિકર નહિ. એવો વિચાર કરીને કૃષ્ણદાસે બધ ખત સળગાવી મુકયાં. બીજે દિવસે મ્લેચ્છે કૃષ્ણદાસને બો લાવીને કહ્યું કે તમારી પાસે કંઈ હોય તો આપો. તેમણે કહ્યુ કે મારી પાસે કંઈ પણ નથી. મ્લેચ્છે કૃષ્ણદાસને સિરપાવ આપીને પરગણામાં મોકલ્યા, અને ધીરે ધીરે બધા રૂપૈયા ભરી દીધા.એ કૃશણદાસજી એવા કૃપાપાત્ર હતા. જેમણે બંદીખાનું ભોગવ્યું પરંતુ વૈશણવને કષ્ટ ન પડવા દીધું તેથી પ્રભુએ મલેચ્છની બુદ્ધિ ફેરવી.

( ગોપાલદાસ સેગલ ક્ષત્રીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪ મી. )

એ ગોપાલદાસ શ્રી નંદગામમાં રહેતા હતા. જ્યારે શ્રી નંદમાં પધાર્યા ત્યારે તેમણે તેમને પોતાને ઘેર ઉતાર્યા. અને જે ઘરમાં હતું તે સર્વસ્વભેટ કર્યું, પછી એક મ્લેચ્છની નોકરી કરવા લાગ્યા. એ મ્લેચ્છનું દ્રવ્ય ગોપાલદાસ વૈશણવમાં ખરચવા લાગ્યા ત્યારે લોકોએ તે મ્લેચ્છને કહ્યું કે આને નોકરી

કરીમાંથી કાઢી મુકો એ કથાકીર્તનમાંદ્રવ્ય ખરચે છે. ત્યારે ેચ્છે કહ્યું કે તેના ભાગ્ય વડે મારૂં દ્રવ્ય દિન પ્રતિદિન વધતું ય છે, એ કાંઇ સંસાર વ્યવહારમાં ખરચતો નથી જેથી એને ર કાઢી મુકું. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા.જેમના ગથી મ્લેચ્છની બુદ્ધિ નિર્મળ રહેતી હતી.

(હરિદાસ વાણિયાની વાર્તા) પ્રસંગ ૧ લો. વાર્તા ૧૫ મી.)

એ હરિદાસ વાણિયા મેરતા ગામમાં રહેતા હતા,ગામમાં એકજ વૈષ્ણવ હતા. અને તે ગામનો રાજા જૈમલ સ્માર્ત ર્મમાં હતો. એકાદશી પહેલી કરતો હતો. જૈમલ રાજાની બે-તું ઘર હરિદાસ વાણીયાની ઘરની સામું હતુ. જ્યારે શ્રી ગુ-ાંઈજીહરિદાસજીને ઘેર પધાર્યા ત્યારે જૈમલની બેનને બારીમાંથી ી ગુસાંઇજીના સાક્ષાત્ પુર્ણ પુરષોત્તમના દર્શન થયાં,જૈ-લની બેને પત્રદ્વારા શ્રી ગુસાંઇજીને વિનંતી કરી,નેપત્રદ્વારા સેવક થઈ એક દિવસ જૈમલે એવો હુકમ કર્યોકે બીજી એ-દશી કરશે તેને શિક્ષા કરીશ- હલકારાએ જૈમલને ખબરકરી હરિદાસે બીજી એકાદશી કરી છે એટલે હરિદાસને બોલાવ્યા ને કહ્યું કે હરિદાસ તમે બીજી એકાદશીકેમ કરી ? ત્યારે હ. દાસે કહયું કે જૈમલ મારી ખુશી. જૈમલને ઘણે ક્રોધ ચડયો ાનેક્રોધાવેશમાં શુધ ભુલી ગયો. તરવાર ખેંચીને હરિદાસને ારવા દોડયો.જેમલની રાજાની કચેરીમાં એવો હુકમ હતો કે ના હુકમ વિના કોઈ કઇપણ કરે તો તેને શિક્ષા થાય. એવી ની રીત હતી. તેથી હરિદાસને પકડવા કોઇ ન ઉઠયો જેમલે રવાર ખેંચી તે જોઈને હરિદાસ બહાર ભાગ્યા અને જેમલ પા

છળ દેડયો, હરિદાસ જેમલની બેનના. ઘરમાં ભરાઇ ગયા ત્ય
તે પણ તરવાર લઇ ત્યાં ગયોં જેમલની બેને જેઇમલને જોઈને:
કે વૈશ્ણવને મારીશ તો અપરાધી થઇશ, અને એ મારા મો
ભાઇ છે ને તું નાનો ભાઈ છે માટે તેમને પગે લાગ.નહિં
તને અપરાધ લાગશે અને આપણા બાપ દાદા બધા નર્ક
જશે. પછી વૈશ્ણવ મહાત્મ્યના શ્લોક બાઈએ જેમલને સં
ભાળ્યા.

भगवद्वचनम्—

मतोमद्भक्तभक्तेपुभीतिरभ्यधिकाभवेत् ॥ तस्मान्मद्भक्तभक्तश्चपूजनीतोविशेपत ॥१॥
अध्वश्रांतमविज्ञातमतिक्षुत्पिपासितम ॥ योनपूजयतेभक्तातमाहुर्ब्रह्मघातकम ॥२॥
मद्वंदनाच्छतगुणंममभक्तस्यतुवंदनम् ॥ मद्भोजनाछतगुणंभद्भक्तस्यतुभोजनम ॥३॥

बृहनारदीये

योविष्णुभक्तान् निष्कामानभोजयेच्छ्रद्धयोान्वितः त्रिसप्तकुलमृद्धत्यसयातिहरिमंदिरम् ४
विष्णोःप्रसादमाकांक्षनवैष्णानपरिपयेत् । अन्यथावाप्तकामोसौनैपिकेनांपिकेनांपितुच्यति (
पूजनाद्विष्णुभक्तानांपुरुषार्थोस्तिनेतरा ॥ तेपुचद्वेपतःकिंचिन्नस्तिनाशनमात्मनः ॥६॥
वस्त्रालंकारभूपाद्यैर्योभागवतमर्चयेत् ॥ भूष्यततेस्यवंशोति श्रीवृद्धि पुत्रपौत्रकैः ॥ ७ ॥
अंगसंवाहनाद्यैश्चतांबूलैर्व्यंजनैस्तथा ॥ तोपयेद्भगवद्भक्ततुष्यजेचजनार्दनः ॥८॥

श्रीमद्भागवते—

बाध्यमानोपिमभद्भक्तोविपयैरजितेंद्रियः ॥ मायपगल्भभक्त्यायाविपयैर्नाभिभूयते ॥९॥

श्रीमद्भगवतगीतायाम् ॥

अपिचेत्सुदुराचाराभजतेमामनन्यभाक ॥ साधुरेवसमंतव्यः सम्यग्व्यवतिततोहिसः ॥१०॥

स्कंदपुराणे—

ब्राह्मणक्षत्रियोवैश्यःशूद्रोवायदिवेतरः ॥ विष्णुभक्तिसमायुक्तोज्ञेयःसर्वोत्तमोत्तमः ॥११॥
दुराचारोपिसर्वाशाकृतघ्नोनास्तिकःपुरा ॥ समाश्रयदादिदेवंश्रद्धयाशरणंहियाः ॥१२॥

हारीतस्मृतौ—

भगवद्भक्तिदीपाग्निदग्धदुर्जातिकश्मल ॥ श्वपचोऽपिबुधैः श्लाघ्योनयेदाढ्योपिनास्तिकः १
पाराशरस्मृतौ—तदीयाराधनंपुण्यंवध्यामिमुनिसत्तमाः ॥
यदन्वेपणमात्रेणसर्वपापौप्रमुच्यते ॥ नातपरतरपुण्यंत्रिपुलोकेषुविद्यते ॥१४॥
सर्वैकामप्रदंपुसामत्यंनातिशंयहरे ॥ तस्मात्परतरंश्रेयोनास्तिसत्यंब्रवीम्यहम् ॥१५॥

सकृत्संपूजनंतेपांमुक्तिदंपापिनामपि ॥ सहस्त्रवार्षिकीपूजाविष्णोर्भगवानोहरेः ॥
सकृद्भागवताचार्याःकलांनार्हंतिषोडशीम् ॥ १६ ॥
सकृत्संपूजितेपुण्जेमहाभागवतगृहे ॥ आएल्पकोटिपितरः परितृप्तानसंशयः ॥१७॥
यथातुष्यतिदेवेशोमहाभागवतार्चनात् ॥ तथानतुष्यतिहरिर्विधिवत्स्वार्चनादपि ॥१८॥
षष्टिर्वर्षसहस्त्राणिविष्णोराराधनेफलम् ॥ सकृद्वैष्णवपूजायांलभतेनात्रसंशयः ॥१९॥
वैष्णवोयद्गृहभुक्तस्यभुंक्तेहरिःस्वयम ॥ हरिर्यस्तभुंक्तेवस्यभुंक्तेजगत्पयम ॥२०॥
अंबरीपाख्यानेदुर्वासायभगद्वाक्यम् ॥
अहंभक्तपराधीनोह्यस्वतंत्रइवद्विज ॥ साधुभिर्ग्रस्वहृदयोभक्तैर्भक्तजनाप्रियः ॥१॥
नाहमात्मानमाशासेवद्भक्तैः साधुभिर्विना ॥ श्रियंचात्यंतिकिंब्रह्मन्येषांगतिरहंपरा ॥२॥
येदारागारपुत्राप्तान्प्राणन्वित्तामिमंपरम् ॥ हित्वामांशरणंयाताः कथंतांस्त्यक्तुमुत्सहे ॥३॥
मयिनिर्बद्धहृदयासाधवःसमदर्शनाः ॥ वशीकुर्वंतिमांभक्त्यासत्स्त्रियःसत्पतिंयथा ॥ ४ ॥
मत्सेवयाप्रतीतचसालोक्यादिचतुष्टयम् ॥ नेच्छंतिसेवयापूर्णाःकुतोऽन्यत्कालविप्लुतम् ॥५॥
साधवोहृदयंमह्यंसाधूनांहृदयंत्वहम् मदन्यत्तेनजानंतिनाहंतेभ्योमनागपि ॥ ६ ॥
एवंधर्मैर्मनुष्याणमुद्धवाऽऽत्मनिवेदिनाम् ॥ मयिसंजायतेभक्तिःकोऽयोऽर्थोस्यावशिष्यते ७
दशमस्कंधेउत्तरार्धेभगवद्वाक्यम्—
नह्यम्लयानितीर्थानिनदेवामृच्छिलामयाः ॥ तेपुनंत्युरुकालेनदर्शनादेवसाधवः ॥८॥
नाग्निर्नसूर्योचचंद्रतारकानभूर्जलंखंश्वसनोथवाङ्मनः। उपासिताभेदकृतोहरंत्यघंविपाश्चितोघ्नंतिमूहूर्तसेवया ॥ ९ ॥ यस्याऽऽत्मबुद्धिःकुणपेत्रिधातुकेस्वधीःकलत्रादिषुभौमईज्यधीःयत्तीर्थबुद्धि सलिलेनकर्हिचिज्जनेष्वभिज्ञेषु स एवगोखर ॥१०॥

આ સાંભળીને જેલમજી શાસ્ત્રને જાણવાવાળા થયા. અ
હેવા લાગ્યા કે આ શાસ્ત્રનો અભ્યાસ ક્યાં કર્યો? ત્યારે ત
ાઈએ કહ્યું કે મારા મોટા ભાઈ હરિદાસ પાસેથી શીખી છુ
ારે જેમલે પુછ્યું તારો મોટો ભાઈ શી રીતે થાય ? ત્યારે ત
ાઇએ કહ્યું કે પ્રથમ એ શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને પછ
 થઈ તે મારા મોટા ભાઇ થાય, મારા પ્રાણ કરતાં પણ મ
ધારે વહાલા છે. ત્યારે જેમલે કહ્યું કે એ નિત્ય તારે ઘેર આવ
? ત્યારે તે બાઇએ કહ્યું કે નિત્ય ભગવદ્સેવા કરવા આવ
. ચાલ તું દર્શન કર. તરવાર નીચે મુકી દે, શ્રી ઠાકુરજી આ

ગળ તરવાર રખાય નહિ તે બાઈએ જેમલને આ પ્રમાણે કે
તરવાર નીચે મુકાવી અને હાથ પકડી શ્રી ઠાકુરજી આગળ
ગઈ દર્શન કરતા માંજ ક્રોધ બધો સમાઈ ગયો, અને બુદ્ધિ
ર્મળ થઇ ગઇ જેવી રીતે સુર્ય ઉદય થયાથી કમલ ખીલે તે
જેમલનું હૃદય કમળ પ્રફુલીત થઈ ગયું. અને કહેવા લાગ્યો
હરિદાસ પાસે મારો કરેલો અપરાધ ક્ષમા કરાવો અને મ
વૈષ્ણવ કરાવો. તે બાઈએ જેમલજીને ન્હવરાવી હરિદાસ પા
અપરાધ ક્ષમા કરાવ્યો, અને તેને બેસાડયો. અને કહ્યું
આજ મહાપ્રસાદ અહિં લેજો. જેમલજીએ મહાપ્રસાદ લ
લીધો એટલામાં શ્રી ગુસાંઈજીએ દ્વારકાથી ફેરતે પધાર્યા અ
હરિદાસને ઘેર ખબર મોકલી. આ વાત સાંભળીને હરિદાસ
જેમલની સાથે લઈને દર્શન કરવા ગયા. અને જેમલજી ત્યાં વૈ
ષ્ણવ થયા. આખું કુટુંબ અને ગામ બધું વૈષ્ણવ થયું. બ
લોકોને આશ્ચર્ય લાગ્યું કે જેમલ હરિદાસને મારવા ગયો હ
તે વૈષ્ણવ થઇને ઘેર આવ્યો. એ હરિદાસ એવા ટેકી વૈષ્ણવ હ
કે જેમલથી ન ડર્યા. જેમલની સામા ઉત્તર દીધો.

(प्रसंग २ जो.)

હરિદાસને એક પુત્રી હતી. હરિદાસે તેમના ગોરને કહ
કે આ પુત્રીની સગાઇ કરી આવો, ત્યારે તે ગોર એક જૈન ધ
ર્મીને ધનાઢ્ય જાણીને ધનના લોભથી તેને ઘેર સગાઇ ક
આવ્યો. હરિદાસ આ વાત શાંભળીને કંઇ પણ બોલ્યા નહિ
અને ગોરને કહ્યું કે દ્રવ્ય તથા પુત્રી લઈ જઈને તમે વિવાહ ક
રીદો. ત્યારે ગોરે હરિદાસ પાસેથી દ્રવ્ય લઇને વિવાહ કરી દીધ

અને પુત્રીને પરભારી વિદાયગીરી દીધિ. હરિદાસ એવા ટેકી ભગવદિય હતા કે જેમણે લોક નિંદા સહન કરી. પરંતુ જૈનધર્મીનું મોં ન જોયું એ એવા કૃપા પાત્ર ભગવદીય હતા.

(હરિદાસની પુત્રીની વાર્તા.) (પ્રસગ ૧ લો.) (વાર્તા ૧૬ મી.)

હરિદાસનો ગોર હરિદાસની પુત્રીને પરણાવી તેને સાસરે મુકી આવ્યો, તેનું નામ કૃશણાબાઇ હતું એ કૃશણાબાઈએ સાસરાને ઘેર અનાચાર જોઇને વિચાર કર્યો કે, અન્નજળ નહિ લેવુ અને દેહ ત્યાગ કરવો. તેથી તેણે ત્રણ દિવસ અન્ન જળ લીધું નહીં. તેની સાસુનો સ્વભાવ ઘણો દયા યુકત હતો તેથી તેને દયા આવી. એટલે તેણે કહ્યું કે વહુ તું ખાતી કેમ નથી. ત્યારે કૃશણાબાઇએ કહ્યું કે હું તો મારે હાથે રસોઇ કરીને ખાઉં બીજાના હાથથી જળ પણ ન લઉં ત્યારે તેની સાસુએ કહ્યું કે તારે હાથે જળ લાવીને રસોઇ કર. એમ કહિ વાસણ વહુએ કહયાં તે બધાં તેની સાસુએ આપ્યાં. વહુએ રશોઈ કરીને ભોગ ધર્યા અને પછી ભોગ સરાવિ એક પાતર પોતાની કરી લીધી અને બધો મહાપ્રસાદ તેમને આપી દીધો. મહાપ્રસાદ લેતામાંજ તેમની બુદ્ધિ નિર્મળ થઇ. એટલે કૃશણાની પરોહના ઘરના બધા કરવા લાગ્યા. એ કૃશણા જળ ભરવા ગામ બાહર કુવો હતો ત્યાં જતી હતી. તે કુવા પર તેને એક વૈશણવ મળ્યો, તેની શાથે હરિદાસની ઓળખાણ નીકળી, એટલે તે વૈશણવ નિત્ય કુવા પર તે બાઇને ભગવદસ્મરણ કરાવે. અને કૃશણા તે ભગવદસ્મરણ કર્યા વિના પ્રસાદ લેતિ નહોતી જે દિવસે કુવા પર ન મળે તે દિવસ તેને ઘેર જઇ ભગવદસ્મરણ

ફરી આવતી એનું કારણ એ કે શ્રી મહાપ્રભુજીએ નવર-
ગ્રંથમાં આજ્ઞા કરી છે કે " निषेदनंतुस्मर्तव्यसर्वथाताद्दशौजनै " ~
તે નિત્ય ભગવદ્દસ્મરણ કર્યા વિના પ્રસાદ લેતી નહોતી. એક
વાર વૈશણવ કોઈ ગામ ગયો હતો તે ત્રણ દહાડે આવ્યો. એ
ટલે કૃશણાએ ત્રણ દિવસ સુધી પ્રશાદન લીધો.કૃશણાને તેની સા
સુએ કહ્યું કે ત્રણ દિવસ થયાં તું નિત્ય ગાયને પાતળ કેમ દે
અને તું કેમ લેતી નથી ? ત્યારે કૃશણાએ કહ્યું કે મારો ગુરૂભા
નિત્ય મને કુવા પર મળે છેઅને જો ન મળે તો તેને ઘેર જઈને ભ
ગવદ્દસ્મરણ કરી આવું છું તે ત્રણ દિવસ થયાં મળતો નથી તે
મહાપ્રસાદ લેતી નથી. સાસુ તેનું સત્ય દેખીને ઘણી રાજી થઈ
અને કહેવા લાગી કે હું તારી સાથે આવું તો મને તે વૈશણ
વનું ઘર બતાવીશ તે સાસુને એટલે પણ વઇશણવને ઘેર લઇ ગઇ
તે વઇશણને ઘેર લઇ ગઈ.તે વૈશણવત્રણદિતશે ઘેર આવ્યો. કૃશણા
તેણે ભગવદ્દસ્મરણ કર્યા ત્યારેતેની સાસુ હાથ જોડી કહેવ
લાગી કે એ ત્રણ દિવસ થયાં ભુખી છે, અને કૃપા કરી તમે મા
ઘેર નિત્ય આવી તેને ભગવદ્દસ્મરણ કરાવી જાઓ તો હું ત
મારો ઉપકાર માનીશ. અને તમારા સંગથી મારૂં પણ
સારૂં થશે વૈશણવે નિત્ય આવવાની હા કહી, તે દિવસથ
તે નિત્ય તેને ઘેર આવી ભગવદ્દ સ્મરણ કરાવતો તથ
કૃશણાની સાસુ સસરો, ધણી અને ઘરના બધા તેને ~
ળખવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે તમારો ધર્મ અમ
સમજાવો. અમે બધા તમારા શિષ્ય થઇએ, ત્યારે તેણે કહ્યું

ારા ધર્મમાંતો બધા શ્રી ગુસાંઈજીના સેવક થાય છે. ત્યારે
સાસુએ કહ્યું કે એ શ્રી ગુસાંઇજી ક્યાં રહે છે. અને અમારે
પધારે એવો કંઈ પણ ઉપાય કરો દ્રવ્યતો અમારે ઘણું છે.
કહેશો તેટલું ખર્ચ કરીશું.વૈશ્ણવે પત્ર લખીને કાસદ મો-
ા એટલે શ્રી ગુસાંઈજી ત્યાં પધાર્યા. અને બધા સેવકથયા.
તેના સંગથી ગામના વાણીયા પણ સેવક થયા એ હરિ-
ાનાં પુત્રી શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં કે જેના સં-
ી બધું ગામ વૈષ્ણુવ થયું.

(प्रसंग २ जो.)

શ્રી ગુસાંઇજી ત્યાંથી દ્વારિકા પધાર્યા. એક દિવસ કૃ-
ાની સાસુએ રસોઈ કરી તેથી તેને ઘણો તાપ થયો કે મારી
ા ચુકી અને રસોઇ કરવાની વખતે શ્રી ઠાકુરજી આવીને
શિખવતા. અને ઇચ્છામાં આવતી તે સામગ્રી કરાવતા
ોરે બાલભાવ બધો જણાવતા, હવે એ સુખ તે નહિ મળે
વો વિચાર કરીને વિપ્રયોગ કરવા લાગી. એનો તાપ શ્રી
રજી સહી ન શકયા. તેથી સાસુને શ્રીઠાકુરજીએ સ્વપ્નમા
ણાવ્યું કે મને કૃષ્ણના હાથની રસોઈ બહુ ભાવે છે જેથી
બીજી સેવા કરો.બીજે દિવશે કૃષ્ણાની સાસુએ તેને કહ્યુ
રસોઇ તુ કર હું બીજી સેવા કરીશ અને શ્રી ઠાકુરજીએ શ્રી
ાંઈજીને પણ જણાવ્યું કે તતે કૃષ્ણાને ભલામણ કરો કે
ાઇની સેવા ન છોરે. શ્રીગુસાઈજી દ્વારકાથી પાછા તે ગા-
માં પધાર્યા. અને કૃષ્ણા શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા
ાવતી તેથી રસોઇને બહુ વાર થાય એમ જાણીને તે

સેવા કરતી. શ્રી ગુસાંઇજીએ કૃશણાને આજ્ઞા કરી કે તારા હ. થની રસોંઈ શ્રી ઠાકુરજીની ભાવે છે તેથી તું શ્રી ઠાકુરજીથી. હોંચીને મારાં દર્શન કરવા આવ જે. દાસનો ધર્મ છે ' ું શ્રમ ન પહોંચે એવું કરવું. તે દિવસથી ઘણું કરીને કૃષ્ણા । રસોઈની સેવા કરતાં એ એવાં કૃપાપાત્ર હતાં.

( અલીખાન પઠાણની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૭ મી. ).

એક અલીખાન પઠાણ પૃથ્વી પતિની પાસેથી નવાસા હકુમત લઈને મહાવન આવી રહયા હતા. એને શ્રીગુસાંઇજી પાસે નિત્ય કથા સાંભળવા આવતા હતા. એક દિવસ કથામ એવું સાંભળ્યું કે લોક,"" वृक्षेवृक्षेवेणुधारीपत्रेपत्रेचतूर्भूजः ।`यत्रवनावनं त्रलक्षालक्षकथाकुतः ॥१॥ આશ્લોક સાંભળીને એવો ઢંઢેરો પીટાવ્ કે જે કોઇ વૃજના વૃક્ષનું પાદડું સરખું તોડશે તો તેને શિક્ષ કરીશ. આ દેશમાં એક તેલ ભરીને જતો હતો તણે એ વૃક્ષની ડાળ તોડી તેથી અલીખાંએ તેનું બધું તેલ વૃક્ષમાં ઢો ળાવી દીધું. તે દિવસથી એવો ડર બેસી ગયો કે કોઇ વૃક્ષ પાંડડું પણ તોડે નહિ.

(પ્રસંગ ૨ જો.)

એક દિવસ એક ચોરને અલીખાન પાસે પકડી લાવ્ય એ ચોર સોગન ખાવા લાગ્યો કે હુ ઉના તેલમાં હાથ ઘા અને તે જો ઠંડુ થઈ જાય તો સાચુ માનજો. અલીખાને તેલ મં ગાવીને કહ્યું કે પરમેશ્વર ઉના તેલને ટાઢું કરે છે અને ટાઢ. ઉનું કરે છે તેથી તું ટાઢા તેલમાં હાથ ઘાલ. ચોરે ટાઢા ત હાથ ઘાલ્યો.કે તેનો હાથ બળી ગયો, એ અલીખાનનો પ:

શ્વરપર એવો વિશ્વાસ હતો.

(પ્રસગ ૩ જો)

અલીખાન પાસે એક ઘોડો ઘણોજ સુંદર હતો. એક ઘ-
માં છ ગાઉ ચાલતો હતો. એ ઘોડા ને દેખીને શ્રી ગુસાંઇજીએ
હુ સરાહના કરી એટલે અલીખાને તે ઘોડો શ્રી ગુસાંઈજી
ાસે મોકલી દીધો. પરંતુ શ્રી ગુસાંઈજીએ રાખ્યો નહિ. ત્યારે
ચાર્યું કે જો હું તેમનો સેવક થઇશ તો રાખશે અલીખાન
વક થયા અને સેવા કરવા લાગ્યા. અલી ખાનની પુત્રી પણ
વા કરવા લાગી, શ્રી ઠાકુરજી તેને અનુભવ બતાવવા લાગ્યા
ને તે સાથે મળીને નૃત્ય કરતા. અલીખાનને ખબર પડી કે
તર નૃત્યનો શબ્દ થાય છે અલીખાને છુપારહીને જોયું તો
ી ઠાકુરજી પધાર્યા હતા અને નૃત્ય કરતા હતા. આ જોઈને
ત્રીની સરાહના કરવા લાગ્યા.

(પ્રસંગ ૪ થો)

નિત્ય શ્રી ગુસાંઇજી ગોકુલમાં કથા કહેતા હતા. અને
ર્વ સાંભળતા હતા. અલીખાન પણ નિત્ય કથા સાંભળવા
ાવતા હતા, જ્યારે અલીખાન આવે ત્યારે શ્રી ગુસાંઈજી
થા કહેવી શરૂ કરે. ત્યારે વઈષ્ણુવોના મનમાં એમ આવ્યું કે
લેચ્છ આવે છે ત્યારે વાંચે છે. શ્રી ગુસાંઇજીએ વઈષ્ણુવોના
નની વાત જાણીને તેમને એક દિવસ પુછયું કે કાલે કયો પ્ર-
ંગ હતો કોઈ પણ વઇષ્ણુવ બોલી શકયો નહિ. એટલે અલી-
ાંને હાથ જોડી વિનંતિ કરી કે કાલનું કહું કે જે દિવસથી
થાનો આરંભ થયો છે તે દિવસથી બધું કહું. આ સાંભ-

બીને શ્રી ગુસાંઇજી બહુ પ્રસન્ન થયા. અલિખાંન એવા કૃપ
પાત્ર હતા કે જે કોઇ ભગવદ્ વાર્તા સાંભળતા તે એક અક્ષર પ
વિસરતા નાહ.

નિહાલચંદ ક્ષતિયની વાર્તા (પ્રસંગ ૧ લો) વાર્તા ૧૮ મી

નિહાલચંદ ઉજ્જનમાં રહેતા હતા.પુષ્ટી માર્ગીય પ્ર
સાંભળવામાં તેમની આશાક્તિ ઘણી હતી. શ્રી ઠાકુરજી તે
સાનુભાવ હતા. એક સમય એ નિહાલચંદ શ્રીગોકુલ ગયા.
સ્તામાં ચોર વેપારીનો સંગાથ થયો. તેથી ચોર વેપારીને ર
નિહાલચંદને પકડી લઈ ગયા. દ્રવ્ય બધુ લઈલઈને કેદ ક
અને બધાને મારી નાખવાનો વિચાર કર્યો. એ ચોરના મુ
પટેલની મા વૈષ્ણવ હતી. ચાચા હરિવંશજીએ ભીલના ગામ
વૈષ્ણવ કર્યું હતું તે ગામની તે પુત્રી હતી. નિહાલચંદભ
રાતરે કીર્તન કરતા હતા તે આ પટેલની માએ સાભળ્યાં તે
ઉઠી તે નિહાલચંદભાઈની પાસે ગઈ, અને તેમને પુછ્યું કે
મારૂં નામ શું છે? તેથી તેમણે પોતાનું નામબતાવ્યું તેણે નિ
હાલચંદનું નામ વૈષ્ણવો પાસેથી સાંભળ્યું હતું તેથી તે ના
સાંભળતાંજ નમી પડી. અને પુત્રને બોલાવી નમાવ્યો અ
અપરાધ ક્ષમા કરાવ્યો. અને આખા ગામને વૈષ્ણવ કરાવ્યુંઅ
આખા ગામે મળીને શ્રી ગુસાંઇજીની ભેટ કાઢી અને નિહાલ
ચંદભાઇએ તે ચોરોને ચોરી છોડાવી દીધી અને ખેતી કરવા
કહ્યું. ત્યાંથી નિહાલચંદ શ્રી ગોકુલ આવ્યા અને ચોર વેપા
પણ સાથે આવ્યા અને સર્વ વૈષ્ણવ થયા તેમની પાસે
માલ હતો તે ભેટ કર્યો એ નિહાલચંદ એવા કૃપાપાત્ર હતા

જેના સંગથી ભીલનુ ગામ તથા વેપારી વૈષ્ણુવ થયા.

માધવદાસ કાબુલમાં રહેતા હતા. એકવાર મૈયારૂપમુરારી શાધિપતિનિ સાથે કાબુલ ગયા અને ત્યાં બજારમાં માધવદાસના કપાળમાં તીલક જોઇને પુછવા લાગ્યા કે તમે કોણ છો મને આ તીલક કેમ કર્યું છે? માધવદાસજીએ કહ્યું કે, હું શ્રી ગુસાંઇજીનો સેવક છું, એટલે રૂપમુરારીએ કહ્યું કે હું પણ શ્રી ગુસાંઇજીનો સેવક છું, આથી માધવદાસ ઘણા પ્રસન્ન થયા એટલામાં 'માધવ ઉઠીને અંચલ ફેરવવા લાગ્યો. એટલે રૂપમુરારીએ કહ્યું કે આ શું કરો છો ? ત્યારે તેમણે કહ્યું કે, શ્રી નાથજી ગાય ચરાવીને વૃજમાં પધારે છે તેથી હું અંચલ ઢારૂં છું, આ સાંભળીને રૂપમુરારી ઘણા વિસ્મય થયા અને આશ્ચર્ય પામ્યા કે શ્રી નાથજી એમને અહિં દર્શન દે છે, મનમાં તેમની સરાહના કરવા લાગ્યા. માધવદાસે શ્રી નાથજીને શ્રુંગાર કહયો ને રૂપમુરારીએ લખી લીધો. પછી માધવદાસને ઘેર જઈને શ્રી ઠાકુરજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન થયાં એટલે મનમાં કહ્યું કે, મારા મોટાં ભાગ્ય છે કે શ્રી ગુસાઇજીએ આવા મ્લેચ્છના દેશમાં મને વૈષ્ણુવનો સંગ દીધો. પછી કેટલાક દિવસ રહિને ચાલવા લાગ્યા ત્યારે માધવદાસે કહ્યુ કે તમે થોડા દિવસ વધારે રહો. પૃથ્વીપતિ વીશ મજલ જશે ત્યાં હું તમને એક દિવસે પહોંચતા કરી દઈશ. રૂપમુરારી ત્યાં રહયા. વીસ દીવસ પછી માધવદાસજી રૂપમુરારીની સાથે ઘોડા પર બેશીને એક રાતમાં પર્વતમાંથી

બીજો રસ્તો ૮૦ ગાઉનો શોધી કાઢી ને પહોંચી ગયા. આ
સ્તે ચોર બહુ હતા; પરંતુ માધવદાસજીને કે રૂપમુરારીને કો
ઈએ દેખ્યા નહિ, અને આખી રાત રસ્તામાં ભગવદ્‌વાર્તા કરત
કરતા આવ્યા માધવદાશે કહ્યું કે હું હરિદ્વારમાં શ્રી ગુસાંઇજીને
શેવક થયો હતો. રૂપમુરારી આશ્ચર્ય પામ્યા કે શ્રી નાથજી વૃ
જલીલા સહિત તેને દર્શન દે છે અને શ્રી ગુસાંઇજીની તેના પ
ઘણી કૃપા છે. માધવદાસ રૂપ મુરારી વીદાય થઈ પોતાના ઘેર આ
વ્યા. એ માધવદાસ એવા કૃપા પાત્ર હતાકે જેમને કાબુલમાં શ્ર
નાથજી નિત્ય દર્શન દેતા હતા. સાર એટલો જ કે પ્રભુ તે
માત્ર ભાવને વશ છે, સાધનને વશ નથી. નંદદાસજીએ કહ
છે કે "॥ દોહા ॥" યદપિ અગમતેં અગમહેં, નિગમ કહત
જાહિ તવ પિરંગીલિ પ્રેમ વશ નિપટ નિકટ હરિ આહિ,

(માધવદાસ ભટ નાગરા કાયસ્થનિ વાર્તા. પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૦ મી.)

માધવદાસ જે દિવસથી શ્રી ગુસાંઈજીના સેવક થયા
દિવસથી તેમનું મન શાંત થયું અને ભગવદ સેવ કરવા લાગ્ય
માધવદાસના પિતા સંસારાશક્ત અને વિષયી હતા. માધવ
દાસ ઉપર સદા અપ્રસન્ન રહેતા હતા. તેમની પાસે દ્રવ્ય ઘણુ
હતું; પરંતુ માધવદાસને પૈસો સરખો આપતા નહોતા. એનુ
કારણ એ હતું કે માધવદાસ ભગવદ ધર્મમાં ખરચી નાંખે
અને માધવદાસની ઘણી નિંદા કરતા હતા જ્યારે તે ઘણુ
વૃદ્ધ થયા ત્યારે માધવદાસે કહ્યું કે—હવે તો તીર્થ યાત્રા કરો તે
ઘણુ સારૂં. માધવદાસનો પિતા તીર્થ યાત્રા કરવા ગયો. મથુરાન
ચોબાએ મળીને કહ્યું કે તમે ગુરૂ મુખ થાઓ. ત્યારે તેણે વિચા

ા કે ચોબાને મારા ગુરૂ થયા ઘણા દિવસ થયા પરંતુ મારૂં
। સંસાર સકતમાંથી નિકળ્યું નહિ. માટે હવે તો માધવ-
ાના ગુરૂને શરણ જાઉં તો મારૂં મન નિવૃત થાય, એવો વિ-
। કરીને શ્રી ગોકુળ ગયા અને વિનંતિ કરી કે મારો અંગી-
કરો. શ્રી ગુસાંઇજીએ નામ નિવેદન કરાવ્યું. માધવદાસના
ાએ શ્રી ગુસાંઇજીની સાથે જઈને શ્રી ગોવર્ધનનાથજીનાં
ન કર્યાં અને મનમાં વિચાર્યું કે શ્રી ગુસાંઇજીના ચરણા-
દ જ્યાં સુધી આ દેહ રહેશે ત્યાં સુધી છોડીશ નહિ. આવો
ાર કરીને માધવદાસને પાસે બોલાવી લીધા. અને મનમાં
ાલાગ્યા કે મારૂં ધનભાગ્ય છે કે મારે માધવદાસ સરખો
જનન્યો કે જેથી મને શ્રી ગુસાંઇજીનાં ચરણારવિંદ મળ્યાં
તીર્થ તેના ચરણારવિંદમાં સમાયેલાં છે. તેથી હવે તીર્થ
। નહિ જાઉં. બધું દ્રવ્ય માધવદાસને સોંપી દીધું. આ
વદાસ આવા ભગવદીય હતા કે જેના સંગથી તેનો પોતા
ાિષયાસકત હતા, તેનું મન વિષયમાંથી નીકળીને શ્રી
જીમાં લાગ્યું.

હરિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧ મી.)

એકવાર શ્રી ગુસાંઇજી ગુજરાતમાંથી વૃજમાં પધારતા હતા
કટહરિયા ન્નણસે સ્વાર લઈને લોકોને લુંટવા ફરતો હતો.
શ્રી ગુશાંઇજીની સ્વારી જતી જોઇને ઘેરો ઘાલ્યો. પંદર વીશ
હતી તે બધીને રોકી એટલે શ્રી ગુસાંઈજીના મનુષ્ય એક
ગાડી ઉપર એક એક ઉભા રહયા. ચોરોને એમ જાણ્યું કે
પર એક એક સિંહ ઉભા છે અને એ કટહરિયાતો શ્રીગુ-

શાંઇજીના રથ આગળ ગયો અને જુએ છે તો સાક્ષાત પુરૂષોત્તમ વિરાજે છે. દંડવત કરી ઉભો રહયો અને વિનંતિ કરી કે હું અપરાધી છું. આપ કૃપા કરીને મને પાવન કરો આપ વિના કોઇ મારો ઉદ્ધાર કરી શકશે નહિ. શ્રી ગુસાંઇજીએ નામ સુનાવ્યું. અને ત્યાંજ મુકામ કર્યો, કટહરિયો, બધા રને વિદાય કરીને પોતે શ્રી ગુશાંઈજીની સાથે રહયો અને શ્રી ગોકુળ જઇ રહયો, કટહરિયાએ સેંકડો નવાં પદ બનાવીને ગાયાં, એકવાર જન્માષ્ટમીને દિવસે શ્રી નાથજી આગળ ગાયું તે પદ. “આજ મહા મંગલ મહેરાતેં, પંચ શબ્દધ્વની ભેર વધાઇ ઘર ઘર બેરખવાને.” આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા, અને પોતે વિચાર કર્યો કે શ્રી નાથજીએ કટહરિયા પર કેવી કૃપા કરી છે કે ચોરી કરતો હતો અને મનુષ્ય મારતો હતો તે ભગવદ્લીલાનું અવગાહન કરે છે. આવો વિચાર કરીને પોતે ઘણા પ્રસન્ન થયા, ગોપાલદાસજીએ ગાયું છે કે “ એવાને ગુણ નિધનાથ ગાતાં બ્રહ્મહત્યાદિવ અઘટરે” લીલાને લહેરી સિંધુ ઝીલે રાસરસિકને જઇ મળે આ વાત કટહરિયામાં પ્રત્ક્ષ જોઇ. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા.

(રૂપચંદ નંદાની વાર્તા.) પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨ મી.

રૂપચંદ નંદા આગ્રામાં રહેતા હતા એક દિવસ શ્રી ગોકુળ આવ્યા ત્યારે રાઘવદાસ શ્રી ગુસાંઈજીની પાસે સુબોધિનિજી ભણુતા હતા. રાઘવદાસના મનમાં એમ આવ્યું કે ચાચાજી પરદેશ જઇને ભેટ લાવે છે; પરંતુ જો મારા સરખો પંડીત જાય તો એથી પણ વધારે ભેટ લઈ આવે કારણ કે; ચાચાજી

ઈ ભણ્યા નથી. આના મનની વાત શ્રી ગુસાંઇજીએ જાણી
ાને રૂયચંદ નંદાએ પણ જાણી. ત્યારે રૂપચંદ નંદાએ રાઘ-
દાસનેપુછ્યું કે શ્રીમદભાગવતનાદશમ સ્કંધમાંપુર્વાર્ધના
૯ અધ્યાય છે અને ઉતરાર્ધમાં ૪૧ અધ્યાય છે. તો અર્ધ
ાગ નામ શી રીતે પડયું ત્યારે રાઘવદાસે કંઈ ઉત્તર આપ્યો
હિ. રૂપચંદ નંદાએ કહ્યું કે યોગ્યતા તો ચાચાજીથી વધારે
ખો છો રાઘવદાસે પોતાનો અપરાધ ક્ષમા કરાવ્યો. એ રૂપ-
ંદ નંદ એવા હતા કે શ્રીગુસાંઇના તથા વૈષ્ણવના મનની
ાત જાણતા હતા એ એવા કૃપાપાત્ર હતા.

(प्रसंग २ जो.)

એક દિવસ શ્રી ગુસાંઇજી આગ્રે પધાર્યા હતા. શ્રી ગુસાં-
જીના મનનાં એવું આવ્યું કે, એવો ઘોડો મળે કે ચાર ઘડીમાં
ી નાથજીનાં દર્શન કરી અવાય તો ઠીક. રૂપચંદ નંદાએ શ્રી
સાંઇજી મનની વાત જાણીને એવોજ ઘોડો લાવી આપ્યો.
ી ગુસાંઇજીએ ઘોડા ઉપર સ્વાર થઈને શ્રી નાથજીનાં દર્શન
રી પાછા આગ્રે પધાર્યા. અને રૂપચંદ નંદાને કહ્યું કે કંઈ
ાગો. ત્યારે તેણે માગ્યું કે આગ્રામાં મારા ઘર સિવાય બીજા
ઈને ઘેર કોઇ દિવસઉતરવું નહિ. તેમની શ્રી શ્રી ગોકુલ વિર-
વરૂપમાં એવી પ્રિતી હતી. શ્રી ગુસાંઇજી શ્રી ગોકુલ વિરા
તા હતા. શ્રી ગુસાંઈજીના અનમાં જે સામગ્રીની ઇચ્છા થતી
સામગ્રી રૂપપંદ નંદા શ્રીગુસાંઈજીના મનનની જાણીને ઝટ
ઇ ને મોકલતા હતા. રૂપચંદ નંદાનું મન શ્રી ગુસાંઇજીના
વરૂપમાં તદરૂપા થઇ ગયું હતું. આવી આવી તેમની અનેક

વાર્તા છે. એ કૃપાપાત્ર ભગવદીય હતા. એમની વ
કેટલીક લખીએ.

(યાદુનાથ દાસની વર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૩ મી.)

એ જોતપુરમાં રહેતા હતા. તેમનું મનહાથીના માહા સ્ત્રીની સાથે આસકત હતું. તેને જોયા વિના જળ પીતા નહે તા. એક દિવસ તે સ્ત્રી સુતી હોત. અને પહોર દિવસ ચ ત્યાં સુધી ઉઠી નહિ. યદુનાથદાસ ત્રણ પહોર તેના દરવા ઉભા રહયા જ્યારે તે ઉઠી નહિ ત્યારે તેણે લોંડીને કહ્યું કે બહાર કોઈ પુરૂષ તો નથી ઉભો. ત્યારે તે લોંડીએ કહ્યું કે દૈવ નો માર્યો એક પુરૂષ ઉભો છે ત્યારે તે સ્ત્રી બોલી કે તે તો ગાં છે. જેવું એનું મન મારા હાડકા ચામડાંમાં લાગ્યું છે તેવું શ્યામમાં લાગ્યું હોયતો કામ થઈ જાત આ વાત સાંભળ જ યદુનાથદાસના મનમાં જેમ સુર્ય ઉદયથી અંધારૂ મટી જ અને પ્રકાસ થાય તેમ પ્રકાસ થઇ ગયો. તેથી ત્યાંથી ચાલી ન કળ્યા અને ઘેર આવી એવો વિચાર કર્યો કે જે મને તેમ સ્ય મનેભજવા. તેજ વખતે શ્રી ગુસાંઇજી જોધપુર પધાર્યા હતા અ વૈષ્ણવ દર્શન કરવા જતા હતાએભીડ જોઈને યદુનાથદાસ પ ભીડમાં ભરાઇ ગયા ત્યાં જઈને શ્રીગુસાંઈજીનાં દર્શન કર્યાં સાક્ષાત પુર્ણ પુરશોત્તમનાં દર્શન થયાં, જઈને દંડવત્ ક અને શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે મને શરણ. લો. શ્રી ગુ સાંઇજી એ નામ નિવેદન કરાવ્યું, માર્ગની પરિણાલિકા સ જાવી શ્રી ઠાકુરજી પધારાવી દીધા. યદુનાથદાસનું મન ભ વદસેવામાં એવું આશકત થયું કે, પેલી હાથીવાળાનિ સ્ત્રી

મે આવી ઉભી રહેતિ પરંતુ યદુનાથદાસ તેનિ તરફ જુએ
કે તેમ બોલે પણ નહિ. યદુનાથદાસ એવા કૃપા પાત્ર હતા.
મનું ચિત્ત વિષયમાંથી છુટીને શ્રી પ્રભુજીમાં લાગ્યું.

રાજા લાખાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪ મી.)

એ રાજા વૃજમાં તીર્થ કરવા આવ્યો, શ્રી નાથજીના દ-
ન કરી શ્રી ગુશાંઈજીને શરણ આવ્યો, શ્રી નાથજીના સ્વં-
માં એવો આશક્ત થયો કે શ્રી નાથજી વિના કંઇ ગમે
હે. તેને અષ્ટ પહોર શ્રી નાથજીનું રટણ રહેતું હતું. એક
દસ તેની સ્ત્રીએ કહયું કે પડદાનો બંદોબસ્ત કરો તો હું દ-
ન કરવા આવું. રાજાએ કહ્યું કે નાથજીને ત્યાં પડદો કેવો
ટલે રાણિયે શ્રી ગુસાંઇજીને પરભારી વિનંતી કરાવીને પ-
નો બંદોબસ્ત કરાવ્યો અને તે દર્શન કરવા આવી. ત્યારે
ક રાજા માત્ર અંદર હતા બીજું કોઈ પણ નહોતું શ્રી ના-
જીએ કમાડ ઉઘાડી નાંખ્યા. અને અચાનક ભીડ રાણી ઉપર
ડી, રાજાએ કહ્યું કે મેં પ્રથમથી જ કહ્યું હતું કે અહિં પડદો
હોય. રાજાની આ વાત સત્ય કરવાને શ્રી નાથજીએ કમાડ
ઘલ્યાં. એ એવા શ્રી નાથજીમાં આસક્ત હતા. શ્રી ગુસાંઈ-
જીની કૃપાથી એમનો ભાવ સદા એવો રહેતો હતો

(જ્ઞાનચંદની વાર્તા.) (પ્રસંગ ૧ લો (વાર્તા ૨૫ મી.)

જ્યારે જ્ઞાનચંદનો દેહ થાક્યો ત્યારે બધા વઇષ્ણવે કહ્યું
તમે ભગવદ નામ લો. એટલે વઇષ્ણવ ભગવદ સ્મરણ કરવા
ાગ્યા, અને ભગવદ સ્મરણ કરતાં કરતાં જ્ઞાનચંદનો દેહ છુટી
વો દેહ ધરીને શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીને જઈ દંડવત કર્યા

એટલે શ્રી ગુસાંઈજીએ પુછયું કે ક્યારે આવ્યા ? ત્યારે જ્ઞાન
ચંદે કહ્યુ કે હમણાજ આવ્યો છું. એટલામાં શ્રી નવ
પ્રીયાજીનાં દર્શન ખુલ્યાં, જ્ઞાનચંદે દર્શન કરી લીલામાં પ્રવે
કર્યો. શ્રી ગુસાંઇજી બ્હાર પધાર્યા ત્યારે વઇષ્ણવોએ પુછયુ
જ્ઞાનચંદ ક્યાં ગયા છે ? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી
જ્ઞાનચંદ ભકતચંદની સાથે ગયા છે. એટલે ચાચાહરવંશ
સમજી ગયા કે નાનચંદનો દેહ છુટી ગયો અને ભગવદ લી
લામાં ગયા. ચાચાજીએ સર્વ દ્રવ્ય ભેટકરી દીધું. તેની પાડોશ
વૈષ્ણવોને કહ્યુ એ જ્ઞાનચંદ એવા કૃપા પાત્ર હતા કે સર્વના દેખ
વૈષ્ણવોને વિશ્વાસ ઉપજાવવા ભગવદ લીલામાં પ્રવેશ કર્યો.

(ભાઈલાલ કોઠારીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૬ મી.)

શ્રી ગુશાંઈજી દ્વારકા પધારતા ત્યારે ભાઈલાલ કોઠારી
ઘેર ઉતરતા. શ્રી ગુસાંઇજીના દર્શન કરવાને વાસ્તે ભાઈલાલકો
ઠારીનું મન ઉદ્વિગ્ન રહેતું હતું. ભાઈલાલ કોઠારીના મનની વા
જાણી સર્વ કામ છોડી શ્રી ગુશાંઇજી પધારતા હતા એ ભાઇલા
કોઠારીના ઘરમાં એવો ચમત્કાર હતો કે જો કોઈ તેના ઘર
જાય તેની બુદ્ધિ શ્રી ગુશાંઇજીની કૃપાથી નિર્મળ થઈ જા
એ દેશમાં એક બ્રાહ્મણી શ્રી ગુસાંઇજીની સેવક થઈ તે
પોતાનું સઘળું દ્રવ્ય ભેટ કરી તેની પાડોશમાં એક ચ
ડીઓ બ્રાહ્મણ રહેતો હતો તેણે ધોળકામાં લાછબાઇ રાણી
કહ્યુ કે એક ગોકુળના ફકીર આવ્યા છે અને ભાઈલાલ કોઠ
રીને ઘેર ઉતર્યા છે તે સર્વનું દ્રવ્ય ઠગી જાય છે એટ
લાછબાઇ રાણીએ પોતાના પ્રધાન બાજ બહાદુરને બોલા

વાનગી આપી કે તમે રાજનગર જાઓ અને કોઠારીને ઘેર
 બધી ખબર કાઢો બાજ બહાદુર, કોઠારીને ઘેર આવ્યો.
વખતે દશ પાંચ ગરાસીઆ જે શ્રી ગુસાંઇજીનાં દ-
ન કરવા આવ્યા હતા તે બેઠા હતા. બાજ બહાદુર તેમાં
 બેસી ગયો. શ્રી ગુસાંઇજી પધાર્યા ત્યારે બાજ બહા-
ઉઠીબધાની સાથે દંડવત કર્યાં. સાક્ષાત કનયાલાલનાં દર્શન
ાં.બાજ બહાદુરે વિચાર કર્યો કે લોક નકામા મને લડાવે
 મને કાળને કાળ નજરે પડયા તેથી ઘણો બીનો અને શ્રી ગુ-
ઇજી પાસે જવાની આજ્ઞા માગી, શ્રી ગુસાંઇજીએ બીડું
્યું ત્યારે બાજ બહાદુર વિનંતિ કરી કે કૃપા કરી એવી
ુ આપો કે સદા માથે રાખીને ફરૂં. એટલે શ્રા ગુસાંઇજીએ
પારી દીધ તે પાઘડીને છેડે બાંધીને માથાપર પહેરી રા-
ો. બાજ બહાદુર મનમાં સમજ્યો કે આતો ઇશ્વરછે. શ્રી
ાંઇજી ને વિનંતિ કરી કે મહારાજ મેહ કયારે વરસશે દુ-
ાં ઘણી ગભરાઇ રહી છે. પોતે આજ્ઞા કરી કે આજ વર-
ે. આ શાંભળીને બાજ બહાદુર પોતાને ઘેર આવ્યો ર-
ામાં એવો વરશાદ પડયો કે બધો ભીંજાઈ ગયો ત્યારે દ્રઢ
શ્ચય થયો કે આતો ઇશ્વર છે. પેલા ચાડીખોર બ્રાહ્મણુને મારી
ખવાનો વિચાર કરી પકડી મંગાવ્યો. આ વાર્તા સાંભળી
 ગુસાંઇજીએ કહેવરાવ્યું કે તેને મારશો નહિ. બ્રાહ્મણુને કહ્યુ
કોઈ દિવસ કોઈની પણ ચાડી હવે પછી કરીશ નહિ. આવુ
ખાવી તેને શ્રી ગુસાંઇજી પાસે મોકલ્યો. તેણે આવી દંડવત

કર્યા અને કહ્યું કે આપની કૃપાથી હું બચ્યો છું. મને તમે સેવક કરો. બ્રાહ્મણને શરણ લીધો. ભાઇલા કોઠારી એવા પાપાત્ર તેના તેમના ઘરમાં જે કોઈ આવે તેની બુદ્ધિ નિર્મળ થઈ જતી

(શ્રી ગુસાઇજીના સેવક હરજી કોઠારિની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૭ મી)

એ ત્રણ ભાઈ હતા. શ્રી ગુસાંઇજી અસારવા પધારે ત્યારે એ ત્રણ ભાઈનું મન પ્રસન્ન રાખતા. એક ભાઇને ઘેર પો ઢતા. એક ભાઈને ઘેર તે રસોઇ કરતા અને એક ભાઇને ઘે બેઠક રાખતા એત્રણે ભાઇનાં હરજી કોઠારી પંડીત. હતા. તેમાં વિઠુલસહસ્ત્ર નામનો ગ્રન્થ પ્રગટ કર્યો છે એ શ્રી ગુસાંઇજી પૂર્ણ પુરસોત્તમ જાણતા હતા એ ત્રણ ભાઇ એવા કૃપાપા હતા. આજ સુધી તેમના ઘરની બેઠક અસારવામાં પ્રસિદ્ધ છે

(ગોપાલદાસની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૮ મી)

ગોપાલદાસ રૂપાલ ગામમાં રહેતા હતા. એ ગોપાસદા સની સગાઈ ભાઇલા કોઠારીને ઘેર થઈ હતી. એક દિવસ ભા ઇલા કોઠારીને ઘેર તેમને નોતરૂં હતુ. ગોપાલદાસ પાંચ વર્ષની ઉમ્મર હતી. હમને જોઈને શ્રી ગુસાંજીએ પુછ્યું કે આ કોણ છે, ત્યારે કોઠારીએ કહ્યું કે એ ગોમતીનો વર છે; ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે ગોમતીનો વર તો સાગર જોઇએ ત્યારે કોઠારીએ કહ્યુ કે રાજની કૃપાથી સાગર થશે. શ્રી ગુસાંઇજીએ વિચાર કર્યો કે ભાઇલાલ કોઠારીમારો સેવક થયો માટે તેમનું વચન સત્ય થવું જોઇએ. તથી પોતે આવેલું પાન ગોપાલદાસને આપ્યું ગોપાલદાસનું હૃદયનિર્મળ થયું અને તેમને રાસલીલાનાં

ન થયાં. રાસલીલામાં સદઇવ રાન હોય તે તેથી પહોર દિવસ
ચો હતો છતાં ગોપાલદાસે કેદાર રાગમાં વલ્લભાખ્યાન
યું. એ ગોપાલદાસ એવા કૃપા પાત્ર હતા કે જેમણે માર્ગનો
ર્ં સિદ્ધાંત આખ્યાનમાં વર્ણન કર્યો. અને ચોથા આખ્યા-
નાં દ્વાદશસ્કંધની દ્વાદશ લીલાનો સમાવેશ કરીને એકેક
માં એકેક સ્કંધની લીલા ગાઈ. એ એવા કૃપા પાત્ર હતા.

(પ્રસંગ ૨ જો.)

શ્રી ગુસાંઈજીએ ગોપાલદાસના હૃદયમાં પ્રવેશ કર્યો
ને ગોપાલદાસ મુખદ્વારા વલ્લભાખ્યાન વર્ણન કર્યું જેવી
તે શુકદેવજીના હૃદયમાંથી શ્રી ઠાકુરજીએ પ્રવેશ કરીને શુકદે-
જીના મુખદ્વારા શ્રીમદ્ ભાગવત વર્ણન કર્યું હતું. આ કાર-
થીજ શ્રીમદ્‌ભાગવતમાં કોઇ ઠેકાણે શ્રી રાધાજી એવું નામ
થી. અને તેજ હેતુથી શ્રી વલ્લભાખ્યાનમાં શ્રી રૂક્ષમણી વહુ-
નું અને શ્રી પદ્માવતી વહુજીનું નામ નથી. એ ગોપાલદાસ
વા કૃપા પાત્ર હતા.

(માણેકચંદ એોસવાલ વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૯ મી)

માણેકચંદને શ્રી ગુશાંઇજીનાં પુર્ણ પુરૂષોત્તમનાં દર્શન
યાં માણેકચંદ તથા તેમની સ્ત્રી શ્રી ગુસાંઈજીનાં સેવક થયાં.
ને માણેકચંદે સર્વસ્વ અર્પણ કરી દીધું. માણેકચંદ સેવક
યા અને આ પદ ગાયું, " ચહુંયુગ વેદ વચન પ્રતિપાળો "
ત્યાદિ ઘણા પદ ગાયાં. શ્રી ગુસાંઇજીએ માણેકચંદને આજ્ઞા
રી કે તમે વેપાર કરો અને ઘેર રહી શ્રી ઠાકુરજીની સેવા કરો
ાણેકચંદ ફરીથી વ્યવહાર કરવા લાગ્યા. માણેકચંદ વૃદ્ધ થયા

ત્યારે શ્રી ગુસાંઇજી પાસે આવી રહયા. માણેકચંદને એવો ( નિ)યમ હતો કે પાતળ પર મહાપ્રસાદ લેવા બેસે તો કંઈ પણ રહેવા ન દે. શ્રી ગોકુળનાથજીના મંદિરે એક દિવસ માણેકચંદજી પ્રસાદ લેવા બેઠા. સાચોરાએ જાણ્યું કે એ પાતળ કંઇ રહેવા દેતા નથી. પાતળ ધોઇને પી જાય છે. ત્યારે સાચોરાએ મશકરી કરવાને ભાત નીચે છાણુ મુકી દીધું. મ ... છાણુ સુદ્ધાં ખાઈ ગયા. આ વાતની ખબર શ્રી ગોકુળનાથજી(ને) પડી એટલે શ્રી ગોકુળનાથજીએ હાથમાં જળ લઇને સાચોરા(ને) શ્રાપ દીધો કે તમારા સાચોરા દેહથી કોઇનો ઉદ્ધાર નહિ. થા(ય) એ દિવસતી શ્રી ગોકુળનાથજીના ઘરમાં સાચોરા સેવકી જ(ન્મ) પર્યંત છોતા નથી. એવો બંદોબસ્ત કર્યો. એ માણેકચંદ(જી) એવા કૃપા પાત્ર હતા કે જેમની કાન શ્રી ગોકુળનાથજી એ(વી) રાખતા હતા, જેમને લીધે આજ સુધી સાચોરાને શ્રી ગોકુળનાથજીની સેવામાં આવવા દેતા નથી.

( દેવ બ્રાહ્મણ બંગાળા વાસીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૦ મી. )

આ બ્રાહ્મણ વૃજયાત્રા કરવા આવ્યો શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરીને તેનું મન ઘણું પ્રસન્ન થયું અને સાક્ષા(ત્) પુર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં. તેણે શ્રી ગુસાંઇજીને વિનં(તી) કરી કે મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને સમર્પ(ણ) કરાવ્યું તે બ્રાહ્મણ ત્યાં રહીને પુષ્ટીમાર્ગની સેવાની પ્રણાલિ(કા) શિખ્યો. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઇને બંગાળા ગયો. ત્યાં ઘેર સેવા કરવા લાગ્યો. એક દિવસે તે બ્રાહ્મણે અ(ડ)દની દાળનાં વડાં કર્યાં ત્યારે મનમાં આવ્યું કે મિષ્ટાન્ન ...

એ. દ્રવ્યનો સંકોચ ઘણો હતો તેથી થોડો ગોળ લાવ્યો
 શ્રીનાથજીને સરપ્યો. શ્રી નાથજી સાક્ષત આરોગવાને
ાર્યા. ગિરિરાજજી ઉપર રાજભોગ ધર્યો હતો તે નહિ આ-
ા ભીતરીઆએ અનોસર કર્યો.શ્રી ગુસાંઇજી શ્રી ગોકુળ
ાજતા હતા. ત્યાં શ્રી નાથજીએ જણાવ્યું કે આજ હું ભુ-
 છુ હું દેવ બ્રાહ્મણને ઘેર ગોળ અને વડાં આરોગવા જતો
 ત્યારે રાજભોગ ધરી સરાવીને ભીતરીઆએ અનોસર
 છે. શ્રીગુસાંઈજી તેજ વખત શ્રી ગોકુલથી શ્રી ગિરિરા-
 પધાર્યા અને સામગ્રી કરાવી રાજભોગ ધરાવ્યો. અને
ણને પત્ર લખ્યો કે અમુક દિવસ તમે ગોળ તથા વડાં ભોગ
 હતાં તે શ્રી નાથજીએ ભલીભાતે આરોગ્યા છે આ પત્ર
ીને બ્રહ્માણ ઘણો પ્રસન્ન થયો. અને બંગાળી મલમલના
થાન લઇને ચાલ્યો આવીને એક થાન શ્રી ગુસાંઇજીને ભેટ
 અને વિનંતિ કરી કે આ થાન આપ અગીંકારે કરો ત્યારે
 ગુસાંઇજી આજ્ઞા કરી કે આ થાન શ્રી નાથજીને લાયક
ત્યારે તે બ્રાહ્મણે વિનંતિ કરી કે બીજુ થાન લાવ્યો છું
 આપ અંગીકાર કરો શ્રી ગુસાંઇજીએ એ પ્રમાણે કર્યું
બ્રાહ્મણે તે મલમલના વાઘા પેહેરલા શ્રી નાથજીનાં દર્શન
. એ બ્રાહ્મણ એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

( ગણેશ વ્યાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૩૧ મી. )

ગણેશ વ્યાસને શ્રી નાથજી સાનુભાવ હતા. ગણેશ વ્યાસ
ક દિવસ શ્રી નાથજી વાસ્તે સામગ્રી લાવતા હતા ત્યારે ર-
ામાં વરસાદ પડયો તેથી ગામ બહાર દેવીના મંદિર આ

વીને મુકામ કર્યો. ત્યારે લોકોએ કહ્યું કે અહિં રાત્રે જે મનુ
રહે છે તેને દેવી ખાઈ જાય છે. ત્યારે ગણેશવ્યાસે દેવીનું મા
ધોઈને દેવીના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહયો અને પોતે ત્યાં મ
રહયા. દેવીએ ગામના રાજાને સ્વપ્નામાં કહયું કે હું વઇષ્ણ
થઈછું તેથી બે બકરાં રોજ તું મોકલે છે તે મોકલીશ ન
અને તમે સર્વ વઇષ્ણવ થઇ જાઓ નહિં. તો હું
ધાને દુઃખ દઇશ. આ વાત દેવીએ સ્વપ્નામા કહી તેથી
વારે તે રાજા ગણેશ વ્યાસની પાસે ગયો અને બધી વા
પુછી. ગણેશ વ્યાસ રાજાને સાથે લઇને આવ્યા. અને તે રાજા
શ્રી ગુસાંઇજીનો સેવક કરાવ્યો. એ ગણેશ વ્યાસ એવા કૃ
પાત્ર હતા, કે જેના સંગથી દેવી તથા રાજા વઇષ્ણવ થયા.

(પ્રસંગ ૨ જો)

વ્યાસના ઉપર શ્રી ગુસાંઇજી ખીજતા. ત્યારે
પોતાનું ભાગ્ય માનતા, શ્રી ગુસાંઈજી તેમની પાછળ તેમ
પ્રશંસા કરતા. ત્યારે શ્રી ગુસાંઇજીને એક વૈષ્ણવે પુછ્યું
આપ તેને ખીજો છો અને પછી તેની પ્રશંસા કરો છો તેનું
રણ શું? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવતો તો એ
કહીએ કે રીસ કરે તો પણ અભાવ ન આવે એ ગણેશ વ્યા
એવા કૃપાપાત્ર હતા કે જેના પર શ્રી ગુસાંઇજી ખીજતા તોપ
અભાવ નહિ લાવતા હતા.

(મધુસુદનદાસની વાર્તા) (પ્રસંગ ૧ લો.)

એકવાર મધુસુદનદાસ શ્રી ગોકુલ આવ્યા. અને
ગુસાંઇજીનાં દર્શન કર્યાં મનમાં આવ્યું કે શ્રીગુસાંઇજી

ક થાઉં તો ઠીક. શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે ' મને શ
હ્યો શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ન્હાઇ આવો, તે ન્હાઇ
ગ્યા. શ્રી ગુસાંઈજીએ કૃપા કરીને નિવેદન કરાવ્યું. મધુસુ-
દાસનું ચિત્ત ઘણું પ્રસન્ન થયું. અને મન શ્રી. ગોકુલમાં
યું. પુષ્ટીમાર્ગની રીત શીખવાને શ્રી ગોકુલમાં રહ્યા. અને
ક્ષાવૃતિ કરીને નિર્વાહ કરવા લાગ્યા. એક દિવસ શ્રી ગુશાં-
જીએ પુછ્યું કે તમે ભિક્ષા ક્યાં ક્યાં માગો છો? ત્યારે તે-
ણે કહ્યું કે બધે ઘેર માગું છું. શ્રી ગુસાંઈજીએ કહ્યું કે અ-
મારા સેવક તથા ભટ્ટ તથા અમારા નોકરને ઘેરથી ભિક્ષા લેવી
નહિ. કારણ કે તેમને ઘેર અમારૂં દ્રવ્ય આવે છે દેવદ્રવ્ય, ગુ-
રુદ્રવ્ય અને બ્રાહ્મણના દ્રવ્યનો અંશ પણ લઇએ તો એ બુદ્ધિ
થાય. મધુસુદનદાસ એજ પ્રમાણે કરવા લાગ્યા. મધુસુ-
દનદાસની ચિત્તવૃતિ સ્થિર જોઈને શ્રી ગુસાંઇજી શ્રી નાથજીના
મંદિરની સેવા સોંપી અને મધુસુદનદાસનું સેવામાં એવું
ચિત્ત લાગ્યું કે જન્મભર શ્રી નાથજીની સેવા કરી તેથી તમની
વાર્તા કેટલીક કરીએ.

(બ્રહ્મદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૩૩ મી.)

બ્રહ્મદાસ ગોપાલપુરમાં રહેતા હતા. અને વ્રજમાં ફર્યા
કરતા માનસી સેવા કરતા. માનસી જેમને સાક્ષાત્કાર થઇ
હતી. અને રાધાકુંડ ઉપર એક બંગાળી કૃષ્ણ ચઇતન્યનો
સેવક રહેતો હતો તે બ્રહ્મદાસજીનો મિત્ર હતો. અને તે પણ
માનસી કરતો હતો. અને સદા દુધ પીને રહેતો હતો. થોડા
દિવસ પછી દુધ પણ છોડી દીધું અને છાશ પીવા લાગ્યો એક

દિવસ એ બંગાળીએ માનસી સેવા કરી અને માનસીમાં ભોગ ધર્યો, ત્યારે પ્રસાદી દુધ માનસીમાં પીધું નિત્યની પીવાનો વખત થયો ત્યારે શિષ્યે તેને બળાત્કાર છાશ કારણ કે તેણે માનસીમાં દુધ પીધું હતું. એવી શિષ્યને ખ બર નહોતી. પછી બંગાળીને તાવ આવ્યો અને બ્રહ્મદાસજી બંગાલીને જોવા ગયા. એ બ્રમદાસ વૈદકમાં ઘણા હુશીઅ હતા. બ્રમદાસે જઇને કહ્યું દુધ પર છાશ પીધી છે તેનો ત છે. બંગાળીના સીશ્યે કહ્યું કે દુધ પીધું નથી, ત્યારે તે બંગ ળીએ શિશ્યને કહ્યું કે તને શું ખબર છે, જે ઘરનું મે દુધ પી છે તે ઘેર તે સદા રહેવાવાળો છે, અને જ્યારે મેં પીધું ત્ય તે જો હતો એ બ્રમદાસજી એવા કૃપા પાત્ર હતા, કે બોજો કે મનુષ્ય માનસી સેવા કરતો તો પોતાની માનસીના પ્રતાપ અને શ્રી ગુસાંઇજીની કૃપાથી સર્વની માનસી જાણી જતા હ

(નરૂવૈષ્ણવ દ્વારકાના રસ્તામાં રહેતો હતો તેનીવાર્તા.)પ્રસંગ ૧લો.) (વાર્તા૩૪મી.)

એકવાર શ્રી ગુશાંઇજી દ્વારકા પધારતા હતા, આ વઇશ્ણ શ્રી ગુસાંઇજીને પોતાને ઘેર પધરાવી લઇ ગયો અને મુકામ રાવ્યો, ઘર ઘણું નાનું હતું છતાં તેનો આગ્રહ જોઈને શ્રી ગુસ ઇજીયે ત્યાં મુકામ કર્યો, અને શ્રી ગુશાંઇજીયે તે વઇશ્ણવ પુછ્યું કે તમે નિર્વાહ શાથી ચલાવો છો ત્યારે તેણે કહ્યું કે ગા બહાર એક વૃક્ષ છે તેની નીચે બેસી ભગવદવાર્તા કરૂં છું. ગ મમાં કોઇ વઇશ્ણવ નથી, શ્રી ગુસાંઇજી એ કહ્યું કે વૃક્ષ મ બતાવ તે વઇશ્ણવ શ્રી ગુશાંઇજીને તે વૃક્ષ પાસે પધરાવી લ ગયો, શ્રી ગુશાંઇજીને આવતા જોઈ તે વૃક્ષે દંડવત કર્યાં મુ

હેત ઉખડી ગયું. શ્રી ગુસાંઈજીએ મનુષ્યને કહ્યું કે આનાં
ડાળ સર્વ લઈલો. એનું સર્વાંગ અંગીકાર થયું. એ વૃક્ષ
ગવા જન્મમાં વૈષ્ણવ હતોલોકોના દોશ જોતો તેથી વૃક્ષ
લ હતો.આ વાર્તા સાંભળીને તે વૈષ્ણુ આશ્ચર્ય પામ્યો
ગુસાંઈજી દ્વારકા પધાર્યા. અને વૈષ્ણવે પોતાને ઘેર જે
હતું તે સર્વસ્વ ભેટ કર્યું. એ વૈષ્ણવ એવા કૃપા પાત્ર હતા
શ્રી ગુસાંઈજીએ લૌકીક નીર્વાહ પુછયો ત્યારે અલૌકીક નિ-
ર્ બતાવ્યો. વૈષ્ણવને તો એવુંજ જોઈએ એમની વાર્તા કેટલી
ીએ.

પાથો ગુજરીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૩૫ મી.)

પાથો ગુજરીં આન્યોરમાં રહેતા હતાં એક દિવસ પાથો
ારી તેમના પુત્ર માટે છાશ લઇ જતાં હતાં એટલામાં રસ્તામાં
નાથજીએ કહ્યું કે મને દહીં ભાત દે. તેણે તે આપ્યું તે શ્રી
થજી આરોગ્યા આંરોગી રહ્યા એટલામાં શંખનાદ થયો તેથી
હસ્ત ધોયા વીના મંદીરમાં પધાર્યા શ્રી ગુસાંઈજીએ શ્રી
થજીનાં દહીં ભાતવાળા હસ્ત ધોઇને પુચયું કે આપ કયાં
રોગ્યા? ત્યારે શ્રી નાથજીએ કહ્યુ કે પાગો ગુજરી પાસેથી
ધો હતો. શ્રી ગુસાંઇજીએ પરિપાને કહયું કે પાથો ગુજરી
વીને આરોગાવી જતી. તે દિવસથી કુનવારમાં શ્રી ગુ-
ઇજીએ દહીં ભાતની સામગ્રી "મુખ્ય રાખી છે. એ પાથે
જરી એવાં કૃપા પાત્ર હતાં.

(એક વ્રજવાસી વહુની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૩૬ મી.)

એક વહુ જે દિવસે સાસરે આવી તેજ દિવસે તેની ભેંસ

ઓવાઈ ત્યારે ઘરના મનુશ્ય કહેવા લાગ્યા કે વહુના સ.રાં નથી કે જે દિવસે આવી તેજ દિવસે ભેંસ ઓ આથી વહુના મનમાં ચિંતા થઇ. તેણે શ્રી નાથજીની સવાશે માખણની માનતા માની પાંચ સાત દિવસે તેની ભેંસ આવ ત્યારે એ વહુ ભેંસની છાશ વલોવવા લાગી. તે રોજ છ ટાં (અધોળ) માખણ ચોરી લેતી બીજે દિવસે વાસા માખ શારામાં મેળવી લે અને સારૂં કાઢી લે. આમ કરતાં જ્યાં સવાશેર માખણ પુરૂં થયું ત્યારે લઇને શ્રી નાથજીને આરોગા વવા ગઈ. ઘેરથી બહાર નીકળી ત્યારે એવો વિચાર આવ્યો જો કેઇ મને જોશે તો શો જવાબ દઇશ. આવી ચિંતા ઉત્પન્ન થઈ. ન આગળ જવાય કે ન પાછા જવાય. શ્રી નાથજી તે જોઈને પધાર્યા. શ્રી નાથજીએ એવું જાણ્યું કે મારા શિવા ય જો દેવ જે જાણતી નથી. મ ટે પોતે પધાર્યા અને તેનું મા ખણ આરોગ્યા. એ વહુ એવાં કૃપા પાત્ર હતાં.

(ગોપિનાથદાસ ગ્વાની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૩૭ મી)

ગોપિનાથદાસ ગ્વાલ વનમાં ગાય ભેંસ ચરાવતા હતા એક દિવસ ગોપિનાથદાસ ગ્વાલને વનમાં ભુખ લાગી. શ્રી નાથજીએ રાજભોગની સમગ્રીમાંથી આઠ લાડવા લઇને વનમાં જઈ ગોપિનાથદાસ ગ્વાલને આપ્યા. તેણે વિચાર કર્યો કે આ લાડવા શ્રી ગુસાંઇજીની આજ્ઞા વગર ખવાન નહી. તે આ લાડવા શ્રી ગુસાંઇજી પાસે લઈ આવ્યો. અને શ્રી ગુસાંઈજીને વિનંતી કરી. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે શ્રી નાથજીએ દીધા છે માટે તમે ખાઓ ગોપિનાથદાસ શ્રી ગુસાંઇ

ની આજ્ઞા વિના કંઇ પણ કરતા નહિ. એક દિવસ વનમાં પાલદાસ ભીતરિયાને શ્રી નાથજીએ કહ્યું કે મને ભુખ ગી છે. તેણે આવીને શ્રી ગુશાંઇજીને વિનંતિ કરી શ્રી ગુ- ઇજીએ બધી સીતલ સામગ્રી તઇયાર કરી અને પોતે વનમાં ાર્યા. તડકો ઘણો હતો. શ્રી ગુસાંઇજીને ગોપીનાથદાસ લે વિનંતી કરી કે આવા ઘામમાં આપ કેમ પધારો છો? નાથજી તો બાલક છે માટે પાછા પધારો. તો પણ શ્રી ાંઇજી વનમાં પધાર્યા. જઇને શ્રી નાથજીને સામગ્રી આરો- ી. ગોપીનાથદાસ ગ્વાલે શ્રી નાથજીને વિનંતી કરી કે મ- ાજ આવા ધામમાં શ્રી ગુશાંઇજીને શા વાસ્તે શ્રમ કરાવ્યો? પોતે આજ્ઞા કરતા તો ઘણી સામગ્રી આવી જતી, ત્યારે નાથજીએ આજ્ઞા કરી કે એમના હાથ વિના બીજાના ની સામગ્રી મને ભાવતી નથી, અને તેમના કહયા શિવાય જાના હાથની આરોગતતોએ નથી. આ વાર્તા સાંભળીને પીનાથદાસ ચુપ રહયા. આ કારણથી શ્રી રઘુનાથજીએ શ્રી ાંઇજીનું નામ નામરત્નાખ્ય ગ્રન્થમાં "तन्निमंत्रणभोजकः" વું વર્ણન કર્યું છે. એ ગોપીનાથદાસે ગ્વાલ એવા કૃપા પાત્ર ા તેથી તેમની વાર્તા કેટલીક લખીએ.

(બે ભાઇની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૩૮ મી.)

એ બે ભાઇ પહેલા ગુજરાતના હતા. શ્રીજીદ્વારમાં રહીને નાથજીની સેવા કરતા હતા. એક દિવસ બન્નેના મનમાં મ આવ્યું કે, આપણે દ્રવ્ય ખરચીને શ્રી નાથજીને સમાગ્રી ારોગાવી નથી. તેથી તે બંને ત્યાંથી ચાલ્યા: એક તળાવ

ખોદાતું હતું ત્યાં કંઠી તિલક છુપાવી મજુરી કરવા લાગ્યા રાતે રસોઈ કરતા અને દિવસે મજુરી કરતા. આમ કરતાં ઘણા દિવસ વીતી ગયા ત્યારે કોઈએ જાણ્યું કે તે વૈષ્ણ છે. આથી તેઓને થોડી મજુરી કરવા લાગ્યા. ત્યારે તેમણે વિચાર કર્યો કે ધર્મ વેચીને પૈસા કમાવવા એતો ઠીક નહિ. તેઓ ત્યાંથી શ્રીજીદ્વાર આવ્યા. અને જે પૈસા લાવ્યા હતા તે શ્રી ગુસાંઇજીને દઇને શ્રી નાથજીને અંગીકાર કરાવ્યા., શ્રી ગુસાંઈજીને સર્વ વાર્તા કહી ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વૈષ્ણવધર્મ પ્રગટ કરીને જે પૈસા લાવે તે પૈસા શ્રી નાથજી અંગીકાર કરતા નથી. એ બંને ભાઇ એવા કૃપાપાત્ર હતા કે જેમણે મજુરી કરી. પરંતુ વૈષ્ણવધર્મ પ્રગટ કર્યો ત્યારેતેમની વાર્તા કેટલીક કહીએ.

(ગોપાલદાસ ભિતરિઆની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૩૯ મી.)

ગોપાલદાસ ગુજરાતમાંથી શ્રી નાથજીની સાથે આવ્યા. અને શ્રી ગુસાંઇજીએ ગોપાલદાસને શ્રી નાથજીની સેવા સોંપી શ્રી નાથજી ગોપાલદાસના ઉપર એવી કૃપા કરતા કે જે ઠેકાણે ગોપાલસેવામાં ભુલતા તે ઠેકાણે શ્રી નાથજી શિખવતા હતા. ગોપાલદાસનો પ્રસંગ ગોપિનાથદાસ ગ્વાલનિ વાર્તામાં લખ્યો છે શ્રી નાથજી ગોપાલદાસને વનમાં સાથે લઇ જતા અનેજે સામગ્રી ગોપાલદાસને નં આવડતી તે શ્રી નાથજી પોતે બતાવી કરાવી લેતા. પોતેઅને કરી તેના અનુભવ કરાવતા. એ ગોપાલદાસ એવા કૃપાપાત્ર હતા.

(એક બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૦ મી.)

આ બ્રાહ્મણે ગંગાજીને તિરપર ઝુંપડી બનાવી હતી. અને

ાં શ્રી ઠાકુરજી પધારાવી સ્ત્રી પુરૂષ બંને સેવા કરતાં હતાં
ાહ્મણ ભિક્ષા કરી લાવતો હતો. એક દિવસનું કોઇ દેવા
ાવે તો તેની પાસેથી ત લેતો નહિ, અને શ્રી ઠાકુરજીનો
જભોગ ધર્યા પછી જેટલા વૈષ્ણ આવ્યા હોય તો બધાની
ાતળ.કરતો અને ભગવદ્સેવા અને ભગવદ્દર્શન વિના બીજે
ાણે તેનું ચિત્ત જતું નહોતું. આમ કરતાં કરતાં ઘણા દિવસ
ાતિ ગયા, ત્યારે એક પંડીત ગંગાજીના કીનારે તપ કરવા
ાવી રહ્યો, પંડિત ઘણો વિદ્વાન હતો. અને સામુદ્રિક શાસ્ત્ર
ાણ્યો હતો અને ત બ્રાહ્મણના ઘરની પાસે રહેતો હતો. ત
ંડીતને મહાપ્રસાદની પાતળ ત વૈશ્ણ ધરતો હતો એક દિ-
સ જ્યોતિષના બળથી અને સામુદ્રિકથી એવું જાણ્યું કે, આ
ાહ્મણ પર કાલે ચોરીનો મુદ્રો આવશે અને રાજાના મનુશ્ય
કડી લઇ જશે અને રાજા ના હુકમથી ફાંસી તને દેશે.પંડિત
ાતાના મનમાં સંકલ્પ કરવા લાગ્યો કે કાલે દશ ઘડી
િવસ ચઢ્યો ત્યારે આ બ્રહ્માણના પ્રાણ જશે આવો વિચાર
રતાં કરતાં તે પંડીતનો બધો દિવસ વિથી ગયો. જ્યારે સ-
ાય થયો ત્યારે બ્રાહ્મણ જપ કરતો હતો ત્યાં તેને નિદ્રા આવી
ાને સ્વપનામાં બધી વ્યવસ્થા થઇ. બ્રાહ્મણ જાગ્યો ત્યા સ્ત્રીને
હ્યું કે હું દ્વિવાય ગયો છું તેથી મને ન્હવરાય બ્રાહ્મણ ન્હા-
ાને સેવા કરવા લાગ્યો. આ વાર્તા જોઇને પંડીતે વિચાર કર્યો
ક આ શાસ્ત્ર બધાં જુંઠાં છે. આ સર્વ પુસ્તકોને ગંગાજીમાં
ાંખી દઉ. પંડીત પુસ્તકો ગંગાજીમાં નાખવા ચાલ્યો ત્યારે

બ્રાહ્મણે કહ્યું કે નાંખી કેમ દોછો ? વાત બધી સત્ય છે, પરંતુ જેના પર પ્રભુની કૃપા હોય છે તેના હજારો વર્ષના ભોગ ક્ષણમાં મુકાવી દે છે તેમાં કંઈ પણ આશ્ચય જેવું નથી. આ વાત સાંભળી પંડીત ચુપ રહ્યો એક દિવસ પંડિતે વિચાર કર્યો કે બ્રહ્મણને દ્રવ્યનો સકોચ ઘણો છે તેથી તે પંડીત્ત પાસે પારસ-મણી હતો તે તેને આપ્યો ત્યારે બ્રાહ્મણે ગંગાજીમાં નાંખી દીધો ત્યારે પંડીતે કહ્યું મારો પારસ મણી પાછો દે ત્યારે બ્રાહ્મણે. કહ્યું કે મણી સા કામનો હતો ત્યારે પંડીતે કહ્યું. કે તે લોઢાને સોનું બનાવેછે. બ્રાહ્મણના દરવાજા પર સિલા પડી હતી ત્યારે બ્રાહ્મણે પંડીતને કહ્યું કે આનાપર લોઢુ ઘસો તો સોનું થઇ જશે. પંડીતે લોઢું ઘસ્યું અને સોનુ થઇ ગયું. પંડીત મનમાં વિચાર કરવા લગ્યો અને ચકીત થઈ ગયો. અને બ્રા-હ્મણને નમી પડયો. બ્રાહ્મણને કહ્યું કે મને કંઈ સમજણ પ-ડતી નથી. જ્યારે મેં ગણું કષ્ટ વેઠયું ત્યારે મહાદેવજીએ આ મણિ મને દીધો હતો અને આ મણી જેવા તો તમારે દરવાજે પથ્થર પડયા છે. અકકલ કામ કરતી નથી. બ્રામણે કહ્યું કે તમે શાસ્ત્રનો વિચાર કરો કે મહાદેવજીએ તમને મણી આપ્યો તે મહાદેવજી સદઈવ ગંગાજીને મસ્તક પર રાખે છે તો ગંગા-જીના તટપર એવા મણી અનેક હોય એમાં શું આશ્ચર્ય ! ગં-ગાજી વિશ્ણુના ચરણારવિંદમાંથી પ્રગટ થયાં છે તો વિશ્ણુના દાસ મણીને તુચ્છ માને એમાં આશ્ચર્ય શું પંડીતે નમીને તે બ્રામણને કહ્યું કે મને વિશ્ણુનો દાસ કરો. બ્રાહ્મણે તે પંડીતને શ્રી

.કુળ લઇ જઈને શ્રી ગુસાંઈજીને સેવક કરાવ્યો અને માર્ગની
ધી રીત શીખવાડી. એ બ્રાહ્મણ શ્રી ગુસાંઇજીના એવા કૃ-
.પાપાત્ર ભગવદીય હતો.

શ્રી ગુસાંઈજીનો સેવક દિલ્હીમાં રહેતો હતો તેની વાર્તા)(પ્રસંગ ૧ લો)વાર્તા ૪૧મી

એક વૈષ્ણ શ્રી નાથજીનાં દર્શન કરવા ગયો. દર્શન
રીને ઘણો પ્રસન્ન થયો. પરંતુ શ્રી રામચંદ્રજીનું મહાત્મ્ય
ણે ઘણું સાંભળ્યું હતું તેથી તેના મનમાં એમ આવ્યું કે
અયોધ્યામાં શ્રી રામચંદ્રજીનાં દર્શન કરૂં તો ઠીક. શ્રી ગુસા-
જીની આજ્ઞા માગીને શ્રી રામચંદ્રજીનાં દર્શન કર્યા ત્યારે
ને અભાવ આવ્યો કે શ્રી નાથજી જેવું સુખ અહીં નથી. શ્રી
ામચંદ્રજીની આગર પીઠ ફેરવીને ઉભો રહયો. એટલે તેને
કોઢ નીકળ્યો. ત્યારે તેણે શ્રી રામચંદ્રજીને કહ્યું કે શ્રી નાથ-
જીને છોડી તમારી પાસે આવ્યો તે મેં ઘણો અપરાધ કર્યો.
કોઢથી અપરાધની નિવૃતિ નથી. મારા રોમ રોમ કીડા પડયા
જોઇએ એટલે મારો અપરાધ નિવૃત થાય. આવા અનન્યતાના
વચન સાંભળીને શ્રી રામચંદ્રજી હસ્યા. અને આજ્ઞા કરી કે
જાઓ શ્રી નાથજીનાં દર્શન કરો. શ્રી રામચંદ્રજીના વચન
સાંભળ્યા એટલે તેનો કોઢ મટી ગયો અને આવી શ્રી નાથ-
જીનાં દર્શન કર્યા. એ વૈશણવ એવો અનન્ય હતો તેની અન-
ન્યતા જોઇને શ્રી નાથજી ઘણા પ્રસન્ન થયા. અને બધા પ્ર-
કારનો અનુભવ બતાવ્યા.

(એક કણબી પોલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૨ મી)

આ વૈશણ ગુજરાતના સંઘની સાથે વ્રજયાત્રા કરવા

ચાલ્યો રસ્તામાં સંઘના મનુશ્યથી મહેનત મજુરી કરતો ચા
લ્યો. શ્રીજીદ્વાર એક મજલ રહ્યું ત્યારે તે વેશણુવને તા
આવ્યો,ત્યારે તે વૈશણુવે સર્વને કહ્યુ કે મને કાલે ગાડી
બેસાડજો પરંતુ તેની વાત કોઈએ શાંભળી નહી. ત્યારે તે
ચિંતા ઉત્પન્ન થઇ કે સવારે શ્રી નાથજીનાં દર્શન મારે કે
રીતે થશે. એ ચિંતાથી આખી રાત તેને નિદ્રા અવી નહી
તેની ચિંતા શ્રી નાથજી સહી ન શકયા. શ્રી નાથજીએ શ્રી
ગુસાંઇજીને કહ્યું કે તેને મારાં દર્શનની ઘણી ચિંતા થઈ
જેથી મને નિંદ્રા આવતી નથી. આ વાત સાંભળીને શ્રી ગુ
સાંઇજીએ કહ્યુ કે આપ સુખથી પોઢો એ સર્વની પહે
આવી જશે. શ્રીગુસાંઈજીએ ગાડી મોકલી તેને સર્વથી
હેલાં બોલાવી લીધો અને શ્રી નાથજીનાં દર્શન કરાવ્યાં. દર્શ
કરાવ્યાં. દર્શન કરતામાંજ તે તેની દેહદશા ભુલી ગયો. તે
આ વ્યવસ્થા જોઈને શ્રી ગુસાંઇજીએ તેને ચરણસ્પર્શ કરાવ
ત્યારે તેને સ્મૃતી આવી એટલે શ્રી ગુસાંઈજીને સાષ્ટાંગ દંડવ
કર્યા. શ્રી ગુસાંઈજીએ તેને સર્વ સમાચાર પુછયા. જ્યારે સ
આવ્યો ત્યારે શ્રી નાથજીએ શ્રી ગુસાંઈજીને કહ્યુ કે તેમ
દર્શન કરાવો. ત્યારે શ્રી ગુસાંઇજીએ વિનંતિ કરી કે જીવ
સદૈવ અપરાધથી ભર્યા છે. તેમણે વૈશણુ જાણીને અપરા
નથી કર્યો. ત્યારે શ્રી નાથજીએ કહ્યુ કે હવે તેમને દર્શન
રાવો. વૈશણુવ જાણીને જો અપરાધ કર્યો હોત તો તમને
અંગીકાર ન કરત. શ્રી ગુસાંઈજીએ તેમને સમજાવ્યા. આ

ી કોઇ દિવસ વષ્ણવનો અપરાધ કરશો નહિં. સમજાવ્યા
ી દર્શન કરવાની આજ્ઞા થઈ. એ પટેલ શ્રી ગુસાંઇજીના
ાપાત્ર હતા કે જેની આજ્ઞા શ્રી નાથજી સહી ન સકયા.

(શાહુકારના પુત્રની વહુની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) વાર્તા ૪૩ મી)

એ વહુ એક દિવસ બારીમાં બેઠી હતી. તેને એક તુર્કે
ઇ. એ તુરકની તેના વિષે આસકિત થઈ. વહુને જોયા વગર
તુર્ક પાણી પીતો નહિ. ગામમાં બહુ ચર્ચા થવા લાગી
ને જ્ઞાતિમાં નીંદા થઈ ત્યારે તે વહુના ઘરના મનુષ્ય
વહુને શ્રી ગોકુલ લઈ ગયા. આ વાતની ખબર તે તુર્કને
ડી ત્યારે તે તેમની પાછળ પડયો. અને રસ્તામાં ભેગો થયો.
કો કહેવા લાગ્યા કે જે દુઃખને માટે ઘર છોડયું તે દુઃખતો
ાથેને સાથે રહ્યું. આમ કરતાં શ્રી ગોકુલ પહોચ્યા. નાવવા-
ાને શાહુકારે કહ્યું કે તેને પાર ઉતારીશ નહિ. તુર્ક શ્રી યમુ-
ાજીને કિનારે બેસી રહયો. શાહુકારે જઇને શ્રી ગુસાંઈજીના
થા શ્રી નવનીત પ્રિયાજીના દર્શન કર્યાં. જ્યારે સાહુકારે મં-
ા પ્રસાદ લેવાની તૈયારી કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ પાંચ પા-
ળ ધરાવી અને તુર્કને માણસ મોકલી બેલાવી લીધો પાંચે-
ણ દુર દુર પ્રસાદ લેવા બેઠા. શ્રી ગુસાંઇજી સામા આવી
રાજયા. ચાર જણા તો પ્રસાદ લઇને ઉઠયા. પેલા તુર્કની
ઠી તથા મન શ્રી ગુસાંઈજીના ચરણાવિંદમાં લાગી રહ્યું અને
હાનુસંધાન કહ્યું નહીં. જ્યાં સુધી શ્રી ગુસાંઈજી તુર્કની સમા
મરાજી રહ્યા ત્યાં સુધી તેણે તેવાં દર્શન ર્ક્યાં. શ્રી ગુસાંઇજી
ઠી ભીતર પધાર્યાં એટલે તેનો દેહ છુટી ગયો. આ વાત શ્રી

ગુસાંઇજીએ જાણી. ત્યારે આજ્ઞા કરી કે તેને અગ્નિ સં
કરાવો, આ વાતનું કારણ જ્યારે વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજી
પુછ્યું ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે ગયે જન્મ તે બ્રાહ્મણ
ષ્ણવ હતો અને એ વહુ તેની સ્ત્રી હતી, એક દિવસ વૈષ્ણવ
સાથે ભગવદ્ વાર્તા કરતાં તેમાં કાંઈ દોષ નહોતો છતાં આ
મનમાં વૈષ્ણવર આ સ્ત્રીનો દોષ આવ્યો હતો એ અપરાધ
તેને મલેચ્છને ઘેર જન્મ લેવો પડયો અને તેની સ્ત્રી હતી
આ ક્ષત્રીની વહુ થઇ. તે વહુને તેણે જોઇ તો તેના નેત્રમાં તે
શ્રી ગોવરધનનાથજીનાં દર્શન થયાં. તેથી તેનું મન આ વહુ
લાગી ગયું. જ્યારે એ શ્રી ગોકુળ આવ્યો અને યમુના જળ
પાન કર્યું ત્યારે તેનો અપરાધ નિવૃત થયો. હવે તે ભગવદ્લી
લામાં પ્રાપ્ત થયો છે આ વાર્તા સાંભળીને તે વહુને વિરહ
તાપ થયો તેથી તેનો દેહ છુટી ગયો. અને તે ભગવદ્લીલા
પ્રાપ્ત થઈ. એ વહુ શ્રી ગુસાંઇજીની એવી કૃપાપાત્ર હતી,

(ગુજરાતવાસી સાઠોદરા નાગરની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૪ મી.)

જે ગામમાં આ વૈષ્ણવ રહેતો હતો તે ગામમાં બીજો વૈ
ષ્ણવ પણ રહેતો હતો. બન્ને પરસ્પર મેલાપ રાખતા હત
અને હળી મળીને ભગવદ્સેવા કરતા હતા. એક દિવસ બં
જણ જળ ભરીને આવતા હતા. રસ્તામાં એક વેશ્યાનું ઘ
હતું. તેની છોકરી નૃત્ય કરતી હતી તે સાઠોદરા વૈષ્ણવે જોઈ
તે છોકરી દૈવી જીવ હતી તેથી તે જોવાને ઉભા રહ્યા, અ
બીજો વૈષ્ણવ પોતે ઘેર આવ્યો. અને મનમાં સમજ્યો
એ વેશ્યા છે. તેનો સંગ ન કરવો. એ સ્ત્રીને કહ્યું કે જો સા

દરો વઈષ્ણવ મને બોલાલવા આવે તો કેહે જે કે ઘેર નથી.
છી સાઠોદરા વઈશ્ણવે વેશ્યાની સાથે ઠરાવ કરીને તેની છોક-
ને ઘેર લઈ આવ્યા. એને રાત્રે નવરાવી શુંગાર પહેરાવી શ્રી
કુરજીની સંનિધાન નૃત્ય કરાવ્યો. શ્રી ઠાકુરજી તેનું ગાન
ભળીને ઘણા પ્રસન્ન થયા, અને વેશ્યાની છોકરીમાં એટલું
મર્થ્ય આવ્યું કે સંસ્કૃત બોલાવા લાગી. એને તેનું મન
ગવદ્રુપમાં લાગ્યું. અને તે વઈશ્ણવનો ઘણો ઉપકાર માન્યો.
ને દ્રવ્ય ન લીધું. અને મનમાં વિચાર કર્યો કે આવા વઈશ્ણુ-
ા નિત્ય સત્શંગ હોય તો ઘણું સારૂં. વેસ્યાનું કર્મ છોડી
યું. અને આ વઈશ્ણવનો સત્શંગ કરવા લાગી. બીજો ગામ-
રહેતો હતો તેની સ્ત્રીને શ્રી ઠાકુરજીએ કહયું કે હું હવે ત-
રે ઘેર નહીં બીરાજું તમે તે સાઠોદરા વઈશ્ણવનો વૃથા દોષ
યો. ત્યારે વઈશ્ણવ સાઠોદરા વઈશ્ણવને નમી પડયો અને
પરાધ ક્ષમા કરાવ્યો તે દિવસથી સાઠોદરો નાગર બીજો
ઈશ્ણવ વેસ્યાની પુત્રી મળીને ભગવદવાર્તા નિત્ય કરતા
સાઠોદરા વઈશ્ણવના સંગથી પુત્રી પરમ વઈશ્ણવ થઇ. તેથી
ર્તા કેટલીક કરીએ.

(વેશ્યાની પુત્રીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૫ મી.)

વેસ્યાની પુત્રીએ શાઠોદરા નાગરને ઘેર શ્રી ઠાકુરજી આ-
ળ આખી રાત નૃત્ય કર્યો. અને સવાર થતાં તેના દેહની શુદ્ધ
રી નહીં. ભગવદ્દાવેશમાં મગ્ન થઇ ગઇ. દોઢ પહોર દહાડો
ઢયો ત્યારે તેના ઘરનાં બોલાવવા આવ્યા પણ કંઈ બોલી
હીં, અને કંઇ સાંભળ્યું નહીં, પછી તેના ઘરનાં માણુ

તેને પકડીને લઇ ગયાં ઘરમાં ગાંડી જેવી થઈ ગઇ, કંઇ નહીં ને કંઈપણ બોલે નહીં, ઘરના આદમીની દ્રષ્ટી બચા તે વઇશણુવને ઘેર આવે ત્યાં મારી બોલે ભગવદવાર્તા કરે પ્રસાદ લે. આ પ્રમાણે નિત્ય કરે. ઘરનાં માણસે રાજદ્વારમ ફરીઆદ કરી કે વઇશણુવે અમારી પુત્રીને ગાંડી કરી નાંખી છે રાજાના માણસવૈશણુવનેપકડીલઇગિયા.રાજાએવૈશણુવને જોયા ત પરમ ભગવદીય હતા ભગવદતેજ તેના સુખ પદબીરાજતું હતું. રાજ બોલ્યો કે એ વાત જુઠીછેએ મંત્રજંત્રકંઇ કરે નહી. વૈષ્ણુવ પોતાન ઘેર આવ્યા. અને વેસ્યાની પુત્રીને તેના ઘરના મનુષ્યે કાઢ મુકી તેથી તે વૈષ્ણુવને ઘેર આવી રહી. એટલામાં શ્રી ગુસાં ઇજી પધાર્યા. એ બાઇને નામ નિવેદન કરાવ્યું. પછી તે બાઇ વૈષ્ણુવને ઘેર પ્રચારણી કરવા લાગી. એક દિવસ સોઠોદરા વૈ ષ્ણુવને શ્રી ઠાકુરજીએ કહ્યું કે મારી સેવા શુંગાર એ બાઈ ક રશે અને તમે રસોઇની સેવા કરો. વૈષ્ણુવ ઘણા પ્રસન્ન થય અને બાઇ સેવા શુંગાર કરવા લાગી. અને વૈષ્ણુવ રસોઇ કરવ લાગ્યા. જ્યારે વૈષ્ણુવ વ્યાવૃત્તીએ જાય ત્યારે બાઈની સાથે શ્રી ઠાકુરજી બોલે જ અને બતલાવે. એ બાઈ શ્રી ગુસાંઈજીની એવ કૃપા પાત્ર થઇ. તેથી વૈષ્ણુવનો સંગ સર્વથા કરવો.

(વાઘજી રજપુતની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૬ મી.)

વાઘજી રજપુત અને તેમનાં સ્ત્રી ઘરમાં શ્રી ઠાકુરજી પધરાવી ભલી ભાતથી સેવા કરતા હતાં. અને નિત્ય નિયમથી એ બે વૈષ્ણુવને પ્રસાદ લેવરાવતાં હતાં. એક દિવસ વાઘજીએ એક વૈષ્ણુવને નોતરું દીધું અને તવાપુરીની સામગ્રી. કરાવી

દેવસ શુંગાર કરીને વાઘજી રજપુત રાજાની સ્વારીમાં ગયા
માં ઘી થોડું હતું તેથી વાઘજીની સ્ત્રીએ રાજભોગમાં થોડુ
ધર્યું. ત્યારે શ્રી ઠાકુરજીએ વાઘજીને જણાવ્યું કે ઘી થોડુ
અને તવાપુરી ગળામાં ખુંચે છે. વાઘજીને ઘણી આતુરતા
. ત્યાંથી દોડયા. અને બજારમાંથી ઘી લઈને દોડીને શ્રી ઠા-
જીને ધરી દીધું. બધાં કપડાં પહેરીને મંદિરમાં ચાલ્યા ગયા
પણ શુદ્ધ ન રહી શ્રી ઠાકુરજીને શ્રમ થશે એ વાત ધ્યાનમાં
નહી. અનાચાર થશે એ વાત પણ ધ્યાનમાં ન રહી. ઘી
ને રાજાની સ્વારીમાં પાછા ચાલ્યા ગયા. તે વખતે વૈષ્ણવ
બેઠો હતો તેના મનમાં એમ આવ્યું કે જોડા પહેરીને મં-
માં જઈ ઘી ધર્યું તેથી તે આચાર વિચાર કંઇ રાખતા નથી.
ના ઘરનો પ્રસાદ લેવો નહી. આવો વિચાર કરીને ઉઠી ગયા.
ઘજી આવીને વૈષ્ણવને બોલાવા ગયા ત્યારે વૈષ્ણવ છુપી
યો. વાઘજીઘેરઆવ્યા અનેબન્નેસ્ત્રી પુરૂષ ભુખ્યાં રહયાં આમ-
ણે ત્રણદિવસ સુધી તે વૈષ્ણવ આવ્યો નહી અને વાઘજી ત્રણ
વસ સુધી ભુખ્યાં રહયાં. વૈષ્ણવના શ્રીઠાકુરજીએ સ્વપ્નામાં તેની
ને જણાવ્યું કે હું તમારે ઘેરથી જઇશ. તમે વાઘજીપરવૃથા દોષ
ર્યો છે તેનું ચિત તો મારામાં લાગ્યું હતું અને તેને દેહનુંભાન
પણ નહોતું. તેથી તમારે ઘેર નહીં બીરાજું. આ સાંભ-
ને તે વૈશણવની સ્ત્રી જાગી પડી અને પોતાના પતિને સર્વ
કીકત કહી એટલે તે વૈશણવ આવીને વાઘજીને નમી પડયો
ને અપરાધ ક્ષમા કરાવ્યો. બન્ને મળીને મહાપ્રસાદ લીધો.

એ વાઘજી એવા કૃપા પાત્ર હતા. જેમનું દુઃખ શ્રી ઠાકુર· સહિ ન શકયા. તેમની વાર્તા કેટલીક કરીએ.

(અજબકુંવર બાઇની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૩૮ મી.)

અજબકુંવરબાઇ મેવાડમાં રહેતી હતી. મીરાંબાઇ દેરાણી હતી ત્યાં એક દીવસ શ્રી ગુશાંઇજી પધાર્યા, અજ· કુંવરબાઇને સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયાં, અજ· કુંવરી શ્રી ગુસાંઇજીની સેવક થઇ. અષ્ટપ્રહર શ્રી ગુસાંઇજી ચરણારવિંદમાં તેનું ચિત્ત લાગી રહેતું હતું, શ્રી ગુસાઇ પધારવા લાગ્યા ત્યારે અજબકુંવરબાઇને મુર્છા આવી, તે એવી દશા જોઇને શ્રી ગુસાંઇજી ત્યાં ચાર દીવસ બીરાજ્ અને પાદુકાજી પધરાવી દીધા. અજબકુંવરબાઈ શુધ્ધ પુ માર્ગની રીત પ્રમાણે સેવા પુરવા લાગી. શ્રી નાથજી અજબ વરબાઇની સાથે નિત્ય ચોપાટ ખેલતા, અને અજબકુંવરબાઇ મનમાં એવું હતું તે શ્રી નાથજી સદઇવ અહીં બીરાજે તો ઠ એક દિવસ અજબકુંવરબાઇના ઉપર શ્રી નાથજી પ્રસન્ન થ અને કહ્યું કે કંઇ માગ ત્યારે અજબકુંવરબાઇએ માગ્યું આપ સદા અહીં બીરાજો ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે જ સુધી શ્રી ગુસાઇજી તથા તેમના સાત લાલજી ભુતલ ઉ રહીને મારી સેવા કરશે, ત્યાં સુધી ગોવર્ધન પર્વત નહીં છે પછી અહીં પધારીશ ત્યાં સુધી નિત્ય આવજા કરીશ, આ વચન સાંભળીને અજબકુંવરબાઇ ઘણી પ્રસન્ન થઇ, આ કા ણથી શ્રી નાથજી અજબકુંવરનું વચન સત્ય કરવાને વાઃ આજે સુધી મેવાડમાં બિરાજે છે તેની વાર્તા કેટલીક કરીઃ

(...ની પુત્રાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૪૮ મી.)

...શે એક દિવસ શ્રી ગુસાંઈજી આગ્રે પધાર્યા હતા, બીરબ-
...ની પુત્રીને શ્રી ગુસાઈજીનાં સાક્ષાત્ પુર્ણ પુરસોતમનાં દર્શન
...ાં. બીરબલની પુત્રી શ્રી ગુસાંઇજીની સેવક થઈ નિત્ય કથા
...ભળવા શ્રી ગુસાંઈજી પાસે જતી અને કથામાં જે સાંભળતી
...મનમાં યાદ રાખતી. એક અક્ષર સરખો પણ ભુલતી નહોતી
...ા રાત કથાનો અનુભવ કરતી હતી. એક દિવસ બાદ...
...રબલને પુછયું કે સાહેબનું મરવું કેવી રીતે થાય? એ નિ-
...ા કરીને મને કહો. ત્યારે બીરબલે સર્વ પંડીત અને મહ...
...યું પરંતુ તેમનું કહ્યું કંઈ નજરમાં આવ્યું નહી, તે ઘણો
...તાતુર થયો. અને એવો ડર લાગ્યો કે પાદશાહ લુંટી લેશે.
...રે પુત્રીએ કહ્યું કે તેતો ઉત્તર શ્રી ગુસાંઈજી દેશે બીબલ શ્રી
...કુલ આવ્યો અને શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી ત્યારે શ્રી ગુ-
...ઈજીએ આજ્ઞા કરી કે હું બાદશાહને એકાંતમાં ઉત્તર દઇશ
...રબલે સર્વ વાત પાદશાહને કહેતાં, પાદશાહ શ્રી ગોકુળ
...વ્યો અને બીરબલ પણ સાથે આવ્યો. બીરબલ શ્રી ગુસાં-
...જીને પાદશાહના મુકામ પર લઇ ગયો બાદશાહે એકાંતમાં શ્રી
...સાંઈજીને પુછયું કે સાહેબ કેવી રીતે મળે તે ઉપાય બતાવો
... ગુસાંઈજીએ લઉકીક રીતે ઉત્તર આપ્યો કે જેવી રીતે તમે
...ને મળ્યા તેવી રીતે સાહેબ મળે છે. ત્યારે પાદશાહે કહ્યું કે
...નું કારણ મને સમજાવો. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે હુ
...જાર ઉપાય કરૂં તોપણ તમને મળવું મુશકેલ છે. અને તમે
...ચાર કર્યો કે ઘડીવાર પણ ન થઈ તુર્ત મન મળ્યા, એવી

રીત જીવ હજાર ઉપાય કરે તોપણ સાહેબ ન મળે એ ઠાકુ
હેમ ધારે તો ઝટ જીવને પોતાનો કરી લે જીવને હાથ
નથી. સાહેબની મરજી હોય તો ક્ષણ પણ ન લાગે. આ સાંભ
ળીને પાદશાહ ગણો પ્રસન્ન થયો, શ્રી ગુસાંઇજીને દંડવત કર્યા
અને વિનંતિ કરી કે મારો અંગીકાર કરો. શ્રી ગુસાંઇજીએ
કહ્યું કે અહિંથી એક કલાકમાં ગોપાલપુર જવાય એવી સ્વારી
હોય તો સારૂં. પાદશાહે એવો ઘોડો ભેટ કર્યો કે એક કલાકમાં
દશગાઉ જાય. અને ઘોડાના ખર્ચ પેટે ગોકુળ અને ગોપાલપુર
ભેટ કર્યાં, અને દંડવત કરીને આગ્રે ગયો. એ ઘોડા પ
બેસીને શ્રી ગુસાંઇજી નિત્ય ગોપાલપુર પધારતા અને પાછ
શ્રી ગોકુલ આવી જતા એ ઘોડાની વાત ગોપાલદાસજીએ
સ્વ્ત વલ્લભાખ્યાનમાં થઈ છે." તુરંગ ચાલે વાયુવેગે ઉતા
રણો જાણે નૌકા ચાલી સિંધુ તરવા." એ રીતે ગોપાલદાસ
જીએ વર્ણન કર્યું છે.બારબલની પુત્રી એવાં કૃપાપાત્ર હત
શ્રી ગુસાંઇજી ઉપર તેને એવો વિશ્વાસ હતો તેમની વાર્તા કે
ટલીક કરીએ.

(એક કુંજરીની વાર્તા.) (પ્રસંગ ૧ લો. (વાર્તા ૪૯ મી

એક દિવસ શ્રી ગુસાંઇજી ગોપાલપુરથી શ્રી ગોકુળ પ
ધારતા હતા, રસ્તામાં એક કુંજરી તરસથી પીડાતી હતી, શ્રી
ગુસાંઇજીએ ખવાસને કહ્યું, કે આ કોણ છે? ત્યારે ખ
વાસે કહ્યું કે તરસને લીધે આ સ્ત્રીનાં પ્રાણ જાય છે, ત્યા
પોતે ખવાસને કહ્યું કે આ પાણી જારીમાંથી એને જળ પાઓ
ત્યારે ખવાસીએ કહ્યું ઝારી છવાય જશે ત્યારે ગુસાંઇજીએ

। કરી કે ઝારી તો બીજી આવશે પણ આનો પ્રાણ તે
। તેમણે તેને જળ પાયું તેથી ચેત થઈ તે કુંજરી પો-
સર્વ દ્રવ્ય લઇને શ્રી ગોકુળ આવી રહી દિવસે દુકાન
બેસે અને રાતે ગામ બહાર જઈને રહે. કારણ કે પૃથ્વી પ-
શ્રી ગોકુળમાં મુસલમાનને રહેવાનો હુકમ નહોતો કું-
બહારથી ઉતમ મેવા લાવીને શ્રી ગોકુળમાં વેચતી અને
ઈ મંદિરમાં મેવા પહોંચાડે તેની પાસેથી દામ ઓછા
મનમાં એમ સમજતી કે આ પ્રકારે મારૂં દ્રવ્ય અંગી-
શે. આમ કરતાં કરતાં તે કુંજરીનો આખો જન્મ શ્રી
ળમાં સંપુર્ણ થયો અને જ્યારે શ્રી ગુસાંઈજી યમુનાજીના
પર પધારતા ત્યારે તે કુંજરીને નિત્ય દર્શન થતાં તે સા-
પુર્ણ પુરૂષોતમના દર્શન થતાં જેથી તે કુંજરી શ્રી ગુસાં-
ને પુર્ણ પુરૂષોતમના જાણીને શ્રી ગોકુલમાં આવી રહી હતી.
સુધી તેનો દેહ રહ્યો ત્યાં સુધી તેને પુર્ણ પુરૂષોતમનાં દ-
થયાં. એ કુંજરી શ્રી ગુસાંઇજીની એવી કૃપા પાત્ર ભગવ-
હતી

ત હતીત પતિતની બે ભાઇની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૦ મી.)

હતીત પતીત બન્ને માહ નદીના કીનારા પર રહેતા હતા
ાઇ તે રસ્તે નીકળતો તેને મારી નાખતા હતા સર્વ લો-
ખબર પડી તેથી તે રસ્તો ઉજડ થયો. કોઇ આવતું જતુ
, એ જગ્યાએથી ચાર ચાર ગાઉ સુધી ઉજડ થયું હતું. કોઇ
। કરવા પણ આવતું નહોતું. એ પ્રેત એવા જબરા હતા કે
જંત્રને વશ થતા નહોતા, જે કોઇ જતું તેને મારી

એકદિવસચાચાહરિવંશજીગુજરાતથીશ્રીગોકુળ જતા હતા તે .
નીકળ્યા ત્યારે બન્ને પ્રેત પર્વત થઇ તે રસ્તા પર પડયા. એ
જવાના રસ્તા પર આંવીને પડયો અને બીજો પાછા ફરવાનો
સ્તા પર અ વી પડયો, ત્યારે ચાચાજીએ જાણ્યું કે આ કે
પ્રેત છે. ચાચાજીએ ચરણા મૃત ભેળવીને તેમના પર જળ ન
ખ્યું ત્યારે તેમણે ચાચાજીનો પ્રતાપ જાણ્યો કે એ એ કોઈ ર
હાપુરૂષ છે હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યા કે અમારો (
દ્ધાર કરો ચાચાજીએ તેમને અષ્ટાક્ષર મંત્ર સંભળાવ્યો, ના
સાંભળતાજ તેમનો દિવ્ય દેહ થયો અને ભગવલ્લીલામાં ૩
વેશ કર્યો. ચાચાજી શ્રી ગોકુળ આવ્યા. અને શ્રી ગુસાંઇજી
વિનંતિ કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ૧૦૦ વર્ષ ૧
હેલાં તે બંને ઠગ હ ા અને વઇશ્ણવનો વેષ પહેરીને ફરતા હત
એક ઠેકાણે વઇષ્ણવને ઘેર ઉતર્યા હતા ત્યારે વઇષ્ણવ તો ઘર
નહોતો. તેની સ્ત્રી હતિ. રાતે તેને ઘેર રહીને તે સ્ત્રીને મા
ઘરેણું લઈગયા રસ્તામાં ચોર મળ્યા તેમણે મારી નાંખ્ય
જેવું કર્યું તેવું તેમણે ભોગવ્યું તો ખરૂં; પરંતુ વઇશ્ણવને મારે
હતો અને વઇશ્ણવ બની ઠગાઈ કરતા હતા તે અપરાધથી પ્રે
થયા હતા. જો તમે તેમનો ઉદ્ધાર ન કર્યો હોત તો આખ
કલ્પ સુધિ પ્રેત રહેત વઈશ્ણવ છો અપરાધ તો એવો છો વૈશ્ણ
વિના વૈશ્ણવનો અપરાધ ક્ષમા કરવાની કોઇનું સામર્થ્ય નથ
શ્રી ઠાકુરજી પણ ક્ષમા કરતા નથી એ વાત અંબરીષના આ
ખ્યાનમાં પ્રસિદ્ધ છે. જેથી વૈશ્ણવના અપરાધથી બીતાં રહેવું

વી ચાચાજીને શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી. આ સાંભળીને ર્વ વૈષ્ણવ પ્રસન્ન થયા. એ હતીત પતિતનો ચાચાજીએ શ્રી સાંઈજીની કૃપાથી ઉદ્ધાર કર્યો. ગોપાલદાસજીએ વલ્લભા- ાનમાં એવું ગાયું છે કે " હતીત પતિતનું જુઓ તમે પ્ર- ઈધીણુ." શ્રી ગુસાંઈજીની કૃપાથી તેમણે ભગવદ્દલીલામાં વેશ કર્યો.

( ગંગાબાઈ ક્ષત્રાણીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૫૧ મી )

ગંગાબાઈની માતા મહાવનમાં રહેતિ હતી તે શ્રી ગુસાં- જીની સેવક હતી. શ્રી ગુસાંઇજીના સ્વરૂપમાં તેનુ ચિત્ત લાગી ંતું હતું. તેના મનમાં શ્રી ગુસાંઈજીનાં સ્વરૂપ વિષે કામ દ્ધિ રહેતી હતી. પરંતુ શ્રી ગુસાંઈજીને તો એવી પ્રતિજ્ઞા હતી પરસ્ત્રી સામે કામ દ્રષ્ટિએ જોવું નહી. મહાવનવાળી ક્ષત્રિ- ાણીની આ વાત શ્રી ગુસાંઇજીએ જાણી ત્યારે તેને ગોકુળ ાવતાં બંધ કરી. બાર વર્ષ સુધિ શ્રી ગોકુળમાં ન આવવા ધી. તે મહાવનમાં વિપ્રયોગની ભાવનાથી શ્રી ગુસાંઇજીનું યાન કરતી હતી. એક દિવસ તેને સ્વપ્ન આવ્યું તે પછી તેને ર્ભ સ્થીતી રહી અને ગંગાબાઇનો જન્મ થતાં તેની માતા ા ભગવદ્દલીલામાં પ્રાપ્ત થઈ. એ ગંગાબાઈ જ્યારે મોટાં થયાં યારે શ્રી સ્સાંઈજીના સેવક થયા. અને મહાવનથી ગોપાલ- ુરમાં આવી રહેતાં હતાં શ્રી ગોવર્ધનનાથજી તેમની સાથે સતા, ખેલતા અને બધી લીલાનાં દર્શન કરાવતા હતા. ગં- ાઇ તે લીલાના પદ બનાવી શ્રી નાથજી પાસે ગાતાં હતાં. ે શ્રી વિઠ્ઠલ ગિરિધરન એવી છાપ ધરી. જે તેમનો જન્મ

૧૬૨૮માં થયો હતો. અને ૧૭૩૬ સુધી એટલે ૧૦૮ વર્ષ સુ
તે ભુતલ પર રહયાં મેવાડમાં શ્રી નાથજીની સાથે આવ્યાં હ
તેમનિ વિશેષ વાત શ્રી નાથજીના પ્રાગટ્યમાં લખી છે. :
દિવસ શ્રી નાથજીએ શ્રી હરિરાયજીને મેવાડમાં કહ્યુ કે ગં
બાઇને વસ્ત્રાભુષણ ઘણાજ સુંદર પહેરાવીને રાતે જગમોહક
બેસાડજો. તે પ્રમાણે તેમ ત્યાં બેસાડેયાં. રાતરે જગમોહનમાં
શ્રી નાથજી ગંગાબાઈને દેહસહિત લીલામાં લઇ ગયા. ગંગાબ
શ્રી નાથજીનાં એવાં કૃપા પાત્ર ભગવદિય હતાં. તેથી તેમ
વાર્તા કેટલીક કરીએ.

(રાજાની વાર્તા.) (પ્રસંગ ૨ ેા.) વાર્તા ૫૨ મી.

એ રાજાનું મન દિવસરાત ભગવદ્દસેવામાં હતું. ભગ
ઉપયોગ વિના દ્રવ્ય ખરચતો નહોતો. અને વૃથાલાપ, વૃથાક્રિ
તથા વૃથાધ્યાન ત્રણે કરીને રહેતો હતો. લોકીકમાં કામ જે
બોલે. વઈષ્ણવનો સંગ દિવસ રાત છોડે નહિં. અને બ્રણુવ વિ
કોઇના ઉપર રીઝે નહી. એ રાજાના ગામમાં એક ભવઈ
આવ્યો. ભવઇયો ઘણો હુંશીઆર હતો. અને ખેલમાં ઘણો :
તુર હતો તે સઉને રીઝાવતો હતો. ઘણા દિવસ સુધી તે ગ
મમાં રહયો: પરંતુ રાજા ખેલ જુએ નહીં ભવઇયો એવો ઉપ
કરવા લાગ્યો કે કોઇ પણ ઉપાયથી રાજા ખેલ જુએ
ઠીક. ભવઇયાએ રાજાના કામદારને મળી એવો પ્રયત્ન કર્યો
રાજા ખેલ જુએ એવો ઠરાવ કર્યો. ભવઇયો રાતે ખેલ કર
અને સર્વ કામદાર તથા રાજા ખેલ જોવા બેઠા ભવઇયાએ
... ર્યાં અને ઘણી તરેહના વેષ કાઢયા. પરંતુ રાજા સા

. ભવઇયાના મનમાં ઘણો પશ્ચાતાપ થયો અને રાજના
ને પુછવા લાગ્યો કેરાજાકઇરીતેરીઝશેતેતમે બતાવો. રાજાના
ાસે કહ્યું કે તે વૈષ્ણવ વિના કેઇના ઉપર રીઝશે, નહીં.
ાના મનુષ્યના શીખવવાથી તે ભવૈયો વૈષ્ણવનો વેષ પેહે-
તિલક મુદ્રામાલ ધરીને રાજાની સભામાં આવ્યો. રાજાએ
ને વૈષ્ણવને સાષ્ટાંગ દંડવત કર્યા અને છાતીએ લગાવીને
યો અને ગાદીપર બેસાડીને પોતે રાજા પંખો કરાવા લાગ્યો
। તે વૈષ્ણવની સાથે ભગવદ્ વાર્તા કરવા લાગ્યો અને ભં-
ખોલાવી દીધો અને કહ્યું કે જે જોઇએ તે લો. અને વૈષ્ણ
। ઘણી ટહેલ કરી. રાજા જાણતો હતો કે તે ભવૈયો છે
ા વૈશ્ણવનો વેશ પહેરીને આવ્યો છે. રાજાનો વૈશ્ણવ વેષ-
એવો વિશ્વાસ હતો કે સાક્ષાત શ્રી ઠાકુરજી પર હોય. એ
ા હરિગુરૂ વૈશ્ણવમાં ભેદ જરાપણ જાણતો નહોતો. તેથી
ી વાર્તા કેટલીક કરીએ.

દયા ભવૈયાની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૩ મી.)

દયા ભવઇઓ વૈશ્ણવનો વેષ પહેરીને અને રાજાના રીઝા-
ે રાજાથી વિદાય થઈ પોતાના મુકામપર આવતો હતો.
ે મનમાં એવો વિચાર કરવા લાગ્યો કે ઘણા દિવસની મ-
.ત હવે સફળ થઇ. પાછળ જુએ તો ચાર સ્ત્રી પાછળ પા-
ા આવતી હતી જ્યાં ભવઇઓ ઉભો રહેતો ત્યાં તે ઉભી ર-
ી હતી અને તે ચાલે એટલે ચાલતી હતી. આ જોઇને મ-
નાં આશ્ચર્ય થયો કે આ ચાર કોણ છે? ભવઈયાએ તે સ્ત્રીઓને
છ્યું કે તમે કોણ છો? અને મારા સાથે કેમ આવો છો?

ત્યારે તે સ્રીઓ બોલી કે અમે ચાર હત્યા છીએ અને સદા તારા શરીરમાં રહીએ છીએ. જ્યારે મરીશ ત્યારે તેને નરકમા લઇ જઈશું. હમણાં તે વૈશણુવનો વેષે પહેર્યો છેતેથી અમે તારા શરીરમાંથી બહાર નિકળી છીએ. વૈશણુવથી અમે ઘણે દુર રહીએ છીએ. જો તેની દ્રષ્ટીમાં અવીએ તો ભસ્મ થઇ જઈએ આ વાત સાંભળીને દયા ભવૈયો પાછો ફર્યો. અને જઈને રાજાને પગે લાગ્યો અને કહ્યુ કે મને વૈશણુવ કરો. અને હત્યાનો સર્વ વૃત્તાંત કહ્યો, રાજાએ ઉઠીને ચારે સ્રીના સામું જોયું તેથી તે ભસ્મ થઇ ગઈ. દયા ભવૈયાને શ્રી ગુસાંઇજીનો પત્ર લખી દઇને શ્રી અડેલ મોકલ્યો. દયા ભવૈઆયે અડેલ જઈને શ્રી ગુસાંઈજીને સહકુટુંબ સેવક થયો. શ્રી ઠાકુરજી પધરાવીને ભગવદ સેવા કરવા લાગ્યા થોડા દિવસ અડેલમાં રહીને પુષ્ટીમાર્ગની સેવાની રીત શીખીને પાછો જન્મ સુધી તે રાજા પાસે આવીને રહ્યો. બંન્ને ભગવદ્ વાર્તા કરે એ ભવૈયાને એવો નિશ્ચય થયો કે વૈશણુવ ધર્મ શિવાય બીજો ધર્મ તુચ્છ છે. મે વૈશણુવનો જુઠો વેષ પહેર્યો તોપણ હત્યા દુર ભાગી ગઇ. અને જો સાચો રાખીશ તો શ્રી ગુસાંઇજીની કૃપાથી નિશ્ચય મને ભગવદલીલાની પ્રાપ્તી થશે. આમ કરતાં કરતાં તોભવઈઆને ભગવદલીલાની સ્પુર્તી થઇ અને શ્રી ઠાકુરજી સાનુંભાવ જણાવવા લાગ્યાઃ એ દયા ભવઇયા રાજાના સંગથી પરમ ભગવદીય થયા.

(એક કણબીની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૫૪ મી.)

એ વૈશણુવ તાદ્રશી હતો. તેને શ્રી ઠાકુરજી સાનુંભાવ

ણાવતા હતા. વઈશ્ણવ ચાચાજીની સાથે શ્રી ગુસાંઈજીનાં દ-
ન કરવા વ્રજમાં ગયો રસ્તામાં એક ગામ હતું તે ગામમાં
ક બ્રાહ્મણી રહેતી હતી. તે બ્રાહ્મણિને ગલિત કોઢ થયો હતો
ને કીડા પડયા હતા બ્રાહ્મણીનો પુત્ર નદિ ઉપર માને ધોવાને
ગયો હતો ત્યાં વઇશ્ણવ ન્હાયા પહેલાં ધોતી ધોતો હતો તેની
તીના છાંટા તે બ્રાહ્મણી પર પડયા. જે ઠેકાણે છાંટા પડયા તે
ણે કોઢ મટી ગયો. તે બ્રાહ્મણિ વઈશ્ણવ પગે લાગી અને
કે મારા શરીરનિ આ વ્યવસ્થા છે પરંતુ તમારી ધોતીના
ટા મારા શરીર પર પડયા તેટલામાં મારૂં શરીર સારૂં થઇ
છે. તે કણુબી વઈશ્ણવે કહ્યું કે હું તો શુદ્ર છું અને તમે બ્રા-
ણ છો તેથી મને પગે ન લાગે ત્યારે તે બ્રાહ્મણીએ હાથ જો-
ને કહ્યું કે તમે મહા પુરૂષ છો મારૂં દુઃખ તમારા વિના
જો કોઇ દુર કરવાને સમર્થ નથી. જેથી મારા પર કૃપા કરો.
વઈશ્ણવ તે બ્રાહ્મણિને ચાચાજી પાસે લઇ ગયો અને બધું વૃ-
ત કહ્યુ. ચાચાએ તેને નામ સંભળાવ્યું અને ચરણામ્રત
યું તેથી તે બ્રાહ્મણીનો બધો કોઢ મટી ગયો. અને સર્વ
ગ સારૂં થઇ ગયું. તે બ્રાહ્મણી સારિ રીતે પોતાને ઘેર, ગઈ
શરીર સારૂં જોઇને તે ગામના સર્વ લોકો મળીને ચાચાજી
સે આવી નમી પડયા, અને બધાએ નામ સાંભળ્યું તથા
ી માર્ગની રીત શીખ્યા, અને બધા લોક વઇશ્ણવ થયા તે બ્રા-
ણી તથા તેનો પુત્ર તે વઇશ્ણવની સાથે શ્રી ગોકુળ ગયાં અને
ને શ્રી ગુસાંઇનાં સેવક થયાં શ્રી નવનીત પ્રિયાજીનાં અ

શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરીને ઘણા પ્રસન્ન થયાં અ
વૃજ યાત્રા કરી શ્રી ઠાકુરજી પધરાવિ પોતાને દેશ આવ્યાં. ર
કણબી વઇશણવ એવા કૃપા પાત્ર હતા કે જેમની ધોતીના છાં
ટાથી કોઢ મટી ગયો, તથી તેમની વાર્તા કેટલીક કરીએ.

(એક બાઈ ક્ષત્રાણીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૫ મી.)

એ ક્ષત્રિયાણી ભોળી ઘણી હતી. અને શ્રી ઠાકુરજીની સે
ઘણીં સારીરીતે કરતી હતી. શ્રી ઠાકુરજી તેને બાળભાવ જણ
વતા હતા. અને છાતી સરખા લગાવતા હતા. અને ઘડીએ ઘડીઃ
ભુખ્યા થઈને ખાવાનું માગતા હતા. તે બાઇને બહાર જવા દે
નહિ. એ બાઇ બહાર જાતી તો શ્રી ઠાકુરજી રૂદન કરતા આ
માણે બાળભાવ જણાવતા હતા, એક દિવસ ઘરમાં બીલાડીર
લડવા લાગી ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યુ કે હું બીઉંછું તે બ
ઇએ શ્રી ઠાકુરજીને છાતી સરસા લગાવીને કહ્યુ કે તમે પુત
આદિ દૈત્યને માર્યા ત્યારે બીના નહીં. અને અત્યારે કેમ ડ
છો? શ્રી ઠાકુરજીને તે બાઇની સાથે બોલ્યા નહીં ત્રણ દિવ
સુધી કંઈ માગે પણ નહિ તે બાઈએ ઘણી પ્રાર્થના કરી અ
રોવા લાગી ત્યારે શ્રી ઠાકુરજી પાછા બોલવા લાગ્યા: જેથી વૈશ
એવો વિચાર રાખવો. શ્રી ઠાકુરજીને ભુખ લાગે નહીં અને
રસ લાગે નહીં એ સામર્થ્ય છે આવો વિચાર કરીને જે શ્રી
કુરજીની સેવા કરે તેની સેવા નિષ્ફળ થાય છે. શ્રી મહાપ્ર
જીએ નિબંધમાં કહ્યુ છે કે શ્લોક--माहात्म्यज्ञानपूर्वस्तुसुस्ढःसर्वतो
कः ॥ स्नेहोभक्तिरितिप्रोक्तातयामुक्तिर्नचान्यथा २

જેથી મહાત્મ્ય જ્ઞાન પુર્વક સુદ્રઢ સર્વથી અધિક સં

શ્રી ઠાકુરજી વિષે રાખવો જોઇએ, જેમ કોઇ રાજા હોય તો પણ તેની માતાના મનમાં એમ આવે કે મારો કુંવર ભુખ્યો હશે. એ પ્રમાણે વૈશણવે શ્રી ઠાકુરજીની ઉપર સ્નેહ રાખવો જોઈએ. એ બાઈ ક્ષત્રિયાણી એવાં કૃપા પાત્ર હતાં.

(એક પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૬ મી.)

એ પટેલ ગુજરાતના સંઘમાં શ્રી ગોકુળ ગયો હતો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો હતો શ્રી ગુસાંઇજીને તેમના સાત લાલાજી કાકા કહેતા હતા. પટેલ બાળકોના મુખથી શ્રી ગુસાંઇજીને કાકા કહેતા સાંભળીને પોતે પણ કાકા કહેવા લાગ્યો. પટેલને આવો ભોળો જાણિને શ્રી ગુસાંઇજીએ ગાયની સેવા કરવાને ખરકમાં રાખ્યો એ પટેલ ગાયોની સેવા એવી કરતો કે જે રીતે ગાયો સુખી થાય. ગાયોની નીચે વાળતો અને નીત્ય ગાયોની નીચે રેતી પાથરતો અને નિત્ય રેતી બહાર કાઢી નાંખતો અને નવી રેતી પાથરતો પટેલ એવો વિચાર કરતો કે ગાયના શરીરમાં જીવ ન પડે અને ગાયોને ઠંડ ન લાગે ગાયોની એવી ટહેલ જોઈને શ્રી નાથજી તે પટેલ પર પ્રસન્ન થયા, પટેલ ગાયોને ઘાસ દોઇને ખવરાતો હતો, કારણ કે ગાયોના દુધમાં રજ આવે તો શ્રી નાથજી કેમ આરોગે પટેલ કોઈ દિવસ પાતળ લેવા જાય અને કોઈ દિવસ ન જાય. ગાયોની ટહેલમાં મોડું થાય તો પાતળ લેવા પણ ન જાય, ભુખ્યો ટહેલ કરે. શ્રી નાથજી તેને લાડવા દે, તે પટેલ ખાઈને ગાયોની સેવા કર્યા કરે. એક દિવસ શ્રી ગુસાંઇજીએ તે પટેલને પુછ્યુ કે તું નિત્ય પાતળ લેવા નથી આવતો? ત્યારે પ-

ટેલે કહ્યું કે કાકાજી મહારાજ કોઈ દિવસ શ્રી નાથજી લાડ
દે ત્યારે પાતળ લેવા નથી આવતા અને લાડવા ન દે ત્યારે પા
તળ લેવા આવું છું. આ વાર્તા સાભળીને શ્રી ગુસાંઇજી ઘણ
પ્રસન્ન થયા. અને કહ્યું કે તારી પાતળ નિત્ય ખિરકમાં મે
કલાવીશ પટેલ નિત્ય ગાયોની ટહેલ કરતો. એક દિવસ પટે
કહ્યું કે મારી પાતળ મોકલશો નહી મને શ્રી નાથજી રો
લાડવા દે છે. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તું લાડવા ખા
જાય છે કે કંઈ રાખી મુકે છે. ત્યારે તેણે કહયુ કે ઘણાં લાડવ
મારી પાસે છે. શ્રી ગુસાંઇજીએ જોયું તો શય્યા ભોગનો લાડવ
છે શ્રી ગુસાંઇજી જોઇને ઘણા પ્રસન્ન થયા. એક દિવસ વરસ
વરસતો હતો, ત્યારે પટેલ ભુખ્યો રહયો. શ્રી નાથજી ઝારી બં
લઇને પટેલ પાસે પધાર્યા અને તવે લાડવો દીધો. અને ઝારી
બંકા લઈ શ્રી ગુસાંઇજીની બેઠકમાં આવ્યો. અને શ્રી ગુસાંઇ
જીને દીધા. અને કહ્યું કે રાતે શ્રી નાથજી ખિરકમાં ભુલી ગય
હતા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે સિંધપોરીની રખ
વાળી કરો તેની એ પટેલ સિંધપોળ પર બેસી રહેતો હતો. એ
દિવસ શ્રી નાથજી સિંધપોળ બહાર પધારવા લાગ્યા. ત્યા
પટેલે કહ્યું કે ઘરેણું પહેરીને ન જાઓ. જશો તો કાકાજી મ
ખીજશે. શ્રી નાથજી પધાર્યા અને પટેલ પાછળ ગયો. વંદાવ
નમાં જઇને શ્રી નાથજીએ રાસ કર્યો એ પટેલને દર્શન થયાં વ
જભક્તોનાં આભુષણ પડયાં હતાં તે તે પટેલે વીણી લાવ્યે
અને શ્રી ગુસાંઇજીને આપ્યાં. અને કહયું કે શ્રી નાથજી મા

:થી. રાતે હજારો સ્ત્રીયો શ્રી નાથજીની સાથે મંદિર-
ગઈ હતી. ખબર ન પડી કે તે સ્ત્રીઓ ક્યાં રહેતી હતી.
. ઘરેણું વીણી લાવ્યો છું. શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન
ા અને મનમાં વિચાર કર્યો કે આ સ્વાભાવીક પ્રપંચની
ાતી ભુલી ગયો છે અને ભગવદ સ્વરૂપમાં આસકત થયો
ગાયોની સેવાથી આને નિરોધ સિદ્ધ થયો છે. એના ભા-
ની સરાહના શું કરીએ અને અરસ પરસ શ્રી નાથજી થઈ
યા છે. શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું સીંધપોળની રખ-
ળી કર્યા કર. જ્યાં શ્રી નાથજી જાય ત્યાં જવા દેજે તું ન
ઇશ. તને સાથે લઈ જાય તો જજે, નહીં તો ન જઈશ. આ
ભળીને પટેલે વિનંતિ કરી કે ઘરાણું ખોઈ નાંખશે તો શું
. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે અમારે ઘરણાં બહુ છે.
. સાંભળી પટેલ ચુપ થઇ ગયો, સીંધપોળ બેસી ર-
ા હતો, અને શ્રી નાથજી પધારે ત્યારે તે જગાડી કહી જ..
છા હોય તો સાથે લઇ જતા. એ પટેલ શ્રી ગુસાંઇજીના એવા
ા પાત્ર ભગવદીય હતા.

(એક વિરકત વઇશ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૭ મી.)

એ વઈશણુવ વૃજમાં ફરતા ચપટી માગી નિર્વાહ કરતા,
ક દિવસ કોકીલા વનમાં રસોઈ કરી રહયા પછી તને ડોલ
સવ-યાદ આવ્યો. તેને ઘણો પશ્ચાતાપ થયો. પછી
ર્યો કે ભગવદ ઇચ્છા એવી છે. કુંજની
લ કર્યો શ્રી ઠાકુરજીને ઝુલાવ્યા. અને દાળ બાટી
ત્રણે ભોગમાં સમર્પી વઇશ્ણવનો આવો ભાવ

કુરજી ઘણા પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઇજીને જાણાવ્યું
ગુસાંઇજીએ મનમાં એવું જાણ્યું કે આ વઇશણુવનાં ધન આ
છે. એક દિવસ વઇશણુવ શ્રી ગુસાંઇજીની પાસે ગયો. એ
શ્રી ગુસાંઇજીએ ડોલના સમાચાર કહયા. ત્યારે વઇશ્ણેવે કહ્યું
શ્રી ઠાકુરજી જે કાંઇ માને છે તે આપની કૃપાથી માને છે. એ
જીવનું કંઇ પણ સામર્થ્ય નથી. એ વઇશ્ણુવ એવો કૃપા પાત્ર હતે
જેના ભાવથી શ્રી ઠાકુરજી વશ થઇ ગયા. એ વઇશણુવનો એ
ભાવ હતો. તેની વાર્તા કેટલીક કરીએ જેને જોઇને શ્રી ઠાકુર
પ્રફુલ્લિત રહેતા હતા.

( એક વિરક્તની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૫૮ મી. )

એ વઇશણુવને એવો નિયમ હતો કે નિત્ય ગિરિરાજની પ
રિક્રમા કરવી. આમ કરતા ઘણા દિવસ ગયા, ત્યારે તેના મ
નમાં એમ આવ્યું કે શ્રી ગુસાંઇજી મારી સાથે બોલતા ન
તેનું કારણ શું હશે ? તેથી નિત્ય ચિંતા કરે. એક દિવસ
વઇશણુવના પગમાં ઠોકર વાગી તેથી પરિક્રમા કરવા ન ગ
તે દિવસે અન્નકુટનો ઉત્સવ હતો. વઇશણુવના મનમા
આવ્યું કે આ રસ્તે શ્રી ગુસાંઇજી પધારશે તેથી તે રસ્તો તે
વાળી નાંખ્યો અને કાંકરા વીણી નાંખ્યા, ગોવર્ધન પુજા
દર્શન કર્યા અને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા ગયો. શ્રી ગુ
સાંઇજીએ કહ્યું કે આવો વઇશણુવ બેસો ત્યારે વઇશ્ણુવે વિનં
કરી કે મહારાજા ધીરાજ આપ કોઇ દિવસ મારી સાથે બોલ
તા નહીં અને આજ કૃપા કરીને બોલ્યા તેનું કારણ શું ! શ્ર
ગુસાંઇજીએ કહ્યું કે આજ તમે પુષ્ટી માર્ગની રીત પ્રમાણે ચા

છો તેથી હું પ્રસન્ન થયો છું. ત્યારે વઇશ્ણવે વિનંતી કરી
ત્ય હું ગિરિરાજની પરિક્રમા કરૂં છું. ત્યારે શ્રી ગુસાંઈ-
આજ્ઞા કરી કે તારી દેહ સાધન કરે છે અને આજે તા
ી ઠાકુરજીનું સુખ વિચાર્યું. પુષ્ટી માર્ગમાં તો શ્રી ઠાકુ-
સુખી થાય, એવી વઇશ્ણવે કૃતી કરવી જોઇએ. આ સાં-
ને વઇશ્ણવ ઘણો પ્રસન્ન થયો. અને સર્વ સાધન છોડી
કરવા લાગ્યો. એ વઇશ્ણવ એવો કૃપા પાત્ર હતો.

૫ક ક્ષત્રીની વાર્તા.) ((પ્રસંગ ૧ લો.) (વાર્તા ૫૯ મી.)

એ ક્ષત્રી હીરાની ધરતી પારખતો હતો એક વર્ષ વરસાદ
રસ્યો તેથી ખેતીમાં કંઈ ઈણુ આવ્યું નહીં. અને સરકારે
ુલના પઈસા માગ્યા પણ તેની પાસે કંઈ નહોતું તેથી સ-
તેનું ઘર લુંટી લીધું તેને ઘેર કંઈ રહ્યું નહીં. તેની સ્ત્રી
ા કાંતતી અને જે પઇસા આવતા તેમાં નિર્વાત કરતા; પ-
ન્ને મનુશ્યનું ચિત્ત એવું રહેતું કે શ્રી ઠાકુરજીને શ્રમ
છે. આવો વિચાર કરીને તે પ્રદેશ નિકળ્યો અને જે દેશમાં
નીકળતા હતા તે દેશમાં ગયો. ત્યાં એક વેપારીને મળ્યો
ઠરાવ કર્યો કે હું હીરાની ધરતી પારખું છું. હું જે ધરતી
ી આપું તે ધરતી તમે લો જે માલ નીકળે તે અર્ધો મારો
અર્ધો તમારો. આવી કબુલત કરાવી તેની પાસે ધરતી લે-
ી. અને ખોદાવી માલ ઘણો નીકળ્યો છતાં વેપારીએ ક્ષત્ર
કંઈ પણ આપ્યું નહીં ક્ષત્રી વઇશ્ણવ બીજા વેપારીને મળ્યો
સાથે નક્કી લખાવી લઇને તે દેશમાં બીજી ધરતિ લેવરાવી.
ાલ નીકળ્યો તેનો અર્ધો લઈને પોતાને દેશાતરફ ચાલ્યો. એટ-

લામાં પહેલા વેપારીને ઘેર આગ લાગી અને બધો માલ બળી ગયો. વેપારી તે વઈશ્ણવને નમી પડયો અને કહ્યું કે મારો અપરાધ ક્ષમા કરો. મારી પાસે કંઇ રહ્યું નથી. વઈશ્ણવને દયા આવી તેથી ફરીથી તેને ધરતી પરણી દીધી. વઇશ્ણવે એવો ધર્મ રાખવો જોઈએ જે કોઈ ભુંડું કરે તો પણ તેણે ભલું કરવું વઇશણવ બે ચાર નોકર રાખીને પોતાને દેશ ચાલ્યો. રસ્તામાં જંગલોમાં એક તળાવ હતું તે તળાવ પર ૧૧ ઠગ ઉતર્યા હતા. ત્યાં ક્ષત્રી વઇષ્ણવે મુકામ કર્યો. અને પોતાના મનુષ્યને કહ્યું કે તમે ચારે જણ ગામમાં જઇ સામગ્રી લઇ આવો. મનુષ્ય ગયા એટલે ઠગે વિચાર કર્યો કે આને મારીને આ માલ બધો લઇ જઇએ તો ઠીક, ઠગ મારવા લાગ્યા ત્યારે વૈષ્ણવે કહ્યું કે મને ન્હાઈ આવવા દો. ઠગે કહ્યું ભલે. વઇષ્ણવ તળાવમાં ન્હાવા લાગ્યો, ન્હાઇને શ્રી ગુસાંઇજીનું ધ્યાન ધર્યું. શ્રીગુસાંઇજી પરમ દયાલ ભકત વિરહ ખાતર કરૂણા મય છે: ભકતને છોડતા નથી જ્યાં ત્યાં ભકતની પાછળ ફરે છે. તેથી ક્ષત્રી વઈષ્ણવને તળાવમાં દર્શન થયાં, ત્યારે વઈષ્ણવે વિનંતિ કરી કે મારો શું અપરાધ છે? ગુસાંઈજીએ આજ્ઞા કરી કે એ આગલા જન્મમાં ૧૧ ચોર હતા, અને તમે સરકારી નોકરીમાં હતા. ત્યારે તમે તેને માર્યા હતા. એ તારૂં વેર લેવાને આવ્યા છે એટલું સારૂં છે કે ૧૧ જણા ભેગા થઈને એક જન્મમાં તને મારે છે. નહીં તો ૧૧ જન્મ તારે લેવા પડત અને એક જન્મમાં એક એક વેર લેત. ક્ષત્રી શ્રી ગુસાંઈજીની આજ્ઞા લઈ

હાર આવ્યો અને ઠગોને કહ્યું કે મને મારો, પરંતુ એ ઠ-
ગોએ શ્રી ગુસાંઇજીની વાણી સાંભળી હતી, દર્શન થયાં ન-
તાં, તેમ ગુસાંઇજીની વાણી સાંભળીને તેમની બુદ્ધિ તેમના
તાપથી નિર્મલ થઈ ગઇ હતી. જેવી રીતે ભગવાનના પાર્ષદની
વાણી સાંભળીને અજામેલની બુદ્ધિ નિર્મલ થઇ તે જ્યારે યમદુત
અજામેલને મારવા લાગ્યા ત્યારે પાર્ષદોએ તેને છોડાવ્યો હતો.
તે વખતે ભગવત પાર્ષદોએ યમદુતોને ભગવદ યશ સંભળા-
વ્યા હતો. તે અજામેલે સાંભળ્યો તેથી અજામેલને અમૃતનો બિં-
દુ પાન કહ્યો છે. શ્રી મહાપ્રભુજીએ જળ ભેદમાં લખ્યું છે.
॥ दशानांक्षचिह्नाकर्यदूतानामिवर्वर्णितं॥ अजामिलाकर्णनवद्विंदुपानंप्रका-
शितं॥२॥ આ પ્રમાણે તે ઠગાને અમરતના બિંદુનું પાન થયું.
ત્યારે તે કહેવા લાગ્યો કે તમે તળાવમાં કોની સાથે વાતકરી?
અને પહેલા જન્મનું વૃતાંત તમને કોણે કહ્યું? તે અમને
કૃપા કરીને કેહો. અમે તમારા દાસ છીએ. અમે તમને મારશું
નહીં અને અમારે દ્રવ્ય પણ નથી જોઇતું. તમે સત્ય બોલો
કે તમે કોની સાથે વાત કરી છે? એ ક્ષત્રી વઇશ્ણવે જે વાત થઇ
હતી તે સર્વ કહી દીધી. આ સર્વ ઠગ તેને નમી પડયા. અને
કહ્યું કે અમને તમે શ્રી ગુસાંઇજીના સેવક કરાવો. પછી તે
ક્ષત્રી વઇશ્ણવ રસોઇ કરીને સર્વને મહાપ્રસાદ લેવરાવીને પો-
તાને ગામ આવ્યો. અને હીરાનો શ્રી ગુસાંઇને વાસ્તે હાર ક-
રાવ્યો અને દશહજાર રૂપઇયાના હીરા વેચી નાંખ્યા અને ઘરના
ખર્ચનો બંદોબસ્ત કર્યો, પછી સ્ત્રીને તથા ઠગોને સાથે લઈ

શ્રી ગોકુલ આવ્યા. ત્યાં આવી શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં
ઠગની બધી વાત કરી. એ ઠગ પ્રેમ પુર્વક શ્રી ગુસાંઇજી કૃપાથ
તેમને ભગવદ સ્વરૂપનું શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનું, શ્રી ગિ
રિરાજજીના સ્વરૂપનું, શ્રી યમુનાથજીના સ્વરૂપનું અને પ્ર
ભ્રા સ્વરૂપનું જ્ઞાન થયું. એ ક્ષત્રી વઇષ્ણવ એવા કૃપા પાત્ર ભ
ગવદીય હતા.

(એક વિરકતનીવાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૬૦ મી)

એ વઇષ્ણવ શ્રી ગોકુળમાં રહેતા હતા અને ચપટી માગ
નિર્વાહ કરતા ગામમાં એક ક્ષત્રાણી વઇશણવ હતી તેની પાં
દ્રવ્ય ઘણું હતું, વિરકત વઇશણવ ક્ષત્રાણીને ઘેર ઘણું જતા અ
ભગવદ વાર્તા કરતા, પરંતુ લોક તેની નિંદા ઘણી કરતા હત
એક દિવસ શ્રી ગુસાંઇજીએ તે વઇશણવને પુછ્યું કે તું ક્ષત્રાણી
ઘેર કેમ જાય છે? ત્યારે તેણે કહ્યું કે મારે કંઇ મતલબ ન
કદાચિત દ્રવ્યનું કામ પડે તો તેના વડે કામ નીકળે. શ્રી ગુસ
ઇજીએ આજ્ઞા કરી કે દ્રવ્ય પાત્રની ખુશામત વઇશણવે ન કરવ
જોઇએ: ત્યાગીએ ખુશામત ન કરવી. શ્રીમદભાગવતમાં કહ્યું છે

श्लोक—सत्यांक्षितौकिंकशिपोः मयासैवाहौस्त्वसिद्धहुपवर्हणैः किं ॥
सत्यजलौकिंपुरुवाऽपात्र्यादिग्वलकुलादौसतिकिंदुकूलै ॥ १ ॥
चीराणिकिंपथिनसंतिदिशंतिभिक्षां नैवांध्रिपा परभृतःसरितोऽप्यशुष्यन् ॥
रुद्धागुहाःकिमजितोऽवतिनोपसन्नान्कस्माद्भजन्तिकवयोधनदुर्मदांधान् ॥ २ ॥

એ પ્રમાણે ઘણી રીતે શ્રી ગુસાંઇજીએ તે વિરકતને સમ
જાવ્યો, પરંતુ તે વઇશણવ સમજ્યો નહીં. શ્રી ગુસાંઇજી પરમ
દયાલ છે. તે વઇશણવને ડુબતો જોઇને શ્રી ગુસાંઇજીએ લૌકી
ચરિત્ર રચ્યું. વઇશણવને કહ્યું કે મારે પાંચ હજાર રૂપીયા ઉધા

માત્ર પાદુકાજીને દેખ્યો એટલે દસ્ય ભકિતની સ્ફુર્તી થઇ. પદ ફળ રૂપ ભકિત જો શ્રી સુખ તેના દર્શન થાય, તો તેની આગ ચાર પ્રકારની મુકિત તુચ્છ છે. એવા દર્શન થયાં. ફલરૂપ ભકિ જો સુખાવીંદ તેનો આશ્રય કરે તો સ્વરૂપ મુકિત શું હિસ બમાં, સ્વરૂપ મુકિત ભકતીની આગળ તુચ્છ છે. પછી સંખ્ય યોગરૂપી જો કુંડળ તેનાં દર્શન થયાં તો સામીપ્ય મુકિત પ્રા થઇ જે ઘણીજ નિકટ છે. પરંતુ ફલરૂપ ભકતી જો શ્રી મુખ તે નો આશ્રમ કર્યો છે તો સામીપ્ય મુકતી શું લેખામાં? સા લોકય મુકતીમા અક્ષરાનંદનો અનુભવ છે તે ગંડસ્થ યુકત ર અધરામ્રત તેની આગળ અન્ય રસ તુચ્છ છે તેથી અક્ષરાનંદ રસ તુચ્છ છે તો સાલોકય મુકિત શું હીસાબમાં. સાયુજ્ય મુ કિતમાં બ્રહ્માનંદના અનુભવ છે. वाक्यः ॥ जलेनिमग्नंजलपानवत् જળમાં ડુબીને જળ પીવું એવો બ્રહ્માનંદનો અનુભવ છે, હાસ્ સરિત અવલોકનમાં જે ભકતી રસ છે તે ભકતીરસ આગળ બ્રહ્માનંદનો અનુભવ શા કામનો? આ પ્રમાણે ભકતીરસન આગળ ચતુરવિધ મુકતી વૃજ ભકતને તુચ્છ લાગે છે, એ નિશ્ચય થયો.

श्लोक—वीक्ष्यालकावृतमुखंतवकुंडलश्रीगंडस्थलाधरसुधंहसितावलोकं ॥
दत्ताभयंचभुजदंडयुगंविलोक्यवक्षःश्रियैकरमणंचभवामदास्य ॥१॥

એવો દાસ્યરસ પ્રાપ્ત થયો કે વૃજ ભકતનો ભાવ જો ઈને પોતે પ્રસન્ન થયા હજુ આત્મારામ હતા તોપણ તેમને પ્રેમ જોઈને પોતે સ્મરણ કર્યું, વાકય आत्मारामोप्यरीरमत् । વૃજ ભકતના આવા ભાવથી શ્યામ સ્વરૂપ હતા છતાં ગૌર સ્વરૂપ

ાયા આ પ્રમાણે શ્રી મદનમોહનજીનું સ્વરૂપ રાજા આશાક-
ણ શ્રી ગુસાંઇજીના શ્રી મુખથી સાંભળીને શ્રી મદનમોહન-
જીને પધરાવ્યા અને તાનસેનને સાથે લઇ આશાકરણ પોતાને
શ આવ્યા, અને વૃજભકતના ભાવથી શેવા કરવા લાગ્યા.
ાજકાજ બધું દીવાનને સોંપી દીધું, અને શ્રી મદનમોહન-
જીની શેવા અને કીર્તન કરવા લાગ્યા, જ્યારે રાજા માનસ સેવા
ારે. આમ કરતાં કરતાં ઘણા દીવસ વિતિ ગયા.

( प्रसंग ३ जो. )

એક દિવસ રાજા આશાકરણનાં ઉપર દક્ષિણનો રાજા
ચઢી આવ્યો, આની રાજા આશાકરણને ખબર થઇ તેથી તે
લડાઇ કરવાને ગયાં જ્યાં શત્રુની સેનાની પાશે આવ્યા ત્યારે
વરસાદ પડયો શતરૂની શેનાપર પથ્થરની શિલાંનો વરસાદ
પડયો અને શેના મારી ગઈ, અને રાજા આશાકરણની શેનાપર
જળનો વરસાદ પડયો, આશાકરણ જીતીને ઘોડાપર સ્વાર થઇ
ઘેર આવતા હતા, તે માનસી સેવા કરવા લાગ્યા બધી સેવા
કરી અને રશોઇ સિદ્ધ કરી ભોગ સમરપ્યો, કઢીની હાંડી ભોગ
ધરાવવા જતા હતા, એવામાં ઘોડો કુદયો અને આશાકરણનું
ધ્યાન બહાર ખેંચાયું જુએ તો કઢીની હાંડી હાથેથી પડી ગઈ
અને વસ્ત્ર સઘળાં કઢી કઢી થઇ ગયાં માલુમ પડતાં દિવાને
પુછયું કે આ શું થયું? ત્યારે આશાકરણજીએ કહ્યું કે મને કઢી
ઘણી ભાવે છે તેથી તેની હાંડી ભરી કમરે બાંધી લાવ્યો હતો
તે ફુટી ગઇ, આમ કહીને વાત ગુપ્ત રાખી, રાજાએ મનમાં
વિચાર કર્યો કે તનુજા અને વિત્તની શેવા માનસીની શેવા [

કરવાને કરવી પડે છે. હવે શ્રી ગુસાંઇજીની કૃપાથી માનસી શેવા સિદ્ધ થઈ છે તો રાજ શોંપી દીધું અને શ્રી ઠાકુરજી વસ્ત્રાભુષણ તથા પાત્ર શ્રિ ગુસાંઇજીને ઘેર મોકલી દીધા. અને શ્રિ ગોકુળ જઇને રહ્યા, સર્વ લીલાનાં દર્શન સાક્ષાત થવા લાગ્યાં. જેવાં દર્શન થાય તેવાં પદ કરીને ગાવા લાગ્યા.

પ્રસંગ ૪ થો.

એક દિવસ રાજા આશકરણજી ન્હાવા જતા હતા શ્રી ઠાકુરજીએ મુરલી વગાડી તે રાજા આશકરણજી સાંભળીને શ્રી ઠાકુરજી તરફ દોડી ગયા; શ્રી ઠાકુરજી ઉભા છે અને સર્વ અલૌકિક લીલા કરે છે, સર્વ વૃજભકત આવે છે અને હોળીને ખેલ થાય છે. આ દર્શનૢ આશકરણજીને થયાં. રાજા દેહ દશા ભુલી ગયા અને દર્શન કરીને ધમાર ગાવા લાગ્યા ધમાર " ય ગોકુલકે ચોહરે રંગ રાચી ગ્વાલ ॥ મોહન ખેલે ફાગ નેયન સલુનેરી રંગવાચી ગ્વાલ ॥ ૧ ॥ આ ધરમાલમાં જે દર્શન કરતા ગયા તે પ્રમાણે ગાતા ગયા, આ પ્રમાણે ત્રણ દિવસ સુધી ગાયા કર્યું અને કંઈ પણ સુદ્ધી રહી નહી. શ્રી ગુસાંઇજીએ મનુષ્યને કહ્યુ કે રાજા આશકરણજી ત્રણ દિવસ થયાં દેખાતાં નથી તે ક્યાં છે ? ત્યારે લોકોએ કહ્યું કે ત્રણ દિવસથ રમણ રેતીમાં ઉભા છે. શ્રી ગુસાંઇજીએ મનુષ્ય મોકલી બો લાવી લીધા. જુએ તો ઉન્મત્ત જેવા થઇ ગયા છે. શ્રી ગોસજીએ કહ્યું કે તેને લૌકિક શુદ્ધિ નથી. ભગવદ લીલાનો સાક્ષાત્કાર થઇ ગયો છે. વ્રજમાં જ્યાં તેમની ઇચ્છા આવે ત્યં તેમને ફરવા દો, તેમને કંઈ કહો નહી.

પ્રસંગ ૫ મો.

એક દિવસ સેનભોગ આવ્યા હતા અને રાજા આશક-
ણુ જગમોહનમાં બેઠા હતા, વરજભક્ત દુધનો કટોરો હાથ
ાં લઈને કહેતા હતા કે આ દુધ ઘણું ઉત્તમ છે. કપુર મિશ્રી-
ેલાવેલું છે તે તમે શ્રી ઠાકુરજીને આરોગાવો, આરોગાવવા
ધાર્યા ત્યારે શ્રી ઠાકુરજી સખા મંડળીથાં વીરાજતા હતા,
સોદાજી કહેવા લાગ્યા કે લાલ તનક દુધ પીઓ, આ બધા
ર્શન આશકરણજીને સાક્ષાત થયા. તેમને આ પદ ગાયું,
ાગ કેદારો. કીજે પાન લલારે ઓપ્યો દુજે ભાઈ હે જસોદા
ૈયા ॥ કનક કટોરા ભર પીજે વરજબાલ લાડિલે તરી બેની
ઢંગી લૈયા ॥ ૧ ॥ ઓપ્યો નિકો મધુરો અછુતો રૂચીસો
ારી લીજે કન્હેયા ॥ આશકરણ પ્રભુ મોહન નાગર પય પીજે
ુખ દીજ પ્રાતક રેંગી ધૈયા ॥ ૨ ॥ શ્રી યશોદાજીએ અને
ોહિણીજીએ શ્રી ઠાકુરજીને અને શ્રી બળદેવજી સેનભોગ
ર્યો, અને સર્વ સખા મંડળ સહિત જમવા લાગ્યા. આ દ-
ર્શન આશકરણજીને થયાં. તેથી તેમણે આ પદ ગાયું, રાગ
ાન્હેરો ॥ કરતહે ઘનશ્યામ વિચારૂં ॥ ખુરમા ખાજા ગુંજા મ-
ારી પિસ્તા દ્રાખ બદામ ॥ ૧ ॥ દુધ ભાત ઘ્રતસાંનિ થાળ
મરી લે આઈ વરજ વામ ॥ આશકરણ પ્રભુ મોહન નાગર
અંગ અંગ અભિરામ ॥ ૨ ॥ રાગ કેદારો. ॥ મોહનલાલ વિ-
યારૂ કીજે ॥ વ્યજંન મીઠે ખાટે ખારે રૂચીશેં સાગ જનની પૈં
ીજે ॥ ૧ ॥ મધુર મેવા પકવાન મીઠાઇ તા ઉપર તાતો પય
પીજે ॥ સખા સહિત મિલી જે મો રૂચિસો જુઠી ન આશક-

રહુકોં દીજે ॥ ૨ ॥ આ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા, અને વિચાર કર્યો કે પ્રભુ કેવા દયાળુ છે. આશકરણજી-નાં ઉપર કેવી કૃપા કરી છે, લૌકિક રાજાને રાજ્યના અંતે નર્ક મળે છે. અને આશકરણને રાજ્યના અંતે ભગવદ્ લીલાના દર્શન થયાં અને લિલાની પ્રાપ્તિ પણ થશે આવી શ્રી પ્રભુ-જીની લીલા વિચારીને શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. પછી સેન સમય રાજા આશકરણે દર્શન કર્યાં પછી આશકરણજી શ્રી ઠાકુરજીનો નેત્રમાં નિદ્રા ઝમકી રહી છે એવું જોયું અને એક સખી હાથ જોડી શ્રી ઠાકુરજીની આગળ આવિ વિનંતિ કરે છે કે આપને નિદ્રા આવી રહી છે. તેથી આપ પોઢા એ. દર્શન લીલા સહિત રાજા આશકરણને થયાં ત્યારે રાજા આ-શકરણે પદ ગાયું. રાગ કેદારો, પોઢીયે પ્રિય કુંવર કન્હાઈ ॥ રચિત નવલ વિવિધ કુસુમાવલિ મેં અપને કર સેજ બનાઈ ॥ ૧ ॥ નાહિન સખી સમય કાહુકો ગ્વાલ મંડળી સબ વૃહે રાઇ ॥ આશકરણ પ્રભુ મોહનનાગર રાધાકોં લલિતા એ આઈ ॥ ૨ ॥ રાગ કેદારો, તુમ પોઢો હોંસે જે બનાઉં ॥ ચાપું ચરન રહુ પાંચન તર મધુરેં સ્વરે કેદારો ગાઉં ॥ ૧ ॥ સહેચરી ચતુર સબે જુરિઆઈ દંપતિ સુખનયન શાઉ ॥ આશકરણ પ્રભુમો હન નાગર યહ સુખ શ્યામ સદાહોં પાઉ ॥ રાગ કેદારો ॥ પો રહો ઘનશ્યામ બલૈયા લેહુ ॥ શ્રમિત ભયેહો આજ ગોચારન દોષ પરતહે ધામ ॥ ૧ ॥ સીરી વિચાર ઝરોખન કેમ ॥ આવત અતિ સીતલ સુખધામ ॥ આશકરણ પ્રભુ મોહનનાગર

ંગ અંગ અભિરામ ॥ ૨ ॥ આ પ્રમાણે આશકરણજીને
વી જેવી લીલાનાં દર્શન થતાં તેવી તેવી લીલાનાં
દ ગાતા હતા. શ્રી ગુસાંઇજી તેનાપર સદા પ્રસન્ન રહેતા.
ાવિંદસ્વામીના સતસંગથી શ્રી નાથજી નિત્ય તેમની સાથે
તો કરતા અને ખેલતા હતા.

પ્રસંગ ૬ ઠો.

એક દિવસ રાજા આશકરણજી શ્રીદ્વાર આવ્યા. અને શ્રી
થજીનાં દર્શન કર્યાં એવી લીલાનાં દર્શન થયાં કે સર્વ વ્ર-
ભક્ત મળીને યશોદાજીને ઘેર ઉરાહનો દેવા આવ્યા છે. પણ
ી ઠાકુરજીને યશોદાજીની પાશે ઉભા રહેલા જોઇને ઉરાહનો
ભુલી જાય છે. અને શ્રી ઠાકુરજીના સ્વરૂપમાં તેમનું મન
ીત થાય છે. આવાં લીલાનાં દર્શન આશકરણજીને થયાં,
ાશકરણજી ચકિત થઇ ગયા, ચતુરભુજદાસજી દર્શન કરતા
ા તેમણે આ પદ ગાયું ॥ રાગ આશાવરી ॥ ભુલીરી ઉરાં-
કા દેવા ॥ પાય પરે દ્રષ્ટિ સ્યામઘન સુંદર ચકિત ભઇ ચિતે-
॥ ૧ ॥ ચિત્ર લિખીશી ઠાલી ગ્વાલનકો સમઝે સમજેવા ॥
તુરભુજ પ્રભુ ગિરિધર મુખ નિરખત કઠિન ભયો ઘર જેવા

વિના એક ક્ષણ પણ રહી શકતા નથી, એવાના પુત્ર એવા થયા આમાં શું આશ્ચર્ય છે. વળી એક દિવસ આશકરણજી સાંજની વખતે ગોવિંદકુંડ પાસે ઉભા હતા. અને જુએ છે તો વૃજભક્તોનું યુથ ચાલ્યું આવે છે. અને સર્વ ગોપીજન આવીને ઉભા રહ્યા એટલામાં શ્રી નાથજી ગાય ચરાવીને ઘરમાં પધારતા હતા. જેનું મુખારવીંદ ગોરજથી વ્યાપ્ત છે એવા પ્રભુનાં દર્શન માટે ગોપીજન રસ્તામાં આવે છે. આવાં દર્શન આશકરણજીને થયાં ત્યારે આશકરણજીએ આ પેદ ગાયું ॥ રાગ ગોરી ॥ મોહન દેખી સિરારે નેના ॥ રજનીમુખ આવત ગાશન સંગ મધુર બજાવત વૈના ॥ ૧ ॥ ગ્વાલમંડલી મધ્ય બીરાજત સુંદરતાકો ઐના ॥ આશકરણ પ્રભુ મોહન નાગરવારો કોટિક મૈના ॥ ૨ ॥ આવા પદ આશકરણજીએ બહુ ગાયાં નિત્ય રાતરે આશકરણજી શ્રી ગુસાંઇજી પાસે કથા સાંભળવાને જતા અને જેવાં વચનપાત સાંભળતા તેવો અનુભવ તેમને થતો. એક દિવસ શ્રી ગુસાંઈજી શ્રી નાથજીને જગાડવા પધાર્યા આ વખતે વ્રજભક્ત પોત પોતાને ઘેરથી માખણ મલાઈ અને દુધ વિગેરે અનેક પ્રકારની સામગ્રી લઇ પધાર્યાં હતા. અને ગોપીજન યશોદાજીને કહેતાં હતાં કે તમે લાલજી જમાડો. અમે તમારા લાલજીના દર્શન કરીને અને સામગ્રી આરોગાવીને જો દહીં વેચવા જઇએ છીએ તો અમને દશઘણો લાભ થાય છે. આ કારણથી અમે તમારે ઘેર આવ્યાં છીએ તો તમે લાલજીને જગાડો. તેમનું મુખ જોઇને અમે જઈએ.

માવાં દર્શન આશકરણજીને થયાં ત્યારે તેમણે પદ ગાયું ।
ાગ બિભાસ ।। પ્રાત સમય ઘર ઘરસે દેખનેકો આઈ ગોકુલકી
ારી ।। અપનો કૃષ્ણ જગાય યાસોદા આનંદ મંગલ કારી
। ૧ ।। સબ ગોકુલકે પ્રાણજીવનધન શાસુતકી બલીહારી ।।
આશકરન પ્રભુ મોહનનાગર ગિરિ ગોવર્ધનધારી ।। ૨ ।। રાગ
બેભાસ ।। ઉઠો મેરેલાલ લાડીલે રજની વીતી તિમિર ગયો
મયો ભોર ।। ઘર ઘર દધી મથિનિયા ગુમે અરૂદ્રિજ કરત વેદકી
ાેર ।। ૧ ।। કરિ કલે ઉદધી ઓદન મિશ્રી વાંઢિ પરોસાં ઓર
આશકરણ પ્રભુ મોહન નાગર વારોં તુમપર પ્રાણ અંકોરા ।।૨।।
વળી આશકરણજીને બાલ લીલાનાં દર્શન થયાં. યશોદાજી
દહીં વલોવે છે અને શ્રી ઠાકુરજી બાલક ચેષ્ટા કરે છે અને દોડી
દોડીને દહી મથન કરતાં દોરડાને પકડે છે. યશોદાજી દેતાં નથી
અને યશોદાજી શ્રી ઠાકુરજીને સમઝાવે છે કે લાલ વાર ઘણી
થઇ છે મને દહીં મથન કરવા દે. આવાં દર્શન રાજા આશક-
રણને થયાં ત્યારે આશકરણજીએ પદ ગાયું, ।। રાગ રામકલી
મોહેદધિ મથન દેવલ ગઇ ।। જાઉં બલબલ વદન ઉપર છાંડ
મથની રઈ ।। ૧ ।। લાલ દઉંગી નવનીત લોંદા ઓર તુમકિત
કઇ ।। સુત હિનજાન વિલોક યશોમતિ પ્રેમ પુલકિત ભઇ ।।૨।।
લેઉછંગ લગાય ઉરસો પ્રાણજીવન જેઇ ।। બાલકેલિ ગુપાલ-
જીકી આશકરણ નિત થઇ ।। ૩ ।। આ પદ સાંભળીને શ્રી ગુ-
સાંઇજી ઘણા પ્રસન્ન થયા. અને વિચાર કર્યો કે આશકરણ-
જીને પ્રભુનું સ્વરૂપ હૃદયરૂઢ થયું છે, પ્રભુ સર્વ લીલા સહિત

તેને દર્શન દે છે. આવો વિચાર કરીને શ્રી ગુંસાઇજી ઘણ
પ્રસન્ન થયા.

( प्रसंग ७ मो. )

એક દિવસ આશકરણજી શ્રી ગોકુલમાં આવ્યા અ
શ્રી નવનીત પ્રયાજીનાં દર્શન કરવા ગયા, ત્યારે આશકરણ
જીને આ લીલાના દર્શન થયાં કે શ્રી યશોદાજી શ્રી ઠાકુરજી
પાલને ઝુલાવે છે અને ગોપીજન મળીને યશોદાજીની પાં
આવે છે અને કહે છે કે અમારે એવો નિયમ છે કે જ્યાંસુ
ધી અમે તારા વાલને ખેલાવીએ નહી, અને પાલને ઝુલાવ
એ નહી ત્યાં સુધી અમારૂં ચીત્ત ઘરના કામમાં લાગતું નથ
અને કદાચિત જો ઘરનું કામ કરીએ તો બધું બગડે છે. તે
અમે બધા સુતા ઉઠીને તારા લા ને ખેલાવવા આવ્યાં છીએ
આ પ્રમાણે સર્વ ગોપીજન કહે છે અને યશોદાજી હશે દ
આવી લીલાનાં દર્શન આશકરણજીને થયાં. અને આશક
ણજીએ આ પદ ગાયું, ॥ રાગ રામકલી ॥ યહ નિત્ય નેં
યશોદાજી મેરે તિહારોઈ લાલ લડાળનકું ॥ પ્રાત સમય ઉ
પલનાં ઝુલાઉ શકટ ભજન યશ ગાવનકું. ॥ ૧ ॥ નાચ
કૃષ્ણ નચાવત ગોપી કરકટ તાલ બજાવનકું ॥ આશકરણ પ
મોહન નાગર નિરખ વદન પાવનકું, ॥ ૨ ॥ આવી અનેક પ્ર
કારની લીલાનો અનુભવ થતો હતો, રાજા આશકરણ વ્રજમ
ફરતા હતા અને જે સ્થળમાં જતા તે સ્થળે શ્રી ઠાકુરજી તે
લીલાનાં દર્શન દેતા હતા. એક દિવસ રાજા આશકરણ જ્યા
ઘાટી પર જતા હતા ત્યાં જુએ છે તો શ્રી ઠાકુરજી કામળ

ઓઢીને અને હાથમાં લાકડીલઇને સખા મંડળી સાથે ઉભા છે; અને વૃજ ભકત દહી વેચવા જાય છે, અને સર્વ સખા જોઇને ગુપીઓને પકડી લે છે અને કહે છે કે અમારૂં દહીંનું દાણ આપી જાઓ, ગોપીજન કહે છે કે અમે કોઇ દીવસ દહીંનું દાણ સાંભળ્યું નથી. તમે કયા દિવસથી દાણી થયા. રાજા આશાકરણજીએ પદ ગાયું ॥ રાગ બિભાસ ॥ નંદકિસોર મહ મોહની કરનન પાઇ ॥ ગોરસ કે મિષ રસહિ ઢંઢોરત મો; હત મીઠી તાનન ગાઈ ॥ ૧ ॥ ગોરસ મેરે ઘરહિ વિદહેં કર્યો નંદાવન જાય ॥ આશાકરન પ્રભુ મોહન નાગર યશોમતિ જાય સુનાય ॥ ૨ ॥ રાગ બિભાસ ॥ કબતેં ભયેં હેં દાંધદાની ॥ મકુકી ફેરત હરવા તોરત મહ વાતમેં જાની ॥ ૧ ॥ નંદરાયકી કીન કરત હું આર જસોદા રાની ॥ આશાકરણ પ્રભુ મોહનનાગર ગુણસાગર અભિમાની ॥ ૨ ॥ આવી લીલાનાં દર્શન રાજા આશાકરણજીને દાણ ઘાટીપર થયાં એક દિવસ રાજા આશાકરણ પરસોલીમાં ગયા ત્યાં શ્રી ઠાકુરજી વેણું નાદ કરે છે અને વૃજભકત પધારે છે. અતિ ઉત્કંઠા સહીત શ્રી ઠાકુરજી પાસે ગમન કરે છે. આવા દર્શન રાજા આશારરણજીને થયાં ત્યારે આ પદ ગાર્યું રાગ કેદારો, ગોપ મંડળી મધ્યમ મનોહર અતિ રાજત નંદકે નંદા ॥ સોભીત અધીક શરદકી રજની ઉડુ ગણામાનો પુર્ણ ચંદા ॥ ૧ ॥ વૃજયુવતી નીરખ મુખ ઠાડી માનત સુંદર આનંદ કંદા ॥ આશાકરણ પ્રભુ મોહન નાગર ગીરધર નવરસ રસીક ગોવિંદા ॥ ૨ ॥ આ પ્રમાણે આશા

ણજીને અનેક લીલાનાં દર્શન થયાં. શ્રી ગુસાંઇજીની કૃપાથી એ રાજા આશકરણ એવા કૃપા પાત્ર હતા.

प्रसंग ८ मो.

રાજા આશકરણ વરજમાં ફર્યા કરતા હતા. કોઈ દિવસ ગોકુળમાં કોઇ દિવસ શ્રીજીદ્વારમાં અને કોઈ દિવસ વૃજમાં બીજા સ્થળે ફરતા હતા, ખાવા પીવાનું કંઇ પણ રાખતા નહોતા. તેમની આવી દશા જોઇને શ્રી ગુસાંઇજીએ સર્વ વઇષ્ણવોને, મુખિયા ભિતારીયાને અને વહુ બેટીને કહી રાખ્યું હતું કે જયારે રાજા આશકરણજી આવે ત્યારે તેમને જે હાજર હોય તે ખાવાનું ધરી દેજો, કારણ કે બીજે, ચોથે કે દશે દિવશે ભગવદિચ્છાથી જે મળે છે તે ખાઇ લે છે. આવું શ્રી ગુસાંઇજીએ કહી રાખ્યું હતું. એક દિવસ શ્રી ગોકુળમાં આશકરણજી આવ્યા, ગોપીનાથજીનાં બેટીજી અને સત્યભામા બેટીજી બાળપણથી વિધવા હતાં તે શ્રી નવનિત પ્રિયાજીનો રાજભોગ સજવાની સમય આશકરણજીને આવ્યા જાણીને બેટીજીએ વિચાર કર્યો કે વઇષ્ણવ ભુખ્યો જશે તો પાછો પાંચ સાત દહાડે આવશે અને શ્રી નાથજી તેના રદયમાં બીરાજે છે તેમને શ્રમ થશે આ પ્રમાણે વિચાર કરીને લક્ષ્મી બેટીજીએ સત્યભામા બેટીજીને કહ્યું કે તમે શ્રી નવનીત પ્રિયાજીને વાસ્તે બીજી સામગ્રી તૈયાર કરો, અને આ હું આશકરણજીને ધરી દઉં છું. તેના હૃદયમાં શ્રી નવનીત પ્રિયાજી આરોગશે આવો વિચાર કરીને તે થાળ આશકરણજીની આ

ગળ ધરી દીધો. આશકરણજી સર્વ ખાઇ ગયા, બીજી સામ-શ્રી સિદ્ધ કરીને શ્રી નવનીત પ્રિયાજીને રાજભોગ ધર્યા ભોગ સરાવ્યા પછી શ્રી ગુસાંઇજી આરતી ઉતારવા પધાર્યા ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે આજ હું બમણો રાજભોગ આરોગ્યો છું, શ્રી ગુસાંઇજીએ કહ્યું કે સામગ્રીતો વિશેષ નથી ત્યારે શ્રી નવનીત પ્રિયાજીએ કહ્યું કે એ વાત બેટીજી જાણે છે. ભોજન કરવાની વેળાએ શ્રી ગુસાંઈજીએ બેટીજીને પુછ્યું બેટીજીએ બીતાં બીતાં હાથ જોડી બધી વાત કહી, એ વાત સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. અને આજ્ઞા કરી કે જો જાણીએ તો વઇષ્ણવનું સ્વરૂપ એવુંજ છે, પરંતુ જ્યાં સુધી આપ ન જણાવે ત્યાં સુધી જીવનો કંઇ પણ ઉપાય નથી, આટલું કહીને પોતે ચુપ કરી રહ્યા, એ આશકરણજી એવા કૃપા પાત્ર હતા, કે જેના હૃદયમાં બીરાજીને શ્રી નવનીત પ્રિયાજી આરોગ્યા. આ વાત શ્રી ગુસાંઇજીએ ગોપાલદાસના હૃદયમાંપ્રવેશ કરીને વલ્લભખ્યાનમાં ગાઈ છે ટુંક લક્ષ્મી સત્યભામા બેઉ અગ્રજની અનુહારરે રસના ॥ શ્રી નવનીત પ્રિયાજીને રીઝાવ્યા સેવ્યા વિવિધ પ્રકારરે રસના ॥ ૧ ॥ આ આખ્યાનમાં સાત બાળક, સામ વહુઓ અને જ બેટીજીનું વર્ણન છે. પરંતુ શ્રી પ્રિયાજીને રીઝાવ્યા એવો શબ્દ લક્ષ્મી બેટીજી વિના બીજા કોઈને કહ્યો નથી. એ આશકરણજી શ્રી ગુસાઇજીના એવા કૃપા પાત્ર હતા.

( બે ભાઇ સાચોરાની વાર્તા. ) (પ્રસંગ ? લો. ) ( વાર્તા ૭૪

એ બે ભાઇ સાચોરા ગુજરાતમાં રહેતા હતા,

મય શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા. ત્યારે બન્ને ભાઇને નામ નિવેદન કરાવ્યું, ત્યારે તે બંને ભાઇ શ્રી ઠાકુરજીની સેવા કરવા લાગ્યા અને દિવસ રાત ભગવદ વાર્તા કરતા. અને શ્રી સુબોધીનીજી વાંચતા કંઇ પણ ધંધો કરતા નહી, ભગવદિ. ઇચ્છાથી નિર્વાહ કરતા. એક દિવસ વઇષ્ણવનો સંગ શ્રી ગોકુલ જતો હતો, તે આ ગામમાં સાચોરાને ઘેર જઇ ઉતર્યા. તેમના ઘરમાં કંઇ નહોતું, બંને ભાઈએ વિચાર કર્યો કે આ વઇષ્ણવ આવ્યા છે. તે અમારે ઘેરથી પ્રસાદ લીધા વગર ન જાય તો ઠીક ત્યારે તેણે એવો વિચાર કર્યો કે અમુક વાણીયાની દુકાન આપણી પડોશમાં છે અને તે વાણીયો આપણો મિત્ર છે. તેમ તેની દુકાન ઉઘાડીને જેટલી સામગ્રી જોઈએ તેટલી કાઢી લઇએ. વાણીયો આવશે ત્યારે પૈસા ચુકાવી દેશું, આવો વિચાર કરીને રાતે તેની દુકાન ઉઘાડી. અને જેટલી સામગ્રી જોઈતી હતી તેટલી તોળીને લીધી, મોટો ભાઇ સામગ્રી લઈને ઘેર આવ્યા અને નાનો ભાઇ દુકાન બંધ કરવા રહયો. એવામાં સરકારના મનુષ્ય તેને ચોર જાણી પકડી ગયા. નાના ભાઇએ મોટા ભાઈને ખબર આપ્યા કે તમે રશોઇ કરી વઇષ્ણવને મહાપ્રસાદ લેવરાવજો અને હું રાજા પાશેથી નિકાલ થતાં કાલે આવીશ. આ વાત સાચોરાના પાડોશીએ જાણી તેથી તેણે રાજ્યમાં જઈને કહ્યું કે હું એની પડોશમાં રહુંછું. એ નિત્ય ચોરી કરી ઘરમાં લાવે છે. અને લોકોને લુંટી લે છે વિગેરે જુઠી વાર્તાઓ બનાવીને સરકારના મનુષ્યને સમઝાવ્યા કે તમે એને મારી નાંખો તો ઘણું સારૂં, સરકારના મનુષ્યોએ

પડોશીની વાત સાચી માનીને તેને મારી નાંખ્યો અને ગા-
ના દરવાજા પર તેનું માથું ટાંગી દીધું. અને વૃક્ષની સાથે ધડ
ધ્યું. અને ગામમાં જાહેર કર્યું કે જે મનુષ્ય ચોરી કરશે તેના
ા હાલ થશે. તેના મોટા ભાઈએ ઘેર ન્હાઇ રસોઇ કરી ભોગ
રી વઈષ્ણુવોને પ્રસાદ લેવરાવ્યો વઈષ્ણુવોને જવાની ઉતા-
ળ હતી. તેથી બે પાતળ ઘરમાં ઢાંકી મુકી એક પોતાની
ને એક ભાઇની જ્યારે ભાઈ આવશે ત્યારે પ્રસાદ લઈશ.
ા પ્રમાણે વિચાર કરીને બે પાતાળ ઢાંકીને વઈષ્ણુવોને
ળાવવા ગયો, ગામના દરવાજા પર જુએ છે તો ભાઈનું માથું
ને ધડ ટંગેલાં છે આ જોઇને તે ઘણો ઉદાસ થયો; પોતે
વામાં ન્હાયો હતો ત્યારે નાનો ભાઈ માર્યો ગયો એવી ખ-
ર પ્રથમ તેને ન પડી. દરવાજા પર જોઈને રોવા લાગ્યો અને
 હાથ જોડીને વઇષ્ણુવોને જઈશ્રીકૃસ્ન કરવા લાગ્યું વઈ-
ણુવ જોઇને ઘણા ચકિત થયા. અને ધડ તથા શીશ છોડીને
ડના ઉપર શીશ મેળાવી દીધું, અને શ્રી નાથજીનું પ્રસાદી
સ્ત્ર તેના ગળામાં બાંધી દીધું, અને તેના મુખમાં ચરણાંમ્રત
ર્યું, વઇષ્ણુવોની કૃપાથી નાનો ભાઈ જીવતો થયો. અને
ડી વઇષ્ણુવોને દંડવત કરવા લાગ્યો. અને વિનંતી કરી કે
ાજનો દિવસ આજ કૃપા કરીને રહો. એટલામાં રાજાના મ-
ત્રીએ આ સર્વ વાર્તા રાજાને કહી કે જે બ્રાહ્મણને આજ
વારે માર્યો હતો તેને વઇષ્ણુવોએ જીવતો કર્યો આ સાંભ-
ી રાજા બીન્યો અને આવી વઇષ્ણુવોને નમી પડયો અને
િનંતી કરી કે મારો અપરાધ ક્ષમા કરો અને અને તમારોદાસ

કરો જેમ બને તેમ મને શરણ લો, રાજાએ સાચોરા
ભાઈના પડોશીને પકડાવી મારી નાખવાનો હુકમ કર્યો
સ્ણવોએ તેને છોડાવ્યો રાજાએ કહ્યું કે વાઇસ્ણવ દ્રોહી,
ધર્મ હી મારા ગામમાં ન જોઇએ રાજાએ દેશ
તેને કાઢી મુકયો. અને તેનું ઘર લુંટી લીધું. વાઈસ્ણવોની
રાજા ગોકુળ ગયો અને વઇસ્ણવ થયો, એ બંને ભાઈ સા
એવા કૃપા પાત્ર હતા જેમની ચિતની વૃતિ દિવસ રા
ગુસાંઈજીના ચરણારવિંદમાં અને વાઇસ્ણવની સેવામાં
હતી પછી રાજાએ બંને ભાઈ સાચોરાને અજીવીકા કરી
એ બન્ને ભાઇ સાચોરા એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

(રામદાસ ખંભાતના વાસીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) વાર્તા ૭૫ મ

એક વખત શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યાં રા
સજીને નામ નિવેદન કરાવ્યું. રામદાસજીએ શ્રી ગુસાંઇ
પુછયું કે હવે શું આજ્ઞા છે? ત્યારે શ્રી ગુસાંઈજીએ ક
અષ્ટાક્ષરનો અને પંચાક્ષરનો જપ કરે, રામદાસજી એકાં
બેસી જપ કરતા રામદાસજીને શ્રી ગોવર્ધનનાથજીએ દ
દીધાં અને કહ્યું કે તમે વ્રજમાં આવી મારી સેવા કરો
દાસજી વૃજમાં જઈ શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઈ શ્રી નાથ
નાગુશાકઘરની સેવા કરવા લાગ્યા, શ્રી નાથજી શાકઘ
આવી રામદાસની સાગે વાતો કરતા હતા એક દિવસ
લાલ કુંડ ઉપર શ્રી નાથજી પધાર્યા અને રામદાસજીને
ગયા કે શીતલ શામગ્રી લઈને તમે ગુલાલ કુંડ પર આ
રામદાસજી લઇને ગયા, ત્યાં શ્રી નાથજી આરોગ્યા અને

ખામંડળીને વીંટી દીધી; આ સર્વ લીલાનાં દર્શન રામદા-
જીને થયાં, એટલામાં શંખનાદ થયો. શ્રી નાથજી તો ઝટ
ંદિરમાં પધાર્યા અને રામદાસજી તો ધીરે ધીરે ભોગના દ-
ર્ન વખત આવી પહોંચ્યા. મનમાં બીવા લાગ્યા કે શ્રી ગુ-
ાંઇજી શું કહેશે. શ્રી નાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે રા-
દાસજીને મારી સાથે લઇ ગયો હતો જેથી તમે એને કાંઈ
ણ કહેશો નહીં, શ્રી ગુસાંઇજીએ રામદાસજીને કહ્યું કે શ્રી
ાથજી જ્યાં તમને લઈ જાય ત્યાં નિત્ય જાઓ. તમારાં મહા
ાગ્ય છે. શાક ઘરમાં બીજો માણસ રાખી લઇશું અને તમને
વકાશ હોય ત્યારે શાક ઘરમાં સેવા કરજો. એક દિવસ શ્રી
ાથજી રામદાસજીને કદમ ખંડી પર લઈ ગયા. ત્યાં રાસ કર્યો
ોવિંદ સ્વામી કીર્તન ગાતા હતા અને સ્યામદાસ મૃદંગ વ-
ાડતા હતા. આવી અનેક લીલાનાં દર્શન શ્રી નાથજીએ
ામદાસજીને કરાવ્યાં. એ રામદાસજી અષ્ટાક્ષર મંત્રના જપથી
ેવા કૃપા પાત્ર થયા, નારદ પંચરાત્રીમાં કહ્યું છે કે.

ोक—किंमंत्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यैर्मखैः किंचिल्लोपविधानमात्रविफलैःसंसारदुःखाव॥
एकःसन्नपिसर्वमंत्रफलदोलेपादिदोषोज्झितःश्रीकृष्णःशरणंममेतिपरमोमंत्रोयमष्टाक्षरः ॥१॥

તે અષ્ટાક્ષરનો જપ કરતા શ્રી નાથજી પુષ્ટીમાર્ગ રાખ-
ાને માટે રામદાસજીને લીલાના દર્શન કરાવતા. જે કોઈવઇ-
ણવ અષ્ટાક્ષર મંત્રનો જપ કરશે તેના સર્વ મનોરથ પુર્ણ થશે.

(તારાચંદભાઇની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૭૬ મી.)

તારાચંદભાઈ શ્રી ગોકુલમાં શ્રી ગુસાંઇજીના દર્શન ક-
વા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીનાં સાક્ષાત પુર્ણ પુરૂષોતમના

દર્શન થયાં. તારાચંદભાઈએ નામ નિવેદન કરાવ્યું. અને શ્રી નવનિત પ્રિયાજીના સ્વરૂપમાં આસકત થયા કોઇ દિવસ તા રાચંદભાઇનું મન ચળાય માન થવા લાગ્યું ત્યારે શ્રી ગુસાંઇ જીએ અંતર્યામી પણાથી સર્વ વાત જાણી છે, જેથી પોતાનું મોટું ભાગ્ય માન્યું, અને ઘણી શિક્ષા માની અને મનને સ્થિર કરવાના ઉપાય શોધવા લાગ્યા, સર્વોતમજીમાંથી શોધિકાઢયું. તે

श्लोक—श्रद्धाविशुद्धबुद्धियःपठत्यनुदिनंजनः ॥ सतदेकमनासिद्धिमुक्तांवाप्रोत्यसंशयः ॥१॥

આ પ્રમાણે તારાચંદભાઇએ વિચાર કર્યો કે જો શ્રદ્ધા સહિત શુધ્ધ બુદ્ધિ શહિત સર્વોતમજીના પાઠ કરે અને એકસો આઠ નામના અર્થ જો ચિત્તમાં ધારણ કરે તો તેનું મન સ્થિર થાય છે. અને કૃષ્ણાધરામ્રતરૂપી જે સિદ્ધિ છે તે જીવને પ્રાપ્ત થાય છે એમાં શંશય નથી. આવો વિચાર કરીને શ્રી ગુસાંઈ જીની આજ્ઞાથી તારાચંદભાઈ સર્વોત્તમજીનો પાઠ કરવા લાગ્યા, થોડા દિવસમાં શ્રી ઠાકુરજી અનુભવ જણાવવા લાગ્યા એ તારાચંદ શ્રી ગુશાંઇજીના એવા કૃપા પાત્ર હતા.

( એક બ્રાહ્મણની પુત્રીની વાર્તા. ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૭૭ મી. )

બ્રાહ્મણ ઘણો પંડિત હતો અને કર્મ માર્ગમાં આશકત હતો, બ્રાહ્મણ શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને ભગવત્શેવા કરવા લાગ્યો. એક દિવસ બ્રાહ્મણ વ ઈષ્ણવે શ્રી ગુસાંઇજીનાં મુખથી દૈવીજીવના લક્ષણ સાંભળ્યા કે દઈવીજીવ લઉકિક કર્મ અને વઇદિક કર્મ કપટથી કરે છે અને જો ન કરે તો તેને કંઈ બાધા નથી, લોક શિક્ષાર્થ કરે છે. પુષ્ટી પ્રવાહ મર્યાદા ગ્રંથમાં કહયું છે.

श्लोक–लौकिकत्ववैदिकत्वंकापय्यात्तपुनान्यथा ॥ वैष्णवत्वंहिसहंजतततोन्मत्रयिपर्ययः

આ વાત સાંભળિને મનમાં વિચાર કર્યો કે કર્મ માર્ગ-માંથી આસક્તિ છોડવી જોઇએ. શ્રી ઠાકુરજી પધરાવી પોતાને દેશ આવી સેવા કરવા લાગ્યો. ચપટી માગી લાવી નિર્વાહ કરે અને શ્રી ઠાકુરજીની મંગળાથી સેન સુધી આખો દિવસ સેવા કરે. કર્મ કરવાનો અવકાશ રહે નહીં. એક દિવસ ઘણિવાર થઇ તેથી ઝટ બટ વાળવા લાગ્યો, પરંતુ શ્રી ઠાકુરજીને મોડું ન થાય એવું મનમાં સમઝયો. સાવરણીની દોરી તુટી ગઇ તેથી જનોઇ ઉતારિને સાવરણિ બાંધી, શ્રી ઠાકુરજી બ્રાહ્મણને જોઇને હસ્યા અને કહેવા લાગ્યા કે, હું તારા-પર પ્રસન્ન છું. તું જાણે છે કે બ્રાહ્મણ જો વેદ કર્મ ન કરે તો નર્કમાં જાય તો પણ તેં મારે લીધે નર્કમાં જવું કબુલ રાખ્યું. તેથી હું તારા પર બહુ પ્રસન્ન છું, અને તું માગે તે તને આપું. બ્રાહ્મણે હાથ જોડીને વિનંતી કરી કે મહારાજ મારે કંઇ પણ જોઇતું નથી. આપ સદા મારી સાથે બોલો અને વાતચીત કરો એથી અધીક હું કંઇ માગતો નથી. શ્રી ગુસાંઈજીની કૃપાથી મને આટલું સુખ થયું છે. શ્રી ઠાકુરજીએ કહ્યું કે તું જનોઇ પહેરી લે ત્યારે બ્રાહ્મણે કહ્યું કે મારે કર્મ માર્ગનું શું કામ છે, શ્રી ઠાકુરજીએ કહ્યું કે લોકોને દેખાડવાને પહેરવી જોઇએ ત્યારે તે બ્રાહ્મણ જનોઇ પહેરી સેવા કરવા લાગ્યો. અને નિત્ય શ્રિ ઠાકુરજી તેની સાથે બોલતા અને અનુભવ જણાવતા. એ બ્રાહ્મણ શ્રિ ગુસાંઇજીનો એવો કૃપા પાત્ર હતો જેણે નર્કમાં જવું કબુલ કર્યું પરંતુ પ્રભુને મોડું ન થવા દીધું.

(હરિદાસ તથા મોહનદાસની વાર્તા,) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૭૮ મી.)

હરિદાસ ઘરમાં શ્રી ઠાકુરજીની સેવા કરતા હતા અને મદનમોહનદાસ તેમને ઘેર આવી ઉતરતા હતા. મને એક દિવસ તથા રાતે બન્ને જણા ભગવદ રસમાં છકયા રહેતા હતા. હરિદાસજી મોહનદાસમાં ઘણા આશકત થયા. મોહનદાસ વેના એક ક્ષણ પણ રહિ શકયા નહોતા. ભગવત્સેવા કર્યા કરતા અને ગ્રન્થ વાંચ્યા કરતા હતા. સાક્ષાત શ્રી ઠાકુરજીનો આવિર્ભાવ મોહનદાસજીમાં માનતા જ્યારે મોહનદાસ જવાનિ વાત કરતા ત્યારે હરિદાસને મુર્છા આવી જતી અને એવી ભાવના કરતા કે જન્મ પર્યંત મોહનદાસજી અહીંથી ન જાય તો સારૂં, એક દિવસ મોહનદાસજીએ સવારે જવાનો નિશ્ચય કર્યા ત્યારે હરિદાસજીએ સ્રીને કહ્યુ. કે તું શ્રી ઠાકુરજી અને પુત્ર વિગેરે બધું સંભાળી રાખ. મારો પ્રાણ નહિ રહે આ સાંભળીને સ્રીએ વિચાર કર્યો કે મોહનદાસજી અહિંથી ન જાય અને મારા પતીનો પ્રાણ રહે એવો ઉપાય કરૂં. આ પ્રમાણે વિચાર કરીને રાતે પુત્રને ઝેર આપ્યું પાછલી રાતે પુત્રે પ્રાણ તજ્યા અને તે રોઇ પડી મોહનદાસજી તયારી કરતા હતા તેમણે કમર છોડીને સ્રીને જઇને પુછ્યું. કે પુત્ર રાતરે તો સારો હતો આજે શું થયું, તમે સાચે સાચું કહી દો સ્રીએ સાચે સાચું કહી દીધું. મોહનદાસજી ચકિત થયા અને એવો વિચાર કર્યો કે એનો કેવો સ્નેહ છે, અને હું કેવો કઠણ છું. આ પ્રમાણે વિચાર કરીને તે બાળકના મુખમા ચરણામૃત મુકયું ને ભગવાન્નામનો ઉચ્ચાર કર્યો. શ્રી ઠાકુરજીને વિનંતિ કરીને તે

ાળકના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહયો એટલે તે જીવતો થયો
યારથી મોહનદાસજીએ એવું પણ લીધું કે હરીદાસજી ધક્કા
ારીને કાઢે તો પણ અહીંથી ન જવું. જન્મ પર્યંત મોહન-
ાસ હરીદાસને ત્યાં રહયા એ હરીદાસ અને હરીદાસની સ્ત્રી
એવાં કૃપા પાત્ર હતાં. જેમણે વઇષ્ણવનો સંગ છોડયો અને
ને માટે પુત્ર જેવી ચીજનો ત્યાગ કર્યો. હરીદાસનો આવો
નેહ જોઇને શ્રી ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા. વધારે શું લખીએ

(એક ચોરની વાર્તા.) (પ્રસગ ૧ લો) (વાર્તા ૭૮ મી)

એ ચોર શ્રી નવનીત પ્રિયાજીના મંદિરમાં રાતરે સંતાઈ
હયો. પાત્ર અભુષણ તથા વસ્ત્રો બધાં એકઠાં કરીને એક ગાં-
ઠડી બાંધી: આખી રાત ઉપાય કર્યો પરંતુ સવાર સુધી ત
ાંસડી ઉંચકી શકયો નહી અને ચોર પકડાઈગયો. અને તેને
શ્રી ગુસાંઇજીની પાસે લઈ ગયા. શ્રી ગુસાંઇજીએ કહ્યુ કે આને
છોડીદો પૃથવી પતીને ખબર પડશે તો આને મારી નાંખશે શ્રી
ગુસાંઇજીને દયા આવી તેથી ચોરને છોડી મુકયો. ચોરના મ-
નમાં એમ આવ્યું કે મારો પ્રાણ જાત. પરંતુ શ્રી ગુસાંઇજી-
એ મારા પર કૃપા કરીને પ્રાણદાન આપ્યું તેથી તેમને શ
રણ જાઉં તો ઠીક, પછી તે ચોર શ્રી ગુસાંઇજીનો સેવક થયો
શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તું ચોરી ન કર. ત્યારે તે ચોરે
હાથ જોડીને કહ્યુ કે ચોરી કર્યા વિના મારાથી રહેવાશે નહીં.
ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું કે તું નિર્દય થઇ ને ચોરી કરીશ
નહીં. જેની પાશે રૂ. ૧૦૦ હોય તેની પાસેથી બે રૂપીઆ જે-
ટલી ચોરી કરે તો તેનું મનન દુએ અને સત્ય ભાષણ કરે તો

શ્રી પ્રભુજી દયાલુ છે તો તારૂં મન ફેરવી નાંખશે અને આપના ચરણારવિંદમાં લાગશે. આ પ્રમાણે કહીને ચોરને વઇશ્નવતાની રીતિ શીખવાડી વિદાય કર્યો. ચોરે એથી વિચાર કર્યો કે કોઇ રાજાની ચોરિ કરૂં તો એકવાર કામ થઈ જશે. ગરીબની ચોરિં નહિ કરૂં, ' આ પ્રમાણે તેના મનમાં વિચાર આવતાં તે ચોર રાજાને ઘેર ચોરિ કરવા ગયો અને વળી સારો માણુસ બનિને રાજાના દરવાજા પર પુછ્યું તો તેણે સત્ય કહ્યું. તમે ક્યાં જાઓ છો ત્યારે ઉત્તર દીધો કે ચોરી કરવા જઉં છું. શ્રી ઠાકુરજીની પ્રેરણાથી સર્વના મનમાં એમ આવ્યું કે મશકરી કરે છે. જેથી કોઈએ તેને રોકયો નહીં અને નિશંક પણે રાજાના ઘરમાં ચાલ્યો ગયો ચોરી કરીને આવ્યો ત્યારે પાછુ સત્ય કહ્યું પરંતુ બધાએ મશકરી જાણી પછી જ્યારે ખબર પડી ત્યારે માલુમ પડયું કે એટલે તો તપાસ કરી ઘરમાંથી ઝવેરાત ગઈ ચોરને પકડી લાવ્યા રાજાએ ચોરવૈશ્નવને પુછ્યું કે તેં ચોરી કેવી રીત કરી, ત્યારે તેણે સર્વ હકીકત કહી. અને કહ્યું કે મેં સર્વ મનુષ્યને કહ્યું હતું, પરંતું તેમણે મારી વાત સાચી માની નહી.રાજાએ એ તે વાતની તપાસ કરી તો ચોરની વાત બધિ સાચિ જણાઇ. રાજાએ નોકર રાખ્યો અને સઘળુ કામ સોંપ્યું. તેણે માથે તમામ ઉપાડિ લીધું, અને શ્રી ગુસાંઇજીને પધરાવી ઘણું દ્રવ્ય ભેટ કર્યું. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. શ્રી ગુસાંઇજીની કૃપાથી પરમ ભગવદિય થયો એ ચોરને શ્રી ગુસાંઈજીની આજ્ઞાનો આવો વિસ્વાસ હતો.તથી

લૌકીક અને અલઉકીક બધું સિદ્ધ થયું.

દયાળદાસ વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૦ મી.)

દયાળદાસની પાસે લાખ રૂપીઆ હતા. તે તેમણે પૃથ-
માં દાટી મુકયા. અને એક પૈસો પણ ખર્ચ ન કરવો એવું
મ લીધું. એક દિવસ શ્રી ગુશાંઇજી ત્યાં પધાર્યા અને દયા-
ાસ સેવક થયો અને કહ્યું કે મહારાજ એક પઇસો ખર્ચ ન
. અને મારૂં કલ્યાણ થાય એવો રસ્તો બતાવો. રોજ
આના કમાઉં છું અને ચાર આના ખર્ચ કરૂં છું.
રે શ્રી ગુશાંઇજીએ કહ્યું કે તું માનસી સેવા કર. તેણે
નસી સેવાનિ બધી રીત શીખી લીધી પછી નિત્ય તે માન
સેવા કરતો બે પહોર સુધી બીજું કામ ન કરતો. આમ ક-
કરતાં એક દિવસ માનશિ સેવામાં ખીર કરિ, તેમાં ખાંડ
ો પડી. તે કાઢવા લાગ્યો. શ્રી ઠાકુરજીએ તેનો હાથ પક-
અને આજ્ઞા કરિ કે આમાં તો તારે ખર્ચ નથી થયું, તું
ડ કેમ કાઢે છે. આ વાત સાંભળતાં તેનું અંતઃકરણ ખુલી
. અને ભગવદ્ સ્વરૂપ સાક્ષાત્કાર થઇ ગયું, લાખ રૂપીયા
તે શ્રી ગુસાંઇજીને મોકલિ દીધા અને જેવું દ્રવ્યમાં ચિત્ત
તેવું શ્રી ઠાકુરજીમાં લાગ્યું. એ દયાળદાસ વાણીયા એવા
પાત્ર હતા જેને ફળ રૂપ માનસિ સિદ્ધ થઇ.

સ્ત્રી પુરૂષની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૧ મી.)

એ બંને જણ શ્રી ગુસાંઇજીનાં શેવક થયાં અને શ્રી ઠા-
જી પધરાવી શેવા કરવા લાગ્યાં. એક દિવસ સ્ત્રી પડોશીના
માં ગઇ તો ત્યાં તેણે ઘણો વઇભવ દીઠો. ત્યારે તેણે પુંછયું

તમારે વઈભવ કેવી રીતે થયો. ત્યારે તેણે કહ્યું કે અમે દેવીનિ
પુજા કરિએ છિએ તેથી થયો. તમે દેવિનિ પુજા કરો તો તમા
પણ વઈભવવધી જાય. ત્યારે વઇષ્ણવનિ સ્ત્રિએ પડોશિનિ દે
વિનિ મુરતી લાવિને ઘરમાં બેસાડિ. અને પતિને કહ્યું કે દેવ
નિ પુજાનો સામાન લાવો વઈષ્ણવ પઇસા વેચતો હતો
પઈસા વેચવા ગયો, અને ગાંધીની દુકાને દેવિની પુજાનો સા
માન લેવા બેઠો. સામાન લિધો પરંતુ પઈસાની કોથળિને બ
લે ગાંધિની ભુલથિ રૂપઈયાની કોથળિ લઇ લિધિ. આથિ ગાં
તેને સરકારમાં પકડિ લઇ ગયો ત્યાં હાકેમે એ ન્યાય કર્યો
આનેગધેડા પર બેસાડી આખા ગામમાં ફેરવવો, આ પ્રમાં
કરવામાં પણ આવ્યું. આથિ વઇષ્ણવના મનમાં એમ આ
કે મેં અન્યાશ્રય કર્યો તેનું આ ફલ થયું ઘેર જઈને તત્કાળ દે
નું સ્વરૂપ પાછુ પડોસીને ઘેર આપી દિધું. અને ચિત્ત લગા
શ્રિ ઠાકુરજીની સેવા કરવા લાગ્યો. તેના મનમાં એવો નિશ્ચ
થયો કે વઇષ્ણવને અન્યાશ્રય સર્વથા બાધા કરે છે તેથિ વઇ
ષ્ણવને અન્યાશ્રય ન કરવો. અન્યાશ્રયથિ અનિષ્ઠ થાય છે. અ
શ્રિ ઠાકુરજી અપ્રશન્ન થાય છે. તેથિ અન્યાશ્રય સર્વથા ન કરે
એવિ શિક્ષા તે વઇષ્ણવને લાગી. એ સ્ત્રિ પુરૂષ એવા કૃપા પા
હતા. જેમને અત્યાશ્રય છોડાવિને શ્રિ ઠાકુરજી બોલવા લાગ્ય

(દેવભાઈ પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા-૮૨ મી.)

દેવભાઈ પટેલ ગુજરાતમાં રહેતા અને શ્રી ઠાકુરજી
રાવી 'સેવા કરતા, અને નિત્ય નિયમથી વઇષ્ણવને પ્ર

રાવતા, જે દિવસ પ્રશાદ લેનાર વઈષ્ણવ કોઇ ન મળે તે
સ દેવાભાઇ અને તેમની સ્ત્રી ભુખ્યાં રહેતાં હતાં અને
વદ રસમાં છકયાં રહેતાં. એક દિવસ શ્રી ગુસાંઇજી ગુજ-
પધાર્યા ત્યારે દેવાભાઈના પુત્રે શ્રી ગુસાંઇજીને વિનંતી
કે મહારાજ જે દિવસ વઈષ્ણવ નથી આવતા, તે દિવસ
ભાઈ ભુખ્યા રહે છે. અને હું પ્રશાદ લઈ ખેતી કરવા જાઉ
તો માતા પિતાને ભુખ્યા રાખી હું પ્રસાદ લઉં છું એ
રાધ કેવી રીતે મટે, અને આજ્ઞા કરી કે તું નિત્ય ન્હાઇને
ઠાકુરજીના ચરણ સ્પર્શ કર અને ભોગ ધર તો તારો અ-
ધ નિવત થશે. અને દેવાભાઈને શ્રી ગુસાંઇજીએ કહ્યું કે જે
સ કોઈ વઇષ્ણવ ન આવે તે દિવસ ગાયને પાતાળ ધરીને
પ્રશાદ લ્યો, તે દિવસથી દેવાભાઇ એ પ્રમાણે કરવા લા-
, દેવાભાંઈનો પુત્ર ખેતી કરતો તેમાં ઘણું દ્રવ્ય આવતું
, જેટલું ઘરમાં ખરચ થતું તેટલું દ્રવ્ય ખર્ચ કરતા અને
ારાનું દ્રવ્ય શ્રી નાથજી દ્વારામાં મોકલી દેતા. એ દેવાભાઇ
લ શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા,

(એક ડોસી ધાણીપુણી વાળાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૩ મી.)

એ ડોસીએ શ્રી ગુસાંઇજીને વિનંતી કરીને શ્રી ઠાકુરજી
થે પધરાવ્યા. અને સેવા કરવા લાગી. એ ડોશી સુતર કાં-
ને નિર્વાહ કરતી, જ્યારે કાંતવા બેસે ત્યારે શ્રી ઠાકુરજી
ણીમાં આવીને બીરાજતા હતા, અને બાળ લીલા કરતા અને
ણીના ગાદી તકીયા કરીને બેસતા. અને એકેક પુણી ત
ના હાથમાં કાંતવાને આપતા. જ્યારે ભુખ લાગતી

ો ઠાકુરજી તે ડોશી પાસે ધાણી માગતા. એક દિવસ ડો
ા આવ્યવસ્થા શ્રી ગુસાઇજીના ત્રીજા લાલજી શ્રી બ
ષ્ણજીએ જોઇ. અને તે ડોસીને કહ્યું કે આ લાલજી
ાપ તે ડાસીએ લાલજી પધરાવી દીધા. પરંતુ ડોશી
ાકુરજી વિના ઘણી દુઃખી થઇ. શ્રી ઠાકુરજી ડોસીના અ
ાહી ન શકયા, શ્રી ઠાકુરજીએ શ્રા બાલકૃષ્ણજીને કહ્
ાને ડોકરીને ઘેર પહોંચાડો, ધાણી પુણી વિના મારે ચા
થી. શ્રી બાલકૃષ્ણજી તેજ રાતરે શ્રી ઠાકુરજીને તે ડોક
ર પધરાવી આવ્યા આવ્યા અને કહ્યું કે જેમ તું નિત્ય
તેમ કર્યા કર, શ્રી ઠાકુરજી તારા પર પ્રસન્ન છે, એ ડે
ેવી કૃપાપાત્ર હતી, જેના વિના શ્રી ઠાકુરજી રહી ન શક

(ક્ષત્રી મથુરામાં રહેતો હતો તેની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૪ મી

એ ક્ષત્રી શ્રી ઠાકુરજી પધરાવી શેવા ઘણી સારી
રતો. અને ભગવદવાર્તા ઘણી સારી કરતો. પુષ્ટી માગ
થ અને તેના ભાવાર્થ શ્રી ગુસાઇજી પાસેથી તેણે સાંભ
તા, મથુરાના વઇષ્ણવ ભગવદ વાર્તા સાંભળવાને ક્ષત્રી
ણવને ઘેર આવતા હતા, એ ક્ષત્રી વઇષ્ણવ નિત્ય પોત
ાથે ચણા સેકીને ભોગ ધરતા હતાં અ મંડળીમાં વેંચ
તા, આમ કરતાં કરતાં ઘણા દિવસ થાય ત્યારે એક શેઠ
યપાત્ર મંડળીમાં આવવા લાગ્યો. ને ચણાનો પ્રસાદ લ
ાખી દેતો. શ્રી મહાદેવજી વઇષ્ણવનું રૂપ ધરીને નિત્ય
ળીમાં આવતા હતા. કોઇને ખબર પડતી નહોતી,

ક તે ક્ષત્રી વઈષ્ણવ ઓળખતો હતો .પેલો શેઠ જે ચણા
ખી દેતો તે શ્રી મહાદેવજી વીણી લેતા, એક દિવસ ક્ષત્રી
ષ્ણવે મહાદેવજીને ચણા વીણતા જોયા. પછી શેઠને મંડ-
ીમાં આવવાની ના કહી. ત્યારે શેઠ શ્રી ગોકુલ ગયો. શ્રી
સાંઈજી તેની સાથે બોલ્યા નહી અને શ્રી નવનીત પ્રિયા-
એ દર્શન દીધાં નહી, એટલે શેઠ પાછો મથુરા આવ્યો અને
ત્રી વઈસ્ણવને નમી પડયો, ત્યારે ક્ષત્રી વઈષ્ણવે કહ્યું કે
મે ભગવદ પ્રસાદનો અનાદર કર્યો તેથી તમને મંડળીમાં
ાવવાનો અધીકાર નથી, શેઠ દીનતા કરી નમી પડયો ત્યારે
ને મંડળીમાં આવવા દીધો. પછી શ્રી ગુસાંઇજીએ અને શ્રી
વનીત પ્રિયાજીએ દર્શન દીધાં, વઈષ્ણવે જ્યાં ન્યાતિ વ્યવ-
ર બાધ ન કરે એવો પ્રશાદ મળે તો સર્વથા અપમાન ન
રવું. એવો વિચાર રાખવો. એ ક્ષત્રી વઈષ્ણવ એવો કૃપા-
ાત્ર હતો. જેણે કરોડપતિ શેઠને તુચ્છ ગણ્યો અને જેને લીધે
ી ગુસાંઇજીએ-અને શ્રી ઠાકુરજીએ શેઠનો ત્યાગ કર્યો. એ
ત્રી વઈષ્ણવ એવો કૃપા પાત્ર ભગવદીય હતો.

( નિષ્કંચન સ્ત્રી પુરૂષની વાર્તા. ) (પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૮૫ મી )

એ સ્ત્રી પુરૂષ શ્રી ઠાકુરજીની શેવા કરતાં હતાં. તે ગા-
મમાં એક શેઠ રહેતો હતો. તે શેઠને ઘેર એક દિવસ તે વઈ-
ષ્ણવની સ્ત્રી શ્રી ઠાકુરજીનાં દર્શન કરવા ગઇ. તો વઈભવ ઘણો
ઠો મનમાં એમ આવ્યું કે મારે ઘેર શ્રી ઠાકુરજીને આવો
ભવ હોય તો સારૂં. પછી પોતાને ઘેર આવીને પોતાના પ-
તિને કહ્યું કે હું તો વઈભવથી શેવા કરીશ. પતિએ કહ્યું કે

દ્રવ્ય તો ઘણું છે પરંતુ દ્રવ્યથી અનર્થ ઘણો છે, દ્રવ્ય હોય તો
કોઈની વાત મનમાં ન આવે, ખરચવાનું મન થાય નહી અ
અભિમાન આવ્યા વિના રહે નહી; દ્રવ્યવાન અપરાધથી બીઃ
નહી દ્રવ્યવાન ગરીબની પ્રિત કરે નહિ. દ્રવ્યવાન સારા ખે
ટાની પરીક્ષા કરે નહિ દ્રવ્યવાન ગરિબનું ઘણું અપમાન ક
જેથિ દ્રવ્યમાં ઘણો અનર્થ છે, દ્રવ્યવાન સત્સંગ કરે ન
દ્રવ્યવાન કોઇનું અહિત કરતાં બીએ નહિ, જેથી તું દ્રવ્ય
અપેક્ષા છોડી દે; પરંતુ તે સ્ત્રીએ માન્યુ નહિ અને કહેવા લા
કે વઈભવ વિના હું શેવા નહી કરૂં. રીસાઇને બેસી રહી. ;
દિવસ સુધી શેવા ન કરી તેનો પતિ એકલો સેવા કરે, ત્રી
દિવસ તેના પતિએ કહ્યું કે અહિંથી દશ ગાઉ દુર એક ઝ
છે તેની નીચેથી જેટલું જોઇએ તેટલું દ્રવ્ય તું લઇઆવ તે સ
ટોપલા લઈને વૃક્ષ નીચે ધરતી ખોદી તો દ્રવ્ય ઘણું નીઃ
ળ્યું. તે સ્ત્રી ટોપલા ભરવા લાગી ત્યારે વૃક્ષની અંદરથી વા
થઈ કે તું મને કંઇ આપીને દ્રવ્ય લઇ જા. ત્યારે તે સ્ત્રીએ ક
કે તારે શું જોઇએ છીએ. ત્યારે તેણે કહ્યું કે તારે ઘેર શ્રી ઠાઃ
રજી બીરાજે છે તે તું ઝારી ભરે છે, જેટલી ઝારીનું ફળદે તે
લા ટોપલા દ્રવ્ય લઈ જા. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે હું દ્રવ્ય લ
જઉં છું હવે જેટલી ઝારી ભરીશ તેમાંથી નિત્ય એક ઝારી
ફળ દઈશ અને નિત્ય એક ટોપલી ભરીને દ્રવ્ય લઇ જઈ
જ્યારે દ્રવ્ય નહિ લઉં ત્યારે ઝારિનું ફળ નહિ દઉં, તે વૃ
બોલ્યું કે હવે તું ઝારી ભરીશ તેનું ફળ જોઈતું નથી.' કારણ
તારી પાસે દ્રવ્ય થશે તેથી તારી ઝારી શ્રી ઠાકુરજી અંગી'

હી કરે ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે કેમ અંગીકાર નહી કરે ત્યારે ક્ષે કહ્યું કે તારૂં ચિત્ત દ્રવ્યમાં રહેશે, શ્રી ઠાકુરજી ચિત્ત લાયા વિના અંગીકાર કેમ કરે. આજ પહેલાં જે તેં ઝારી ભરી ે તેનું ફળ દે તો દ્રવ્ય લઇજા, ત્યારે સ્ત્રીએ કહયું કે તમારા હેવાથી મને નિશ્ચય થયો કે નિષ્કંચન પણાથી ઝારી શ્રી ઠાકુજી અંગીકાર કરેછે. હવે હું ઝારીનું ફળ દઇશ નહી અને દ્રય લઈશ નહી. મારે દ્રવ્ય જોઈતું નથી. નિષ્કંચન થઇને હુ ી ઠાકુરજીની ઝારી ભરીશ તો પોતે અંગીકાર કરશે. આ પ્રાણે કહીને સ્ત્રીએ દ્રવ્ય દાટી દીધું અને પોતે ચલી ગઈ. ઘેર માવીને પતિને કહ્યું કે હુતો નિષ્કંચનપણે ઝારી ભરીશ. મેં ામારૂં કહયું ન માન્યું અને દ્રવ્ય પાત્ર શેઠને ઘેર દર્શન કરવા ાઇ તો મારી બે દિવસની સેવા છુટી તો જો દ્રવ્ય મારા ઘરમાં માવે તો કોણ જાણે કેટલી સેવા છુટશે, નોકર રાખું અને બી સેવા તેમની પાસે કરાવું અને હુ વૈભવની રક્ષા કરૂં જેથી મારે દ્રવ્ય જોઇતું નથી. આ પ્રમાણે કહીને સેવા કરવા લાગી મે સ્ત્રી પુરૂષ શ્રી ગુસાંઈજીનાં એવાં કૃપાપાત્ર હતાં, જેમણે ભગદ સેવા છોડીને દ્રવ્ય ગ્રહણ ન કર્યું તેથી તેમની વાત શું કહીએ.

પટેલ વૈષ્ણવની વાર્તા (પ્રસંગ ૧ લો.) વાર્તા ૮૬મી

પટેલ ગુજરાતથી આવી શ્રી ગુસાંઇજીનો સેવક થયો. અને બધી વ્રજયાત્રા કરી આવ્યો. એક દિવસ શ્રી ગુસાંઈજી કથા કહેતા હતા ત્યાં શ્રી યમુનાષ્ટકની કથા તે પટેલ વઇસ્નવે સાંભળી. પટેલે પુછ્યું કે હે મહારાજ ? આઠ શ્લોક

સિદ્ધિ આપે આજ્ઞા કરી, પરંતુ કયા શ્લોકમાં કઈ સિદ્ધિ
ર્ણન કરી છે તે આપ કૃપા કરીને કહો. શ્રી ગુસાંઇજીએ
જ્ઞા કરી કે સાક્ષાત સેવોપયોગી દેહની પ્રાપ્તિ જે સિ
પહેલા શ્લોકમાં કહી છે, તલ્લાલીલવકોન જે સિદ્ધિ તે
શ્લોકમાં કહી છે. તદ્નુસાર ભવરૂપી જે સિદ્ધિ તે ચોથાં
કમાં કહી છે, શ્રી યમુનાજીનું સ્વરૂપ ષટગુણ સંપન્ન
પણ ચોથા શ્લોકમાં કહયું છે ભકિત દાતૃત્વરૂપી જે િ
તે પાંચમા શ્લોકમાં કહી છે. અને ભગવતાત્પર્યઈત્વરૂપ
સિદ્ધિ તે છઠા શ્લોકમા કહી છે. ભગવદ વસીકરણત્વરૂપી
સિદ્ધિ જે સાતમા શ્લોકમાં કહી છે. અને ભગવદ્રસપો
ત્વરૂપી જે સિદ્ધિ તે આઠમા શ્લોકમાં કહિ છે. જેનાપર
વદ કૃપા છે અને શ્રી યમુનાજી કૃપા કરે છે તેને એકેક શ્
માં અષ્ટ સિદ્ધિ દર્શન દે છે આવી શ્રી ગુસાંઇજીએ
કરી. ત્યારે તે પટેલને શ્રી યમુનાજીએ નવાં દર્શન દીધાં.
પ્રમાણે શ્રી ગુસાંઇજીએ કહયું હતું તેવાં દર્શન તે પટેલને
યાં. એ વૈષ્ણવ પટેલ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

વ્રજવાસીની વાર્તા (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૭

આ વ્રજવાસી શ્રી નાથજીને પરે કહેતો, વૃજવ
ગાયોની ખિરકમાં સેવા કરતો હતો. અને એક સિંધુ ભ
માંથી લઇ જતો હતો. આઠે પહોર મન દઇ ગાયોની સેવા
ણી સારી રીતે કરતો હતો. એમ એક દિવસ એ વૃજવાસ
શ્રી ગુસાંઇજીને કોઇ વઈશાણુવને શ્રી ઠાકુરજી પધરાવી
જોયા હતા. તેથી એક દિવસ આ-વૃજવાસીએ શ્રી ગુસાંઇ

તે કરી કે મને શ્રી ઠાકુરજી પધરાવી દો. આ વખતે શ્રી
જી ન્હાઇને પધારતા હતા. આગળ એક પથરો પડયો
તે પથરાને શ્રી ગુસાંઇજીની ખડાઉની ઠોકર લાગી તેથી
ર જઇ પડયો. વરજવાસી અહીં ઉભો હતો. શ્રી ગુસાંઇજી
રે એમ બોલીને ભિતર પધાર્યા. વરજવાસીએ તે પથરો
લિધો. અને એમ સમજ્યો કે શ્રી ગુસાંઇજીએ ઠાકુરજી
વી આપ્યા. અને પરે પરે એવું શ્રી ઠાકુરજીને નામ ધર્યું
વો તે ભોળો હતો, પથરાને ઠાકુરજી માની પધરાવી
ગયો. અને મનમાં વિચાર કર્યો કે શીધું તો એક આવે
પરે શું ખાશે અને હું શું ખાઇશ, આ પ્રમાણે સમજીને
ીને કહ્યુ કે મને બે સીધાં દે. ભંડારીએ બે સિધાં દીધાં.
રસોઇ કરી વ્રજવાસી ઘણો ભોળો હતો, તેણે બે પા-
તારી અને એક પાતળ મ.રી, શ્રી ઠાકુરજી પધાર્યા નહી
વ્રજવાસી કહેવા લાગ્યો કે ભાઇ તું આવીને તારી પાત-
ભાળી લે, બરોબર છે કે કંઇ ફેરફાર છે, જો તું નહીં આ-
હું બંને પાતળ તળાવમાં નાખી દઇશ શ્રી ઠાકુરજી તે-
દ્ધ ભાવ જોઇને અને ભોળો-જાણીને પધાર્યા અને સા-
સ્વરૂપ ધરીને જમવા લાગ્યા. આ પ્રમાણે નિત્ય કૃપા
પધારતા. એક દિવસ શ્રી ગુસાંઇજીએ પુછયું કે તું બે
શું કરે છે ત્યારે તેણે કહ્યુ કે તમે પરે પધરાવી દીધો છે.
ક પાતળ ખાય છે અને એક પાતળ હું ખાઉં છું. આ
સાંભળીને શ્રી ગુસાંઇજી હસીને ચુપ રહયા, એક દિવસ
ીએ તે વ્રજવાસીને કહ્યું કે સુરત જઇ ભેટ લઇ

વૃજવાસીયે કહ્યું કે સુરત ગામ શું છે. ભંડારીએ કહ્યું
સુરત ગામ શાહેર છે. તે વરજવાસી કહ્યું કે ભેટ પત્ર અ
પ્રશાદની થેલી દોતા હું સુરત જાઉં, ત્યાંથી પ્રસાદ અને પ
લઇને રસોઇ કરી સુરતની તઇયારી કરી, અને કહ્યું કે ભઇ
પરે હું સુરત જઇશ તું આવીશ કે નહી, શ્રી ઠાકુરજી
કહ્યું કે હું આવીશ. ત્યારે તેણે કહ્યું કે તારા નાનકડા પગ
ને નાનકડા હાથ છે તું કેમ ચાલી શકીશ. શ્રી ઠાકુરજીએ ક
કે હું થોડું થોડું ચાલીશ. અને થોડિ વાર તારા ખભા ઉપ
બેશીશ, આટલું કહીને શ્રિ ઠાકુરજી વરજવાહીની સાથે ચા
લ્યા. બે તણ ગાઉ ગયા ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું
થાકી ગયો છું. એટલે વરજવાસીના ખભા પર બેઠા, થોડે દુ
ગયા અને સાંઝ પડી એટલે શ્રી ઠાકુરજીએ કહ્યું કે આ
અહીં સુઇ રહો કાલ સુરત જઇશું, ત્યાં સુઈ રહયા સવઃરે ઉઠો
એવે ઠેકાણે જાગ્યા કે ત્યાંથી સુરત બે ગાઉ હતું, ત્યાંથી ચાલ
સુરત આવ્યા ગામ બહાર મુકામ કર્યો અને ત્યાં શ્રી ઠાકુ
જીને બેસાડી વરજવાસી પત્ર તથા પ્રસાદ લઇને ગયો ગામ
પુછીને વઇષ્ણવને આપ્યાં. વઇષ્ણવોએ વાંચી વિચાર કરે
કે એક દિવસમાં પત્ર કેવીરીતે આવ્યો હશે, વિચાર્યું કે ક
આવસ્યનું કામ હશે. વઈષ્ણવોએ તેને સામગ્રી દેવરાવી. અ
એક દિવસમાં બધે ઠેકાણે ફરીને પાંચ હજાર રૂપીયા એકઠા ક
રી હુંડી કરવી વરજવાસીને આપી. વરજવાસી આ લઇ
પરેની સાથે ચાલ્યો. રસ્તામાં આવી સુઇ રહયા, સવારે ઉઠ
અને પહોર દહાડો ચઢે ગોપાલપુરમાં આવ્યો, અને

જઈ બે સિધાં માગ્યાં, ભંડારીએ કહ્યું કે સુરત કેમ ન
ત્યારે તેણે કહ્યું કે સુરત જઈ આવ્યો છું અને પાત્ર તથા
લાવ્યો છું. એ સઘળું ભંડારીને આપ્યું. ભંડારી પાંચ હ-
। હુંડી વસ્ત્ર અને વઇસણવોનો કાગળજોઇ ચકીત થઈ ગયો.
તમાંશીરીતે ગયો.અને શીરીતે આવ્યો?આવાતની વિનતી
શ્રી ગુસાંઇજી આગળ કરી. શ્રી ગુસાંઈજીએ આસાંભળીને
કરી કે એ બધુ શ્રી નાથજીનું કામ છે,આજ પછીઆ વરજ
ને કંઇ કામ બતાવસો નહીં,અને જન્મ સુધી નિત્ય એ
આપજો. નિત્ય શ્રી ગુસાંઇજી વરજ વાસીને બોલાવી
વાર્તા પુછ્યા કરે કે આજ પરેએ આમ કહયું આજ
આમ કહ્યું એમ નિત્ય વાત કર્યા કરે.એ વરજ વાસી
ભોળો હતો, જન્મ સુધી શ્રી ઠાકુરજીને પરે સમઝયો
વો કૃપા પાત્ર હતો.

ી પુરૂષની વાર્તા.)  (પ્રસંગ ૧ લો.)  (વાર્તા ૮૮ મી.)

એક સ્ત્રી પુરૂષ ગરીબ હતાં. નિત્ય લાકડાનો ભારો લા-
ગામમાં નિર્વાહ કરતાં અને નિત્ય પઇસો અધેલો
ચે તે રાખી મુકતાં, કોઈ વઇષ્ણવ આવે તેની સાથે મહા
દ વાંટિને લેતા. એક દિવસ અચાનક આઠ વઇષ્ણવ
યા. ત્યારે સ્ત્રી પુરૂપે વિચાર કર્યો કે કરવું શું. સ્ત્રીએ કહ્યું
ારે પહેરવાની એક સાડી છે. વેચીને સામગ્રી લાવો. તે
ઠાકુરજીને ભોગ ધર્યો. પછી તેના પતીને કહ્યું કે હું કોઠી-

માં બેસું છું. તમે ભોગ સરાંવી અનવશર કરી . વઈષ્વોને પાતાળ ધરો તે પુરૂષે તે પ્રમાણે કર્યું. વઇષ્ણુવ કહેવા લાગ્યા કે તમારી સ્ત્રી ક્યાં છે. ત્યારે આ વઇષ્ણુવે કહ્યું કે તે બહુ શરમાળ છે તેથી બહાર આવતી નથી. તેની પ્રકૃતી બહુ ખરાબ છે, વઈષ્ણુવો બોલ્યા કે તે આવશે તો અમે પ્રસાદ લઇશું.કારણ કે તે વઈષ્ણુવ છે કે નહિ તે અમને કેમ ખબર પડે. વઈષ્ણુવ ન હોય તો તેના હાથની રસોઈ કેમ લઇએ. આ વાત સાંભળીને તે વઈશણુવ વિચારમાં પડયો. મંદિરમાં શ્રી મદનમોહનજી સ્વામીનીજી સહિત બિરાજતા હતા. શ્રી સ્વામીનીજીએ શ્રી ઠાકુરજીને કહ્યું કે જે પ્રમાણે તમે દ્રઉપદીનાં ચીર વધાર્યાં હતાં તે પ્રમાણે આ સ્ત્રીને ચીર વધારવામાં તમને શુ હરકત છે આ પ્રમાણે કહીને શ્રી સ્વામીનીજીએ અને શ્રી ઠાકુરજીએ કોઠીમા જઇ તે સ્ત્રીને દર્શન દિધાં અને ત્યાં વસ્ત્ર પહેરાવી દિધાં. તે બાઈ હાથ જોડીને બોલી કે હે મહાપ્રભુજી હે મહામંગલ રૂપ, હે શરણાગત વત્સલ, હે અશરણ શરણ આપને મારે માટે આટલો શ્રમ થયો. મને ધિકાર છે આટલુ કહેતાં તે બાઇનું હૃદય ભરાઇ આવ્યું. આ સાંભળીને શ્રી ઠાકુરજી ઘણા પ્રસન્ન થયા અને અલઉકિક વસ્ત્રદાન કર્યું. જળમાં ભીનું થઇ જાય અને બહાર વીકાઈ જાય નીચોવવું કે સુકાવવું ન પડે. આવું વસ્ત્ર સદા તેની પાસે રહે કોઈ દિવસ ઘટે નહી. પછી તે બાઈ બહાર આવી વઈષ્ણુવોને પીરસવા લાગી. વઈષ્ણુવો પ્રસન્ન થઇ મહાપ્રસાદ લેવા ગયા, મહાપ્રસાદ લઇ ...ચ થઇ ઘેર ગયા, તે દિવસથી કોઠીમાંથી કોઇ દિવસ

છુટે નહી. જ્યારે કાઢે ત્યારે ભરીને ભરી રહે, કારણ કે તે માં શ્રી ઠાકુરજીએ તે બાઇને દર્શન દિધાં હતાં. એ સ્ત્રી શ્રી ગુસાંઇજીના એવાં કૃપા પાત્ર હતાં.

ેક વિરકત તથા શેઠ આગ્રામાં રહેતા તેમની વાર્તા )

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૮૯ મી)

એ વિરકત વઇષ્ણવ ચપટી માગીને નિર્વાહ કરતા અને ાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતા, શ્રી ઠાકરજી તેના ાણુા પ્રસન્ન રહેતા. કોઇ દિવસ આ વિરકત વઇશ્ણુવને અને મેળાપ થયો. ત્યારે શેઠે કહ્યું કે તમે શ્રી ઠાકુરજી પધરા- મારે ઘેર રહો. આપણે હળી મળીને સેવા કરીએ. વિરકત ણુવે તે પ્રમાણે કર્યું. તે શેઠને ઘેર જઇ રહયા. બહારની જે ાગ્રી જોઇએ તે વિરકત ખરીદ કરી લાવતા, એક દિવસ રમાં નવી સકર ટેટી પહેલ વહેલી આવી હતી. વિરકત વૈ- ાવ તે લેવાને ગયા. ટેટીવાળાએ એક રૂપીઓ કીંમત કહી કત તે દેવા લાગ્યો એવામાં એક મુસલમાન આવ્યો. તેણે કે હું સવારૂપૈયો દઉં ત્યારે વઇષ્ણુવ બોલ્યો કે હું દોઢ ું- એમ કરતાં કરતાં બંનેજણ સામસામી લઢયા, મુસલમાન હું પાંચ આપું ત્યારે વઇષ્ણુવ કહે હું દશ આપું. ત્યારે એ વીશ કહયા વઇશણુવે ત્રીશ કહયા ત્યારે પેલાએ ચાલીશ ા આમ કરતાં હજાર રૂપીયા સુધી બન્ને જણુ વઢયા કર્યા. ણુવે હજાર રૂપીયામાં ટેટી લિધી. લઇને ઘેર આવ્યા ને ર્ લખાવ્યું તો પણ શેઠ કંઇ બોલ્યા નહીં કે ટેટીના હજાર યા કેમ દિધા. વઇષ્ણુવ પર તેનો એવો વિસ્વાસ હતો. મ-

નમાં પણ એ વાત લાવ્યા નહીં. શ્રી ઠાકુરજી તે ટેટી લઇ સિંહાસન પર ખેલવા લાગ્યા. ઉત્થાપન થયા ત્યારે શેઠે ટેટી શ્રી ઠાકુરજી પાસે દિઠી શેઠ ઘણો પ્રસન્ન થયો અને શ્રી ઠાકુરજીને વિનંતિ કરી કે તે મને આપો તો હું સુધારી ભોગ ધરૂં શ્રી ઠાકુરજીએ કહ્યું કે હું કાલે આરોગીશ, આ ટેટી મને ઘણી પ્રિય છે. આ સાંભળી શેઠ પ્રસન્ન થયો અને મનમાં કહ્યું કે વિરક્તને ધન્ય છે કે હજાર રૂપીયા ખરચતાં ડર્યો નહીં. એ વિરક્ત વઇશ્ણવ અને શેઠ એવા કૃપા પાત્ર હતા કે હજાર રૂપીયા ખર્ચ્યા તો પણ શેઠના મનમાં દોષ આવ્યો નહીં. એ બન્ને એવા કૃપા પાત્ર ભગવદિય હતા.

(પરમાનંદદાસ સોનીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૯૦ મી.)

આ પરમાનંદદાસ સોનીને શ્રીમદભાગવત ચારવેદ, પુરાણ અને સુબોધિનીજી સર્વ જીવ્હાગ્ર હતું. શ્રી ગુસાંઇજી કથા વાંચતા તે નિત્ય પરમાનંદદાસ સાંભળતા, અને કથાનો સર્વ હાર્દ સમજતા કથામાં કોઈ પ્રશ્ન કરે તો શ્રી ગુસાંઇજી આજ્ઞા કરતા કે પરમાનંદદાસને પુછી લો, શ્રી ગુશાંઇજી આવી કૃપા રાખતા હતા જે કોઇઆવીને પુછતો તેને પરમાનંદદાસ ઉત્તર દઈ શકતા હતા એક દિવસ ચાર પંડિત શ્રી ગુસાંઇજી પાસે આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજી સેવામાં ન્હાયા હત તેથી પરમાનંદદાસે તેમને આદર દઇ બેસાડયા, ત્યાં ચર્ચા ચાલી કે જગત સત્ય છે કે અસત્ય છે પંડિતોએ કહ્યું જગત અસત્ય છે. બ્રહ્મના સ્વરૂપમાં જગત કલ્પના માત્ર છે પરમાનંદ સોનીએ પુછ્યું કે જેવી રીતે દોરીમાં સર્પ અને જેવં

છીપમાં રૂપું કલ્પના માત્ર છે, કે બિજે ઠેકાણે છીપ તથા
જોયા વિના કલ્પના થઈ શકતી નથી. આ પ્રમાણે બ્રાહ્મણુમાં
ત મિથ્યા છે તો કલ્પના કરવાવાળા મનુષ્યોએ સત્ય જગત
જોયું તે બતાવો. આ સાંભળીને પંડિત પાછા ફરિ ગયા
પરમાનંદ સોની એલા વિદ્વાન હતા જેમને શ્રી ગુસાંઈજી-
વાણીપર અત્યંત વિશ્વાસ હતો જે પરમાનંદદાસ એવા
પાત્ર હતા, જેમને સર્વ શાસ્ત્ર હસ્તામલ હતા. તેમની
ં શું કરીએ.

ેક ખડન બ્રાહ્મણની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૯૧ મી)

એ સીનંદમાં રહેતો હતો. એ ખંડન બ્રાહ્મણ શાસ્ત્ર ભ-
હતો. પૃથ્વી પર જેટલા મત છે તે સર્વનું ખંડન કરવું
તેને નિયમ હતું, આથી સર્વ લોકોએ તેનું નામ ખંડન
યું હતું, એક દિવસ શ્રી મહાપ્રભુજીના સેવક વઈષ્ણવોની
ળી માં આવ્યો અને ખંડન કરવા લાગ્યો, વઈષ્ણવોએ કહ્યું
ે શાસ્ત્રાર્થ કરવો હોય તો પંડિતોની સાથે જા અમારી મં-
માં તારે આવવાનું ) કામ નથી. અહિં ખંડન મંડન નથી
વદ વાર્તાનું કામ છે ભગવદ્દરશ ગાવો હોય અથવા સાંભ-
હોય તો અહીં આવ. તો પણ તેણે માન્યું નહી. નિત્ય
ીને ખંડન કરે એવી તેની પ્રકૃતિ હતી, એક દિવસ વઈ
ેાનું ચિત્ત ઘણું ઉદાસ થયું. રાત્રે ઘરમાં ખંડન બ્રાહ્મણ
હતો ત્યાં ચાર જણ મગદળ લઇ તેને મારવા લાગ્યા
પુછયું કે મને કેમ મારો છો. ત્યારે ચારે જણાએ કહ્યું
ું ભગવદ્ધર્મ ખંડન કરે છે, ભગવદ્ધર્મ સર્વો

સર્વ ધર્મમાં શ્રેષ્ઠ છે કેવળ ભગવત્પારાયણ છે. જેણે તન મન ધન ભગવદર્પણ કર્યું છે તેનો કોઇ અર્થ બાકી રહેતો નથી શાસ્ત્રમાં કહ્યું છે કે જેણે આત્મનિવેદન કર્યું છે તેને કાં અર્થ બાકી રહેતો નથી, સર્વ સિદ્ધ થાય છે, આવા ધર્મનું તું ખંડન કરે છે તેથી તને મારીશું. આ સાંભળી ખંડન બ્રાહ્મણ ચારે જણને નમી પડયો અને બીજે દિવસ ભગવદ મંડળીમાં આવી વઈશ્ણવોને નમી પડયો. વઈસ્ણવોને વિનંતિ કરી કે મને કૃપા કરી વઈસ્ણવ કરો. વઈસ્ણવનો સંગ લઇ ગોકુળ આવી વઈસ્ણવ થયો. શ્રી ગુસાંઈજીની પાસે રહી માર્ગની અનુસાર સર્વ શાસ્ત્ર ભણ્યો, અને ભગવદસેવા કરવા લાગ્યો. ભગવદગુણ ગાન કરવા લાગ્યો અને પોતાનો જન્મ સફળ કરી માન્યો એ ખંડન બ્રાહ્મણ શ્રી ગુસાંઈજીની કૃપાથી મંડન થયો. સાકાર બ્રહ્મનું સ્થાપન કરવા લાગ્યો. દૈવી જીવ હતો પરંતુ આસુરી જીવની સંગતિથી તેની બુદ્ધિ ફરી ગઇ હતી તો પણ દૈવીજીવ જાણી શ્રી ઠાકુરજી એ જોરથી ખેંચી લીધો પછીથી એનું મંડન બ્રાહ્મણ નામ પોડયું.

(એક પટેલની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૯૨ મી)

એક પટેલ ગુજરાતમાં રહેતો હતો. શ્રી ગુસાંઇજી ગુજરાતમાં પધાર્યા ત્યારે તે પટેલ સેવક થયો હતો. તે પરામાં રહેતો હતો, અને ગામમાં નિત્ય ભગવદવાર્તા સાંભળવા જતો હતો, ગામ અને પરાની વચ્ચે એક ગાઉનો રસ્તો હતો. નિત્ય ભગવદવાર્તા સાંભળવા તે વઇષ્ણવ જતો હતો, એક દિવસ એકાદાશીનું વ્રત હતું અને ભગવદ મંડળીમાં જાગ્રણ હતુ

। રાતના બે વાગે ત્યાંથી નિકળ્યો, રસ્તામાં આવતાં એક
અળ્યું. તે પ્રેતે રસ્તો રોકયો, પટેલ પાછા ફર્યા તો પ્રેત
। આવી રસ્તો રોકયો, પટેલ બોલ્યા કે તું કોણ છે, આવા
ત્ર કેમ કરે છે, ત્યારે પ્રેત બોલ્યો કે હું પ્રેત છું તને ખા-
પટેલ બોલ્યા કે કેમ ખાતો નથી પ્રેતે કહ્યું કે તારી પા-
ાવું છું પરંતુ અવાતું નથી પટેલ બોલ્યા કે મારો સ્પ-
ર્વાની પણ તારામાં સામર્થ્ય નથી. આ સાંભળીને પ્રેત
ા અને પટેલની પાસે આવ્યો, કે પ્રેતના અંગમાં અગ્નિ
। લાગ્યોપ્રેત બુમો પાડવા લાગ્યો, મહા પાપી હતો,બ્રહ્મ
ા હતો. આ જોઇ પટેલને દયા આવી એને જળ લઈ પ્રે-
ઉપર છાટયું. પ્રેતને બોલવાની શકિત આવી અને ભગ-
વરૂપનું જ્ઞાન થયું, અને વિચાર આવ્યો કે આ કોઇ મ
પુરૂષ છે, પ્રેત બોલવા લાગ્યો કે વૈશ્વરાજ હું તમારી શરણ
ારો અપરાધ ક્ષમા કરો, મારો ઉદ્ધાર કરો. પટેલ તળા-
થી જળ લઇ અષ્ટાક્ષર મંત્ર ભણી બીજી વખત તે પ્રેતના
છાંટયું, એટલે તે પ્રેતની પ્રેત યોનીથી તરત મુકત થઇ
જય જય કરતો વૈકુંઠ ગયો. એ પટેલ વૈસ્ણવ શ્રી ગુસાં-
નો એવો કૃપાપાત્ર હતો એ પ્રેત ભગવત્પાર્શદ થઇને તેના
ત્ર વૈકુંઠમાં ગાયા કરતો.

ંષ્કંચન વૈષ્ણવની વાર્તા) (પ્રસંગ ૧ લો) વાર્તા ૯૩ મી

એક નિષ્કંચન વૈસ્ણવ સ્ત્રી પુરૂષ મથુરાંજીમાં રહેતા
કેરીનો વખત હતો તેથી તે વઇસ્ણવ બે પૈસાની
લેવા ગયો. કેરીનો એક ટોપલો માળીની પાસે

હતા માળીએ કહ્યું કે એક રૂપૈયા દે તો આખો ટોપલ આપું વઇસ્ણવે રૂપૈયામાં તે ટોપલો લીધો. ટોપલે લઈ યમુનાજીના કિનારે કેરીઓ ધોઇ એકેક કેરી ધો ગયો અને શ્રી ઠાકુરજીને ભોગ ધરતો ગયો ને શ્રી ઠાકોરજ આરોગતા ગયા. આ પ્રમાણે બધી કેરી આરોગાવી ચુક ત્યારે નિષ્કચન બ્રાહ્મણે કહ્યું કે રૂપીયા રોકડા નથી. દશ પંદ દિવસમાં આપીશ ત્યારે માળીએ કહ્યું કે મારી કેરી પાછી માળી કેરી લઈને ચાલ્યા. ગામમાં બિજો શેઠ રહેતો હતો તેન મનુષ્યોએ કેરીઓ લિધિ અને શેઠને ઘેર લઇ ગયા શેઠ કેર ભોગ ધરવા ગયો ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યું કે આ કેરીએ તો હું પહેલાં આરોગ્યો છું. અમુક વઇષ્ણવે મને ભોગ ધર્યે છે ત્યારે શેઠે કહ્યું કે આપ રસ્તામાં આરોગો, ત્યારે શ્ ઠાકુરજીએ કહ્યું કે શ્રી ગુસાંઇજીની વાણી સત્ય કરવાને આરો ગ્યો છું. શ્રી ગુસાંઇજીએ વલ્લભાષ્ટકમાં કહ્યું કે એ માર આપને લીધે પ્રગટ કર્યોછે. કોઇ કંઇ વસ્તુ કોઈ ઠેકાણે આ પને અરપણ કરે તે વસ્તુ સાક્ષાત વદન કમલમાં અરોગો છે એમ હું માનું છુ.

श्लोक—माजुर्भूतेनश्रुमौव्रजपतिचरणांभोजसेवारव्यवर्त्म
पाकयय॰स्कृतंतेतदुतनिजकृतेश्रीहुताशेतिमन्ये ॥ १ ॥
यस्मादस्मिनस्थितोयत्किमपिकथामापत्राप्युपाहर्तुमिच्छत्यन्द्धातद्रोपिक
स्वदनकमलेचारुहासेकरोति ॥ १ ॥

આ પ્રમાણે શ્રી ગુસાંઇજીએ કહ્યું છે તેથી જે કો વઇશ્ણવ જે કોઈ ઠેકાણે મને જે કંઈ સમર્પે તે હું સર્વ અ રોગીશ, આ સાંભળીને શેઠ ઘણો પ્રસન્ન થયો, અને કેરીઓ

પ્રસાદી ભેગી ધરી દીધી, અને તે વઇષ્ણુવને બોલાવ્યો
કહ્યું કે તમે કેરીઓ કેમ લીધી નહી. ત્યારે તેણે કહ્યું
ીયા શેકડો નહોતો તેથી માળી પાછી લઈ ગયો, શેઠે કુ-
કેરીઓ તો તમે આરોગાવી દીધી ત્યારે લેવાની શી
ાબ રહી વઇષ્ણુવ બોલ્યો કે આરોગવાવાળો જાણે કે તમે
ા. શેઠ ઉઠીને વઇષ્ણુવને નમ્યો અને છાતી સાથે લગાવી
ા અને કહ્યું કે શ્રી ઠાકુરજીની આજ્ઞા છે તમે પ્રસાદ અ-
ેજો તેથી નિષ્કંચન વઇષ્ણુવે તે શેઠને ઘેર મહાપ્રસાદ
ા અને નિષ્કંચન વઇશ્ણુવ એવો કૃપા પાત્ર ભગવદિય હતો,
નચંદ વાણીયો રાજનગરમાં રહેતો તેની વાર્તા ) (પ્રસંગ ૧ લો વાર્તા ૯૪ મી.

એ નાનચંદ વાણિયા દ્રવ્ય પાત્ર હતા. શ્રી ગુસાંઇજીને
પુરૂષોતમ જાણતા હતા. ગોકુળનાથજીનો વિવાહ આ-
ત્યારે શ્રી ગુસાંઇજીએ નાનચંદને કુંકમ પત્રી લખિ ના-
દે દેશમાં સર્વને સમાચાર દિધા. સર્વ ગુજરાતના વઇષ્ણુ-
ી ગોકુળનાથજીના વિવા ઉપર શ્રી ગોકુળ આવ્યા જેટલા
ણુવ વિવાહ પર આવ્યા તે સર્વને પાંચ પાંચ રૂપીઆ બે-
આપ્યા. અને હજાર રૂપીયાની હુંડી ભેટ મોકલી સર્વ લો-
હેવા લાગ્યા કે નાનચંદ લોસી છે. એક હજાર રૂપીયા
મોકલી છે. આ વાત કોઇએ શ્રી ગુસાંઇજી આગળ કરી
રે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે નાનચંદના મનની વાત
જાણું છું. તેનો ભાવ ગુપ્ત છે લોકને દેખતા હજાર રૂપીયા
કલ્યા છે પરંતુ દશ હજાર વઇષ્ણુવોની સાથે પાંચ પાંચ

પીયા મોકલ્યા છે. આ પ્રમાણે ગુપ્ત રીતે પચાસ હજાર મે કલ્યા છે તેના અંતઃકરણની વાત હું જાણું છું. એ નાનચ એવા કૃપા પાત્ર હતા જેણે ગુપ્ત રીતે શેવા કરી.

( એક ડોશીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૯૫ મી. )

એ ડોશીને માથે શ્રી બાલકૃષ્ણજી બિરાજતા હતા સારી રીતે સેવા કરતી હતી. એક દિવસ તે ડોશીનો કા આવ્યો તો તે ડોશીને સાક્ષાત મુર્તીમાન કાળ દેખાયો ત્યા ડોશીએ કાળને કહ્યું કે હું તો નહીં આવું. કાળ પાછો ગયે આમ કરતાં આઠ વખત પાછો આવ્યો છું. જ્યારે જઉં છું ત્યારે ભગવદસેવામાં લાગી હોય છે પરંતુ દુરથી મને આવતે જોઈને હાથથી ના કહે છે તેના શરીરમાં કંઇ તેજ દેખાય છે તેથી તેની પાસે મારાથી જવાતું નથી. યમરાજાએ કહ્યું ડોશી તારા દંડમાં નહી આવે એ તો ભગવદ ભકત છે, કાળ માથે પગ મુકીને ભગવલ્લીલામાં જશે. એક દિવસ શ્રી ગુ સાંઇજી રાજનગેર પધાર્યા ત્યારે ઠાકુરજીને શ્રી ગુસાંઈજી પાસે પધરાવ્યા અને દેહ ત્યાગ કરી લિલામાં પ્રાપ્ત થઈ એ ડોસ એવી હતી કે જણે પોતાની ઇચ્છાથી દેહ ત્યાગ કરી.

( એક ડોશીની વાર્તા, ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૯૬ મી. )

આ ડોસી રાજનગરમાં રહેતી હતી. ડોસીને માથે શ્રી ગુસાંઈજીએ શ્રી ઠાકુરજી પધરાવી દીધા હતા, તે સારી રીતે સેવા કરતી હતી એ ડોસી નિષ્કંચન હતી તેને ઘેર ચમચો ન હોતો તેથી સામગ્રી ઠરાવીને નિત્ય ભોગ ધરતિ. એક દિવસ ડોસી સામગ્રી કરી રહી હતી એવામાં એવી ખબર મળી

ગુસાંઇજી પધાર્યા છે, તેથી તેણે ગરમ સામગ્રી ભોગ ધરી
ા ચમચાને બદલે એક દાતણ ધર્યું, અને શ્રી ઠાકુરજીને
ાંતિ કરી કે આપ આ સામગ્રી દાતણથી ઠરાવીને આરોગ-
હું દર્શન કરી આવું. શ્રી ઠાકુરજીની આજ્ઞા લઇને ગઇ
ને દર્શન કરીને આવી ત્યારે બે ચાર વઈષ્ણવ તે ડોસીની
થે આવ્યા ડોસીએ ભોગ ધરાવી વઇશ્ણવોને દર્શન કરાવ્યાં
ને પછી શ્રી ઠાકુરજીને અનવસર કર્યા. જે વઈષ્ણવ ડોસીની
થે આવ્યા હતા તેમણે દાતણ જોયું અને પોતાને ઘેર જઇ
ઇએ એક કોઈએ બે કોઈએ ચાર કોઈએ પચાસ કોઇએ સો
તણ શ્રી ઠાકુરજીને ભોગ ધર્યા આમ કરતાં ઘણા લોક ધર-
લાગ્યા. બે ચાર દિવસ પછી એક વઇષ્ણવને ઘેર ચાચાહ-
ંશજી આવ્યા. અને દાતણ ભોગ ધર્યાં જોયાં. પછી પુછ્યું
આ દાતણ કેમ ભોગ ધર્યાં. ત્યારે તેણે કહ્યું કે સર્વ વઈ-
ણવો ધરે છે, ચાચાજીએ શ્રી ગુસાંઇજી પાસે સર્વ વઇષ્ણ-
ને એકઠા કર્યા અને દાતણ વિષે પુછ્યુ સર્વેએ કહ્યું કે
ા ડોસીને ઘેર જોઈને અમે બધાએ ધર્યાં છે. ચાચા-
એ ડોસીને પુછ્યું ત્યારે ડોસીએ કહ્યું કે મારે ઘેર ચમચો
હોતો અને મારે દર્શનની ઉતાવળ હતી તેથી મેં એક દિવ-
ા દાતણ ચમચાને ઠેકાણે ધર્યુ હતું. તે દિવસે આ વઇષ્ણ-
ાએ જોયું છે, શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એણે તો ઠીક
ર્યું અને તમે તો દેખાદેખી કરી એ વાજબી નહિ, જેથી વ-
ષ્ણવે ભગવત્સેવાની રીત પુછીને અને સમજીને સેવા કરવી
ખાદેખી કરવી નહી, દેખાદેખી કરી કે ભગવત્સેવામાં

બંધ પડે અને સમજીને કરે તો ભગવત્સેવામાં ફળ પ્રાપ્ત ‌ઃ
જેથી વઇષ્ણવે સેવાની રીત પુછીને કરવી. એ ડોસી જે રે
કરતી હતી તે પુછીને અને વિચારીને કરતી હતી એવાં
કૃપા પાત્ર હતાં.

( એક ભગવદિય અને એક તાદ્રગીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો ) ( વ ર્તા ૯૭ મી

એ ગુજરાતના વાસી હતા, તેમણે પરસ્પર પરિક્ષા
ભગવદીય વઇષ્ણવ રાજનગરમાં રહેતો હતો, અને તાદ્રશી ‌ઃ
ષ્ણવ ધોળકામાં રહેતો હતો અને એક બિજાને મળવાનું
ઘણું કરતા હતા એક સમય ભગવદિયની પુત્રીનો વિવાહ ર
વ્યો ત્યારે તાદ્રશી વઇષ્ણવને કુંકુમ પત્રી લખી ત્યારે ત
શિ વઇષ્ણવ કન્યાદાન દેવાની વેળાએ ભગવદિયને ઘેર ર
વ્યા આ વખતે ભગવદિયે લૌકીક કાર્ય છોડી દીધું અને ત
શિને મળ્યા, અને ઘેર લાવી નહવરાવી મહાપ્રસાદ લેવર
તેમને સુવાડયા પછી કન્યાદાન દેવા બેઠા બિજે દિવસ જ
ઉઠવાનો વખત થયો ત્યારે તાદ્રશિ વઈશણવ શ્રી ઠાકુરજી
મંદીર આગળ સુતા હતા તેથી ભગવદિય વઇશણવ ન્હા
એક પોહોર સુધી ઉભા રહયા પરંતુ તાદ્રશિને જગાડયા ન
મનમાં એમ જાણ્યું કે એમને કેમ જગાડાય અને તાદ્ર
જાણીને સુઇ ગયા હતા. પોહોર દિવસ ચઢયો જાણીને તાદ્ર
ઉઠયા અને પુછ્યુ કે તમે ક્યારના ન્હાયા છો. ત્યારે ભગ
દિયે કહ્યું કે હમણાજ ન્હાયો છું. આથી તાદ્રશિ સમજયો
આની ભગવદીયપણામાં કસર નથી તાદ્રશિ પોતાને ‌ઘ
ઘોળકા ગયો તાદ્રશિ વઇશણવનું લગ્ન થયું. રાજનગરથી

ાદિય વઇસ્ણવને ઘોળકા બોલાવ્યા પરણવાને વરઘોડા ચ-
ા હતો તે વખતે ભગવદિય જઈ પહોચ્યા. વઇસ્ણવ ઘોડેથી
ારી તેને ઘેર લઇ આવ્યા અને નહવરાવી ધોવરાવી મહાપ્રસાદ
ઞરાવી પછી પરણવાને બેઠા, એ ભગવદિય વઇસ્ણવે આ
માણે પરિક્ષા લીધી અને મનમાં સમઝયો કે આના તાદ્ર-
ાપણામાં કસર નથી, એ બંન્ને વઇસ્ણવ એવા કૃપાપાત્ર હ-
જેમણે એક બીજાને માટે લૈકિક કાર્ય છોડી દિધું અને
ને અનિત્ય જાણીને ભગવદિયનો મેળાપ મુખ્ય રાખ્યો:

(એક પટેલની વાતા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૯૮ મી.)

એક પટેલ વઇસ્ણવ રાજનગરમાં રહેતો હતો, એ પટેલ
ઇસ્ણવને બે પુત્ર હતા. અને એક સ્ત્રી હતી. મોટા પુત્રને બે
ી હતી, આ સાતે મનુષ્ય ગુસાંઇજીની શરણ આવ્યાં.
ને શ્રી ઠકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. છ જણનું મન
શ્રીઠાકુરજીમાં લાગ્યું હતું. પરંતું મોટા પુત્રનું મન લૌકી-
માં ઘણું હતું. ભગવદ સંબંધી કાર્ય કંઇ કરતો નહોતો,
ને લૌકિકમાં તદરૂપ થઇ રહયો હતો, એક દિવસ તેના પિ-
એ એક વઇસ્ણવને કહ્યું કે આનું મન પ્રભુમાં લગે તો
ારૂં. વઇસ્ણવે કહ્યું છે જયારે શ્રી ગુસાંઇજી કૃપા કરશે. ત્યારે
ાગશે ઘણા દિવસ વિત્યા પછી તે વઇસ્ણવ તે પટેળની દુકા
પર ગયો. ત્યાં પટેલનો મેટો પુત્ર નામું લખતો હતો, વઇ-
ણવ બે ત્રણ ઘડી સુધી બેસી રહયો પરંતું તેને તેણે (પટેલના
ાટા પુત્રે) બોલાવ્યો નહીં, ત્યારે વઇસ્ણવે જઇને તેના કા-
માં કહ્યું કે ઉઠ ચેત, ત્રણ દિવસ પછી તારૂં મ્રુત્યુ થશે. આ

પ્રમાણે કહીને તે વઈસ્ણવ ચાલ્યો. તેનું ચિત્ત ઉદાસ થઈ
દુકાન બંધ કરીને સુઇ રહયો. ખાવા પિવામાં કંઈ મન લ
નહી. વઇદનું ઔષધ કરે તો પણ લાગે નહીં. પછી તેના
તાએ કહ્યું કે અમુક ઠેકાણે વઈસ્ણવ રહે છે તેને બેલાવી
વો વઇસ્ણવને બોલાવા ગયા ત્યારે આના કાની કરી બે
વસ આવ્યો નહી, ત્રિજે દિવસ આવ્યો અને નાડી જો
કહ્યું કે બે ઘડિમાં તારૂં મૃત્યુ છે, જો કોઇ બીજો તને આવ
દે તો તું બચીશ, તેણે ઘરવાળા બધાને પુછયું પરંતુ કોઇ
આવરદા દેવી કબુલ કરી નહી, પછી તે પટેલનો પુત્ર કહે
લાગ્યો કે હે વઇસ્ણવ હું તમારી શરણ છું. તમે મારી
કરો, ત્યારે વઈસ્ણવે કહ્યું કે તું નિત્ય ભગવત્સેવા અને ભ
વત્સ્મરણ અને ભગવત્કથામાં ચિત્ત રાખીશ તો તારો
જતો રહેશે. તેણે હાથ જોડી કહ્યું કે જો હું જીવતો રહીશ
દિવસ રાત ભગત્સેવા તમારી કૃપાથી કરીશ. વઇસ્ણવે
આશિરવાદ દિધો. તે સુવો નહી પછી ભગત્સેવા કરવા
ગ્યો. જેવી તેને લૌકીકમાં આશકિત હતી તેવી તેને ભગ
ત્સેવામાં થઈ તેથી દશ ગણી સેવા વિષે થઇ. એ પટેલ વ
શણવે એવા કૃપા પાત્ર હતા.

( માતા પુત્રની વાર્તા ) ( પસંગ ૧ લો ) ( વાર્તા ૯૯ મી. )

એ માતા પુત્ર તિર્થ કરવાને ગયા. તિર્થ કરતાં કરતાં
ગોકુળ ગયા, શ્રી ગુસાંઈજીનાં દર્શન સાક્ષાત પુર્ણ પુરૂષોત
ના થયા. માતા પુત્રે વિનતિ કરી કે અમને સેવક કરો.
ગુસાંઇજીએ કૃપા કરી તેમને નામ નિવેદન કરાવ્યું. શ્રી ગુ

જીની આજ્ઞા લઇ શ્રી નાથજીના દર્શન કરી આવ્યા, પરંતુ
ી ગુસાંઇજી વિના એક દિવસ પણ રહિ શકતા નહોતા, તે
ત્રની એવી આશકિત શ્રી ગુસાંઇજી વિષે થઇ. આ પ્રમાણે
ટલાક વર્ષ શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઈજી પાસે રહયા. પછી શ્રી
સાંઇજીએ આજ્ઞા કરી કે હવે તમે દેશ જાઓ, ત્યારે તેમણે
ીનંતિ કરી કે મહારાજ આપના દર્શન વિના કેમ રહેવાય
ી ગુસાંઈજીએ તેમને એવું સ્વરૂપ પધરાવી દીધું કે જે સ્વરૂ-
થી પોતે તેમને નિત્ય દર્શન દેતા અને વાતો કરતા. ભોજન
રે અને શૃંગાર શેવા કરે આ પ્રમાણે તે માતા પુત્ર જન્મ પ-
ર્યંત શ્રી ગુસાંઇજીના સ્વરૂપની સેવા ઘરમાં કરતા. જન્મ પ-
ર્યંત તેમને સંસારમાં આસકિત ન થઇ, તે સ્વરૂપમાં આશકત
રહ્યા ગુપ્ત સેવા કરી, એ માતા પુત્ર એવાં કૃપા પાત્ર ભ-
વદિય હતાં.

(દેવજીભાઇ પોરબંદર રહેતા હતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૦ મી)

દેવજીભાઇ લુવાણા વઈષ્ણવ હતા, નિત્ય ભગદવાર્તા
સાંભળવા જતા એક દિવસ દેવજીભાઈને તાવ આવ્યો તેથી
સાત દિવસ સુધી મહાપ્રસાદ ન લેવાયો, ન્હાયા નહી તેમ
કર્યા પણ નહી. સાતમે દિવસે સર્વ વઇશણવ મળીને દેવજી-
ભાઇને ઘેર આવ્યા. વઈષ્ણવ આવ્યા જાણીને દેવજીભાઇને અ-
પાર હર્ષ થયો અને આનંદના આવેશમાં નૃત્ય કરવા લાગ્યા.
આનંદના આવેશથી તાવ ગયો, સર્વ વઈષ્ણવોએ કહ્યું કે તમે
કંઈ માગો ત્યારે દેવજીભાઇએ કહ્યું કે જન્મપર્યંત તમારો

ભગવદીયનો સત્સંગ ન છુટો એહું માગું છું, દેવજીભાઈને
સત્સંગમાં એવી આસકિત હતી જેવી સત્સંગમાં વૃત્રાસુરને
હતી. (યદપી.)

श्लोक–ममोत्तमश्लोकजनेषुसख्यंसंसारचक्रेभ्रमतःस्वकर्मभिः
त्वन्माययात्माऽत्मजदारगेहेष्वासक्तचित्तस्यनन।थभूयात्॥ १ ॥

(સ્ત્રી પુરૂષ રાજનગરના વાશીની વાર્તા,) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૧ મી)

એ સ્ત્રી પુરૂષ રાજનગરમાં શ્રી ઠાકુરજીની શેવા કરતા
દિવસ રાત તેમની વૃત્તિ શ્રી ઠાકુરજીમાં રહેતી. આવ્યા ગયા
વઈષ્ણવનો ઘણો સત્કાર કરતાં. એકવાર દુષ્કાળ પડયો તેથી
અન્ન ઘણું મોઘું હતું ઘાસ મળતું નહોતું. એક દિવસ વઈષ્ણવ
ઘણું ખરીદ કરી લાવ્યો અને ઘરના ચોકમાં નાંખ્યા. એક દુ
બળી ગાય આવી તે ખાવા લાગી, ગાયને હાંકે તો જાય નહી
વઈષ્ણવની સ્ત્રીએ ગાયને હાથથી હાંકી તેથી ગાય પડી ગઇ અને
ગાયના પ્રાણ છુટી ગયા. વઇષ્ણવને ઘણો પશ્ચાતાપ થયો સર્વ
વઇષ્ણવોએ તેમને માથે હત્યાનો દોષ મુકી દુર કર્યો. તેથી તે
સ્ત્રી પુરૂષે અન્નજળ ત્યાગ કર્યું અને પ્રાણ તજવા એવો
વિચાર કર્યો, કે બે દિવસ પછી શ્રી ગોકુળનાથજી રાજનગર
પધાર્યા સર્વ વઈશણવો દર્શન કરવા ગયા. આ વાતની શ્રી ગો
કુલનાથજીને ખબર પડી. શ્રી ગોકુળનાથજી તે પરમ દયાળ
અશરણાભકતવત્સલ દિન બંધુ પતિત પાવન એવું આપનું વ
ચન યાદ કરીને તે વઈષ્ણુને બોલાવ્યો. તેને સર્વ વાત પુછી
અને બીજા વઇષ્ણવોને પણ પુછી સર્વ વઇષ્ણવોની વાત સાંભ
ળીને આજ્ઞા કરી કે એને માથે હત્યા નથી, તે વઈષ્ણવને આ

કરી કે જા તું સેવા કર અને નિસ્કંચન વૈસ્ણવને બોલાવી
.ાદ લેવરાવ. તે વૈસ્ણવના હાથથી જળ આરોગ્યા, એ વૈ-
ાુવ એવા કૃપાપાત્ર હતા. અવગુણ છુપાવ્યો નહીં

(બે પોલની રાજનગરમાં રહેતા તેની વાર્તા.)
(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૨ ની)

આ બન્ને ભાઇ ભાઇલિા કોઠારીના ઘરમાં શ્રી ગુસાંઇજી
સે નામ પામ્યા હતા. અને નિત્ય ભગવદ વાર્તા સાંભળવા
.ા હતા જે સાંભળતા તે મોઢે થઇ જતું હતું, આમ કરતાં
l સુબોધીનીજી કંઠગ્ર થઇ ગઇ, એ બંને ભાઈ શ્રી ગોકુળ-
ાં આવ્યા અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં. શ્રી ગુસાઇજી-
. આજ્ઞા લઇ વ્રજ યાત્રા કરવા ગયા. શ્રી નાથજીના દર્શન
રી શ્રી ગિરિરાજની તળેટીમાં કોટડી લઇ રહ્યું. નિત્ય શ્રી
ાથજીની સેવા કરતા અને ભગવદવાર્તા કરતા. ભગવદવાર્તા
. આવેશમાં આવતા ત્યારે શ્રી નાથજી આવીને સાંભળતા
ાને રહેતા. શ્રી નાથજી તે બે ભાઇ વિના રહી શકતા નહી,
ેમ ગાય વાછડા-વગર રહે નહિ આ પ્રમાણે શ્રી નાથજી તે-
ાની પાછળ ફરતા એ બે ભાઇ પટેલ શ્રી ગુસાંઇજીના એવા
પાપાત્ર હતા.

શ્રીગુસાંઇજીના સેવક શ્રોતાવકતાની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૦૩ મી)

એ શ્રોતાવકતા પોતાના દેશથી શ્રી ગોકુળ ગયા અને
ી નવનિત પ્રિયાજીના દર્શન કર્યા શ્રી ગુસાંઇજીના મુખથી
.થા સાંભળવા લાગ્યા, સાંભળીને દિવસ રાત ભગવદવાર્તા
.ર્યા કરતા ભગવદરસમાં એવા લિન થઈ જતા કે પાંચ

સાત સાત દીવસ સુધી દેહની શુદ્ધિ રહેતી નહીં, એવા ભગવદાવેશ યુકત થઇ જતા તે બન્ને જણની દેહ છુટી ત્યારે અગ્નિ સંકાર કર્યો, ત્યારે શ્રોતા વઈસ્ણવના હાડકામાં છિદ્ર દીઠાં વૈસ્ણવોએ વિનંતિ કરી કે કૃપાનાથ શ્રોતા વૈસ્ણવના હાડકોમાં છિદ્ર કેમ પડી ગયા. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેને ભગવદ્દવાર્તા સાંભળવામા એટલી આતુરતા હતી કે તેના રોમરોમમાં શ્રવણ થઇ જતા. એટલે ભગવદ્દવાર્તા સાંભળવાની ઉત્કંઠા રોમરોમમાં થઇ જતી ભગવદ્દ વાર્તા સાંભળવાની એવી આતુરતા જોઈએ. આ વાર્તા સાંભળીને વૈસ્ણવ ઘણા પ્રસન્ન થયા. એ શ્રોતા વકતા એવા કૃપાપાત્ર હતા.

(એક વાણિયાની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૦૪મી)

એ વાણિયા વૈસ્ણવ ગુજરાતમાં રહેતા હતા શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરતા. વૈસ્ણવ આવતા તેમની ટહેલ કરતા અને પોતાને ઘેર ભગવદ્દવાર્તા થતી એ ગામમાં એક દેવીનું મંદિર હતું, દેવી તેને ઘેર ભગવદ્દ વાર્તા સાંભળવવાને આવતી, કોઈ તેને દેખતું નહી માત્ર આ વૈસ્ણવ દેખતો એક દિવસ આ વઈસ્ણવ આવ્યા વરસાદ ઘણો પડયો હતો તેથી લાકડાં બધાં ભીજઇ ગયાં. રાત ઘણી ગઈ ત્યારે આ વઇસણુ લાકડાં લેવાને ગયો. રસ્તામાં દેવીનું મંદિર હતું. અંધારી રાત હતી દેવી દરવાજામાં બહાર ઉભી હતી તણે વઇસ્ણવને કહ્યું કે તમે કયાં જાઓ છો વઇણવે કહ્યું કે લાકડા લેવા જઉં છું. દેવીએ કહ્યું કે અંધારી રાત છે અને ... પડયો છે તેથી તમે લાકડા કયાં શોધશો, મારે કમાડ ન

ાવ્યાં છે. તથી એક જુનું કમાડ લઇ જાઓ. વઇસ્ણવ એક
માડ ઉતારી લાવ્યો અને કકડા કરી ઘરમાં લઇ ગયો એમ
ી કાસ ચલાવ્યું અને અને સામગ્રી કરી વઇસ્ણવને મહાપ્રસાદ
વરાવ્યો. પાડોસમાં બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રીએ વઇ-
ણવની સ્ત્રીને પુછ્યું કે તમારા લાકડા છાણા સર્વ ભીંજઈ
યું હતું. વરસાદમાં તમે લાકડા ક્યાંથી લાવ્યા. ત્યારે સ્ત્રીએ
હ્યું કે અમે તો દેવીનું કમાડ ઉતારી લાવ્યા. બીજે દીવસે
ીએ બ્રામણને કહ્યું કે તમે પણ દેવીનું કમાડ ઉતારી લાવો
ારે બ્રામણ રાતરે દેવીનું કમાડ ઉતારવા ગયો. તેના હાથ
માડે ચોટી રહ્યા. હાથ છુટે નહીં અને બ્રાહ્મણ ઘણો દુઃખી
યો એક પહોર સુધી ઉભો રહયો .કંઇ ઉપાય ચાલે નહિ,
ારે બ્રાહ્મણની સ્ત્રી તેના પતીને શોધવા ગઇ સ્ત્રી જુએ છે તો
તિની આ વ્યવસ્થા થઇ છે સ્ત્રી કમાડ પકડી પતિના હાથ
ાડાવવા લાગી તો સ્ત્રીના હાથ પણ ચોંટી ગયા. સ્ત્રી પુરૂષ
ન્ને રોવા લાગ્યા અને .દેવીની પ્રાર્થના કરવા લાગ્યા. આખી
ત રોયા કર્યું પાછલી બે ઘડી રાત રહી ત્યારે દેવી બોલી કે
મે મારા બે કમાડ નવાં કરાવી આપો. અને તમારી પાડો-
માં વાણિયો વૈષ્ણવ રહે છે તેને ઘેર નીત્ય લાકડાનો ભારો
હોંચાડો તો તમને છોડું. સ્ત્રી પુરૂષે એ વાત કબુલ કરી બ્રા-
ણ બ્રાહ્મણી ઘેર આવ્યાં અને નવા કમાડ કરાવી દેવીના મં-
ીરને ચઢાવ્યાં. અને વાણિયાને ઘેર નિત્ય લાકડાનો ભારો પ-
ંચાડવા લાગ્યાં આમ કરતાં ચતુર્માસ વીતી ગયો
ને વાણિયા વૈષ્ણવને ઘેર લાકડાં ઘણાં એકઠાં થયાં, ત્યારે

વાણિયાએ કહ્યુંકે હવે લાકડાં ન લાવો. હું દેવીને કહીશ.. વા
ણિયા વૈષ્ણવે દેવીને કહ્યું કે હવે તમે તેમને છોડી મુકો દેવીએ
છોડી મુકયા. બ્રાહ્મણે વાણિયા વૈસ્ણવને પુછયું કે દેવી તમા
કહ્યું માને છે તેનું શું કારણ? વાણિયાએ કહ્યું કે વૈસ્ણવધર્
એવોજ છે બ્રાહ્મણે કહ્યું કે અમને વૈસ્ણવ કરો. વાણિયા વૈ
સ્ણવે બ્રાહ્મણને શ્રી ગોકુળ મોકલ્યો. અને એ સ્ત્રી પુરૂષ ગોકુ
જઈ શ્રી ગુસાંઇજીના સેવક થયાં. શ્રી નાથજીના દર્શન કરી સેવ
પધરાવી પોતાને ઘેર આવ્યાં એ વણિયા વૈસ્ણવ ઉપર શ્રી
ગુસાંઇજી એવી કૃપા હતાં જેની સાથે શ્રી ઠાકુરજી બોલત
ચાલતા હતા. એ એવા કૃપાપાત્ર હતા.

(એક વેસ્યાની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૦૫ મા)

એક વેષ્યાને માધવદાસનો સ્નેહ હતો. જ્યારથી માધ
વદાસે તેનો ત્યાગ કર્યો, ત્યારથી તે મીઠુ અને બાટી ખાતી
ઘી, શાક દાળ. ચોખા તેલ વિગેરે કંઇ પણ ખાતી નહોતી
આમ કરતાં બાર વરસ વિત્યિા ત્યારે શ્રી ગુસાંઇજી પધાર
ત્યારે એ વેશ્યા દરશન કરવાને ગઈ. અને મનુષ્યને કહ્યું કે તં
શ્રી ગુસાંઇજીને વિનતી કરો કે મને શરણ લે, માણસોએ કહ્યું
શ્રી ગુસાંઇજી તને શરણ નહી લે તે દિવસથી વેશ્યાએ અન્
જળ છોડી દીધુ અને પ્રાણ છોડવાનો સંકલ્પ કર્યો, બે દિવ
તો તેણે અન્ન જળ પણ લીધું નહિં ત્યારે ગામના વૈષ્ણવો
શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે જે દિવસથી માધવદાસે તે
ત્યાગ કર્યો છે તે દિવસથી તેણે વેશ્યા પણું છોડયું છે અને
દિવસથી મીઠુ તથા બાટીજ ખાય છે અને આપના પધા

ી રાહ જુએ છે. બાર વર્ષ થઇ ગયાં. આપે શરણ લેવાની
કહી તેથી તે દેહ છોડે છે. તેથી આપ કૃપા કરીને તેને શરણ
તો સારૂં. સર્વ વઈષ્ણવોનીવિનંતિ સાંભળીને શ્રી ગુસાંઇ-
એ આજ્ઞા કરી કે તેને હમણાજ બોલાવો હું એને શરણ
શ. વૈશ્યાને બોલાવી લાવ્યા અને શ્રી ગુસાંઈજીએ કૃપા
ને તેને નામ નિવેદન કરાવ્યુ અને ભગવદ્દસેવા પધરાવી
ી. તે દીવસથી વેશ્યા શ્રી મદનમોહનજીની સેવા કરવા
ગી. એને તરેહ તરેહના શૃંગાર અને સામગ્રી કરી શ્રીમદ-
ોહનજીને અંગીકાર કરાવવા લાગી. કેટલાક દિવસ પછી
ગુસાંઇજીની કૃપાથી શ્રી મદનમોહનજી સાનુભાવ જણા-
ા લાગ્યા. એ વેશ્યા એવી પરમ કૃપા પાત્ર ભગવદિય હતિ.

( એક પટેલ વઇષ્ણવની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૦૬ ઠી. )

ગુજરાતમાંથી એક સંઘ શ્રી ગોકુળ જતો હતો તે સંઘનિ
ાથે તે પટેલ પણ ગયો. રસ્તામાં ઘાસ ખોદી લાવે અને તે
થી નિર્વાહ કરે. આમ કરતાં શ્રી ગોકુળ આવ્યો ઘાસ ખો-
ાનું દાતરડું વેચી શ્રી ગુસાંઈજીને ભેટ કરી. શ્રી ગુસાંઇજી તો
ંતર્યામી છે. તેણે તે પટેલને બોલાવ્યો અને પોતાની પાસે
સાડયો બીજા વઈષ્ણવોએ કહ્યું કે આમાં શું ગુણ છે કે તેને
ાસ બોલાવ્યો. છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એણે
ર્વસ્વ અર્પણ કર્યું છે તેથી શ્રી ઠાકુરજી એના પર પ્રસન્ન છે,
દિવસ સુધી હાથ વડે ઘાસ ખોદી લાવ્યો ત્યારે તેણે દાતરડું
ેધું ત્યાં સુધી તે ભુખ્યો રહયો. એ કોઇની અપેક્ષા રાખતો નથી
સ્કંચન વઇષ્ણવ મને ઘણું પ્રિય છે, શ્રી ગુસાંઇજીએ

મજીમાં શ્રી મહાપ્રભુજીનું નામ કહ્યું છે કે, स्वर्थोज्झिता ख़िलप्राणमि
આનો અર્થ જેણે સંપુર્ણ સ્વાર્થ ત્યાગ કર્યો છે. એવો
વઈસ્ણવ શ્રી મહાપ્રભુજીને પ્રાણથી પ્યારો છે એના હૃદય
શ્રી ઠાકુરજી બિરાજે છે. તેનું ભાગ્ય શું કહીએ ? એ પટેલ
ઈસ્ણવ એવા કૃપા પાત્ર હતા.

( વેણિદાસ અને દામોદરદાસની વાર્તા. ) ( प्रसंग ૧ લો. ) ( વાર્તા ૧૦૭મી. )

એ બન્ને ભાઈ રાજનગર કાપડ ખરીદ કરવા ગયા,
શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી ગુસાંઈજીને સુરત ગામમાં
ધરાવી લાવ્યા અને ઘરના સર્વ મનુશ્યને નામ નિવેદન કર
વ્યું. પછી સર્વ કુટુંબ સહિત વ્રજયાત્રા કરવા ગયા. વરજ
શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા અને સર્વ કુટુંબ
દેશ મોકલી દિધું, અને એ બે ભાઇ વરજમાં રહયા. સાંજ સવા
અને મધ્યાન શ્રી ગુસાંઇજીની ખવાસી કરતા. રસોઇ કરતા અ
શ્રી ઠાકુરજીની સેવા કરતા એક દિવસ શ્રી ઠાકુરજીએ પ્રસ
થઈ કહ્યું કે કંઈ માગો ત્યારે તેમણે કહ્યું કે હરી ગુરૂ વઈષ્ણવ
ઉપર અમારો સરખો ભાવ રહે અને ત્રણેના દાસ થઇને રહિ
શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી કે એ પ્રમાણે થશે, આમ કર
પાંચ સાત વર્ષ ત્યાં રહયા પછી તેમના પુત્રને દ્રવ્ય ઘણું મ
તેથી સહ કુટુંબ વરજમાં આવ્યો. બન્ને ભાઈઓને અને
ઠાકુરજીને પધરાવી સુરત ગામમાં લાવ્યો. સર્વ હળીમળી
સેવા કરવા લાગ્યા. હરી ગુરૂ વઈષ્ણવ સેવા સિદ્ધ થવા લાગ
ઈચ્છા આવે તેવા મનોરથ કરવા લાગ્યા. એ બન્ને ભાઈ
તેવા મનોરથ કરવા લાગ્યા. એ બન્ને ભાઇ એવા કૃપા પાત્ર

ાદિય થયા. જે મનોરથ કરતા તે શ્રી ઠાકુરજીને પુછીને કરતા. સારમાં અસક્ત નહોતા દ્રવ્યમાં જેમનું ચિત્ત નહોતું. કે- ા શ્રી ગુસાંઇજીનાં ચરણારવિંદમાં જેનું ચિત્ત હતું તેમના મ- ભાગ્ય વિષે શું કહીએ જેમની શ્રી ગુસાંઇજી પ્રશંસા કરતા હતા.

(એક વરજ વાસી ની વાર્તા (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૦૮ મી)

એક સમય શ્રી ગુસાંઇજી દ્વારકા પધાર્યા. જામનગર એક ણિઓ જોડા વેચતો હતો તેની દુકાન પર એક વ્રજવાસી ડા લેવા ગયો. જોડા લીધા અને તેને પૈસા દેવા લાગ્યો પરંતું ણિયો બીજા કામમાં રોકાવ્યો હતો તેથી વ્રજવાસીની વાત ગુ સાંભળી નહીં. વૃજવાસીએ વાણિયાને લાત મારી અને સા દિધા બીજે દિવસ તે વાણીયાએ વૃજવાસીને જોયો, વા- ્યાએ વિચાર કર્યો કે હું દેવીનો ઉપાસી છું. અને જે મ- ્યને કહું કે મારી જા તે મનુષ્ય મરી જાય છે આ વૃજવાસીને લે મેં મરી જવાનો શાપ દિધો હતો. તો પણ તે મરી ન યો. તેનું શું ? વાણિએ તેની દેવીને પુછ્યું કે વ્રજવાસી મર્યો હીં તેનું કારણ શું ? દેવીએ કહ્યું કે એ વૈષ્ણ તેથી તેનાથી બીઉ છું વૈસ્ણવથી તો બ્રહ્મા, રૂદ્ર, શેષ અને લક્ષ્મી વિગેરે ર્વ બીએ છે વાણિયે કહ્યું કે હું પણ વૈસ્ણ થઇશ. પછી જવાસીને મળી શ્રી ગુસાંઇજીનો સેવક થયો. રીતભાત શીખી ી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો એ વૃજવાસી શ્રી ગુ- ાંઇજી એવો કૃપાપાત્ર હતો જેને દેવી પ્રતિબંધ ન કરી શકી,

(એક વાણિયાની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૦૯ મી)

એ વાણિયો વરજવાસીના સંગથી દેવીની નિ-

છોડી વૈષ્ણવ થયો ત્યારથી તેણે જોડા વેચવાનો ધંધો છો
દિધો, તેને દશ પંદર દિવસ સેવા કરતા થયા ત્યારે તેને એ
બ્રાહ્મણ વૈષ્ણવ મળ્યો. તેને તે વાણિઓ પોતાને ઘેર લાવ
આદર સત્કાર કરી અનસખડી મહા પ્રસાદ લેવરાવ્યો. પ
તે બ્રાહ્મણને ખબર પડી એ વાણિયો થોડા દિવસ પહે
મોચીનો ધંધો કરતો હતો. તેથી તેના મનમાં ઘણો ખેદ થ
કે તેના હાથથી શા માટે ખાધું. એટલે તે બ્રાહ્મણને કોઢ નિ
ળ્યો અને બ્રાહ્મણ ઘણો દુઃખી થયો શ્રી ગુસાંઇજી પાસે તે બ્ર
હ્મણ ગયો અને બધિ વાત કહી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા ક
કે હરિદાસની પુત્રી પાસે જાઓ, તે તમારો ઉપાય કરશે આ
તે બ્રાહ્મણ હરિદાસની પુત્રીને ઘેર આવ્યો. અને તેને સ
વાત કહી. હરિદાસની પુત્રીએ મનોરથ કરી વૈસ્નણવોને બોલ
વ્યા અને ધ્વજ ચઢાવી સર્વ વૈસ્નણવોને પ્રસાદ લેવરાવ્યો. જુ
ઠણ તે કોડવાળા બ્રાહ્મને લેવરાવી તેથી તે બ્રાહ્મણ
કોઢ મટી ગયો વૈસ્નણવોના જુઠનનો પ્રતાપ શ્રી ભાગવત
લખ્યો છે, નારદજીએ વ્યાસજીને કહ્યું છે તે.

श्लोक—तेमय्यपेताखिलचापलेऽर्भकेदांतेऽधृतक्रीडनकऽनुर्तिनि ॥
चक्रुःकृपांयद्यपितुल्यदर्शनाः शुश्रूपमाणेमुनयोऽल्पभाषिणी ॥ १ ॥
उच्छिष्टलेपाननुमोदितो द्विजैःसकृत्स्मभुंजेतदपास्तकिल्बिष ॥
एवं प्रवृत्तस्यविशुद्धचेतसस्तद्धर्मएवात्मरुचिः प्रजायते ॥ २ ॥

ચતુરમાસમાં એક ઠેકાણે ચાર મહાપુરૂષ કહેતા હત
તેમની ટહેલ નારજીની મા કરતી હતી. અને જુઠણ લા
ખાતી હતી અને પુત્રને ખવરાવતી હતિ. એ જુઠણના પ્રતાપ

રદજી વ્યાસજીને કહે છે કે હું નારદ થયોછું. અને સાત
ાવત્સ્વરૂનો અનુભવ કરૂં છું, ભગવદ્દવતારમાં મારી ગ-
ી થઈ છે એ ભગવદ્દીયની જુઠણનો પ્રતાપ છે તે બ્રાહ્મણનો
ડ મટી ગયો અને તે વૈસ્ણવ ધર્મને સર્વોપરી જાણવા લાગ્યો
વાણિયો શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર થયો જેનો વૃથ.
ર જોવાથી બ્રામણને તુર્ત કોડ નીકલ્યો.

(શ્રી નાથજીના બીનકાની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૧૦ મી)

એ બીનકાજી શ્રી નાથજીની પાસે બીન વગાડતા હતા.
ને મહા પ્રસાદ લેતાહતા. વધારે મહા પ્રસાદ મળેતો વઇસ્ણ-
ને લેવરાવી દેતા હતા. એક સમય બીનકોરના વિવાહનો
વસર આવ્યો ત્યારે તેમણે વિચાર કર્યો કે પરદેશ જઈ કંઈ
વ્ય લાવું તો સારૂં વિવાહનું કામ નીકળી જાય. શ્રી નાથ-
જીએ વિચાર કર્યો કે એ બીન ઘણું સારૂં. બજાવે છે
થી તે તજાય તો સારૂં. શ્રી નાથજીએ બીનમાં સોનાની
ટોરી મુકી દિધી. સવારે જ્યારે બીન વગાડવા આ-
વ્યા ત્યારે બીનમાંથી સોનાની કટોરી નીકળી બીનકારે શ્રી
સાંઇજી આગળ વિનતિ કરી કે આ કટોરી મારી બીનમાંથી
ીકળી છે. શ્રી ગુસાંઇજી જાણી ગયા કે શ્રી નાથજીએ આપી
શે. શ્રી ગુસાંઇજી આજ્ઞા કરી કે તમે પરદેશ જવાનો વિચાર
ર્યો છે પણ શ્રી નાથજીની આજ્ઞા નથી તેથી તમે ન જાઓ
મારે જોઈએ તેટલું દ્રવ્ય અમારી પાસેથી લો. બીનકારજીએ
વેનંતિ કરી કે દેવ દ્રવ્ય અને ગુરૂ હું નહી લઉં.
ૃપાથી સર્વ થઈ જશે. બીનકારજીએ વિચાર કર્યો કે

જવું નહિં થનાર હશે તેમ થશે એવામાં ગુજરાતથી એક સં
આવ્યો તે સંગમાં એક વૈષ્ણુવ હતો તેને બીનકારજીની બ
વાતની ખબર પડી તેણે બીનકારજીને બોલાવી પાંચસો રૂપીઆ
ખરચી વિવાહ કરી દીધો તેથી શ્રી નાથજી ઘણા પ્રસન્ન થય
એ-બીનકાજી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા જે
વિના શ્રી નાથજી રહિ ન શકયા.

(પ્રેમજીભાઇ લુવાણાની વાર્તા) (પ્રસંગ ૧ લો) વાર્તા ૧૧૧ મી)

એ હાલારમાં રહેતા હતા. એ પ્રેમજીભાઇ વરજયાત્રા ક
રવા ગયા. ત્યાં જઈ શ્રી ગુસાંઇજીના સેવક થયા વ્રજયાત્રા કરી
શ્રી નાથજીનાં દરસન કર્યાં. પ્રેમજી ભાઈએ શ્રી ગુસાંઇજીને
વિનંતિ કરી કે મને સુક્ષ્મ સેવા પધરાવી દો. શ્રી ગુસાંઇજીએ
કૃપા કરી વસ્ત્ર સેવા પધરાવી દિધી, પ્રેમજીભાઇ શ્રી ઠાકુરજી
પધરાવી દેશમાં આવ્યા અને સારી રીતે સેવા કરવા લાગ્યા,
એક દીવસ પ્રેમજીભાઈના મનમાં એમ આવ્યું કે સ્ણ
વોને ત્યાંતો વસ્ત્ર સેવા બીરાજે છે તો શ્રી ઠાકુરજી કેમ આ
રોગતા હશે. પછી ઉત્થાપન સમયે પ્રેમજીભાઇને વસ્ત્રમાં જે
ટલા તાર હતા તેટલા સ્વરૂપાત્મક દેખાવા લાગ્યા પ્રેમજી
ભાઈને એવાં દર્શન થયાં ત્યારે પ્રેમજીભાઇએ નિશ્ચય કર્યો કે
શ્રી ઠાકુરજીનું સ્વરૂપ તો સર્વ એકજ છે મને વૃથા સંદેહ થાય
છે. પ્રેમજીભાઇનો સંદેશ શ્રી ઠાકુરજીએ મટાડી દીધો, એ પ્રે
મજીભાઇ એવા કૃપા પાત્ર હતા

( વ્રંદ્રાવનદાસ છબીલદાસની વાર્તા. ) (પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૧૧૨ મી.)

એ બે ભાઈ આગ્રામાં રહેતાહતા. એ બન્ને ભાઇ સં

ાસજીને ઘેર ભગવદ્દવાર્તા સાંભળવા જતા હતા. એ નિત્ય
ા પ્રસંગ સાંભળતા હતા. એક દિવસ એવા પ્રસંગ આવ્યા
નામ નિવેદન વિના ભગવત્પ્રાપ્ત થતી નથી અને ભગવ-
વાનો અધિકાર થતો નથી એ બન્ને ભાઈઓએ ,એવું નિયમ
ર્યું કે નામ નિવેદન વિના જળ ન પીવું. સવારે ઉઠી 'શ્રી
કુળ ગયા. રાત્રે શ્રી ગોકુળ પહોંચ્યા. શ્રી ગુસાઇજીનાં દર્શન
ાં. દંડવત કરયાં. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરિ કે મહા-
ાદ લો. તમણે વિનંતિ કરી કે અમે ગઈ રાતે એવું
યમ લીધું છે કે નામ નિવેદન વિના જળ પણ ન પીવું.શ્રી
ાંઈજીએ તેની આર્તિ જોઇ કૃપા કરી નામ સુનાવ્યુ. અને
ા લેવાની આજ્ઞા કરી. બીજે દિવસ શ્રી નવનીતપ્રિયાજીની
ાનિધાન નિવેદન કરાવ્યું ત્યારે એ બંન્ને ભાઇઓને ઘણો
ાનંદ થયો. પછી શ્રી ગુસાંઇજીને વિનાંત કરી કે હવે અમે
કરીએ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે ભગવત્સેવા કરો
ાથ્રામાં હૃષીકેશવજીનો સત્સંગ કરો. આ સાંભળિને તે બહુ
પ્રન્ન થયા. શ્રી ઠાકુરજીની શેવા માથે પધરાવી સારી રીતે
વા કરવા લાગ્યા. એ વૃંદાવનદાસ અને છબીલદાસ એવા
ાપાત્ર હતા. જેમને નિવેદનની એવી આર્ત થઈ કે એક દિ-
સ પણ રહી ન શકાયું. તેથી તેમના ભાગ્યનો પાર નહી,

ધોબીની વાર્તા. (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૧૩ મી)

આ ધોબી શ્રી નાથજીનાં વસ્ત્ર ધોતો હતો. તેને એક દિ-
સ શ્રી ગુસાઈજીએ જોયો. શ્રી ગુસાંઇજીએ પુછયું કે તું આ-
ગો પ્રયત્ન કરીને શ્રી નાથજીના વસ્ત્ર ધુએ છે તો તું

એને શું સ્વરૂપ જાણે છે. ધોબીએ કહ્યું કે મહારાજ એ
વસ્ત્રે શ્રી નાથજીનો સ્પર્શ છે તેથી તે સાક્ષાત ભગવત્સ્વરૂ
છે અને મેં તે વસ્ત્રનો સ્પર્શ કર્યો છે તેથી હું પણ ભગવત્સ્વરૂ
થઇશ. શ્રી ગુસાંઇજીએ હસીને કહ્યું કે અસ્તુ. ધોબીનો દે
છુટયો ત્યારે તે ભગવત્સ્વરૂપ થઈ ગયો. મારવાડના એક રાજાં
ઘેર તે ધોબી શ્રી ઠાકુરજી થયો. સેવા પુજા પ્રતિષ્ટા ઘણી થ
અને ઘણા વૈભવથી રાજા સેવા કરવા લાગ્યો. તે ગામમાં ચાચ
હરિવંશજી ગયા અને એક વાણિયાને ઘેર ઊતર્યા વાણિયાએ
તે ગામના ઠાકુરજીની ઘણી મોટાઇ ગઇ ચાચાજીએ પોતાન
સાથેના મનુષ્યને કહ્યું ચાલો જોઇએ શું છે. ચાચાજીએ જોયું
તો શ્રી નાથજીનો ધોબી હતો પરંતું દિવ્ય દ્રષ્ટીથી દેખાતો હતો
ચાચાજીએ માથું ધુણાવ્યું. તે રાજા સેવા કરતો હતો તે તેણે
જોયું રાજાએ મનુષ્ય મોકલી ચાચાજીને બોલાવ્યો અને પુછ્યું
કે તમે માથું કેમ ધુણાવ્યું. ચાચાજીએ બધી વાત કહિ. ત્યાં
રાજાએ કહ્યું કે એ માનવામાં કેમ આવે ચાચાજીએ કૃપ
કરીને તે રાજાને દીવ્ય દ્રષ્ટિ દીધી ત્યારે રાજાને સર્વ પદાર્થ
અલૈકિક દેખાવા લાગ્યા. જેમ શ્રી ઠાકુરજીએ અર્જુનને દી
વ્ય દ્રષ્ટિ દીધી ત્યારે શ્રી ઠાકુરજીને વિશ્વરૂપ જોયા. વળી ના
રજીદએ પ્રાચીન બરહીરાજાને દિવ્ય દ્રષ્ટિ દીધી ત્યારે યજ્ઞમ
જેટલાં પશુ મર્યા હતા તે સર્વ દેખાવા લાગ્યાં. આ પ્રમાણે
ચાચાજીએ શ્રી ગુસાંઈજીની કૃપાથી રાજાને દિવ્ય દ્રષ્ટિ દીધ
ત્યારે તે ઠાકુરજી રાજાને ધોબી દેખાયા. રાજાએ તત્કાળ
ચાજીને વિનતિ કરી કે મને શરણ લો. ચાચાજીએ શ્રી ગુસાં

જીને પધરાવી રાજાને આખા ગામને શ્રી ગુસાંઇજીના સેવક રાવ્યા. એ ધોબી શ્રી નાથાજીના વસ્ત્ર ધોતાં ધોતાં તદરૂપ થયો.

ધોબી ઠાકુરજીની સેવા કરતો તે રાજાની વાર્તા.)(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૪મી

જ્યારે રાજાને શ્રી ઠાકુરજી ધોબી નિશ્ચય થયા ત્યારે રાજાએ ચાચાજીને કહ્યુ કે શ્રી ગુસાંઇજીને પધરાવી રાજા વૈષ્ણવ થયો. અને ભગવત્સેવા અને ભગવદવાર્તા કરવા લાગ્યો. શ્રી ગુસાંઈજીને વિનંની કરી કે સદૈવ ચાચાજી મારી પાસે રહે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એક વર્ષમાં પાંચ દિવસ ચાચાજી તમારી પાસે રહેશે. ત્યારે રાજાએ કહ્યું કે બાર માંસમાં પાંચ દિવસ આવે તેમાં મારો નીર્વાહ કેમ થાય. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રીમદભાગવતમાં કહ્યું છે કે એક ક્ષણવાર સુધી જો ચાચાજી જેવાનો સત્સંગ થાય તો તેની બરોબર સ્વર્ગનું તેમ મોક્ષનું સુખ પણ નથી.

શ્લોક—તુલિયામિલવેનાપિસ્વર્ગનાપુનર્ભવમ્ ॥ ભગવત્સંગિસંગસ્યમર્ત્યાનાંકિમુતાશિપઃ ॥

આ સ્લોકમાં કહ્યુ છે કે એક ક્ષણવાર સુધી પણ જો ભગવત્સંગીનો સંગ થાય તો તેની બરોબર કંઈ પણ સુખ નથી. અને તમને તો પ્રતિવર્ષ પાંચ દિવસ મળશે, ત્યારે રાજાએ હાથ જોડી વિનંતી કરી કે એક વર્ષ તો જરૂર ચાચાજીને મારી પાસે રાખો. શ્રી ગુસાંઈજીએ હા કહી એક દિવસ ધોબી ઠાકુરે રાજાએ કહ્યું કે મને તમારા શ્રી ઠાકુરજીના મંદિરમાં ગોખલામાં બેસાડી દો અને એક પાતળ મહાપ્રસાદની નિત્ય મને દેજો. મારો સર્વ વૈભવ લઇ જઇ શ્રી નાથજીને ત્યાં મોકલી દો. રાજાએ તે પણ કર્યું એક વર્ષ સુધી ચાચાજીએ ત્યાં

પુષ્ટીમાર્ગની બધી રીત શીખવી, એ રાજા શ્રી ગુસાંઈજીન
એવા ભગવદિય થયા.

(પટેલનો પુત્ર અને પટવારિની પુત્રીની વાર્તા.) (પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૧૫મી.

એ બન્ને જણા બાળપણાના સ્નેહી હતાં પટવારીની પુ
ત્રીનો વિવાહ થયો ત્યારે તે પુત્રી પરદેશ સાસરે જવાના સમં
તેના સગાં સર્વ વળાવવા ગયાં. અને પટેલનો પુત્ર પણ ગયો
સરવ વળાવીને પાછાં આવ્યાં અને પટેલના પુત્રે ઝાડ પર ચઢ
તેની ગાડી જોયા કરી. એ ગાડી દુર ગઇ ત્યારે પટેલના પુત્રં
વિરહતાપ થયો, તેનો પ્રાણ છુટી ગયો. તે ઝાડ તળે તેનો ચો
તરો બનાવ્યો. ઘણા દિવસ વિત્યા પછી તે પટવારીની પુત્ર
તેને પિયર આવી. વૃક્ષનિ નીચે ગાડી ઉભી રાખી અને પુછ
કે અહીં ચોતરો કેમ બનાવ્યો છે? ત્યારે લોકોએ સર્વ સમા
ચાર કહ્યા. પટવારીની પુત્રીનો પ્રાણ પણ છુટી ગયો તેનો ઝા
તળે ચોતરો બનાવ્યો. થોડા દિવસ પછી શ્રી ગુસાંઈજી તે પ
રદેશમાં પધાર્યા, અને તે વૃક્ષની નીચે મુકામ કર્યો, વક્ષ ઉ
પર બંન્ને જણાં ભુત થઈને રહેતા હતાં. તેમણે શ્રી ગુસાંઇજી
પધારયા જાણીને વિચાર કર્યો કે આપણો ઉદ્ધાર થાય ત
સારૂં. તે બંન્ને જણા રાતરે શ્રી ગુસાંઈજીના તંબુની ચોકી ક
રવા લાગ્યા. સિપાઈઓને કહ્યું કે તમે સુઈ જાઓ અમે ચોકી
કરીશું. સિપાઈઓએ પુછયું કે તમે કોણ છો? તેમણે પોતાન
સર્વ હકીકત કહી. સિપાઈએ આવીને વિનંતી કરી એટલે શ્ર
ગુસાંઈજી તેમને જોવા પધાર્યા. શ્રી ગોસાંઈજીની દ્રષ્ટી તમન
પર પડી કે તરત તે બંન્ને ભુતયોનીથી છુટયા અને દિવ્યરૂ

થઇ ગયાં. શ્રી ગુસાંઇજીએ દ્રષ્ટિદ્વારા તેમને નામ નિવેદન કરાવ્યું અને પોતાના પ્રતાપ બળથી તુરત ભગવદ્લીલામાં પ્રવેશ કરાવ્યો એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(બે પ્રેત જેમનો ઉદ્ધાર થયો તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) વાર્તા ૧૧૬ મી.

એક સમય શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા હતા. એક ગામ બહાર મુકામ કર્યો ત્યાં બે પ્રેત રહેતા હતા તેમણે વિચાર કર્યો કે અહીં શ્રી ગુસાંઇજી પધાર્યા છે તેમની શરણ જઈએ તો કલ્યાણ થાય. શ્રી ગુસાંઇજીના જળધરિયાને પ્રેતે દેખાવ દિધો જળધરિઆએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મહારાજ આ કુવાપર બે પ્રેત ઉભા છે તેમનિ દ્રષ્ટિનું જળ આપણે કામ આવે કે નહીં શ્રી ગુસાંઇજી જોવાને પધાર્યા બન્ને પ્રેતોએ સાષ્ટાંગ દંડવત કર્યા. શ્રી ગુસાંઇજી તેમના પર કૃપા દ્રષ્ટિ કરી નામ નિવેદન કરાવ્યું. તત્કાળ તેઓ પ્રેત યોનીથી છુટી ભગવદ્લીલામાં ગયા. તે ગામમાં એક વઇશણવ રહેતો હતો તેણે શ્રી ગુસાંઇજીને આજ્ઞા કરી કે પુર્વ જન્મમાં તે બન્ને સ્ત્રી પુરૂષ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. અને મર્યાદા માર્ગના વઇષ્ણવ હતા. મર્યાદા રીત પ્રમાણે સેવા કરતાં હતાં. જ્યારે બ્રાહ્મણનો દેહ છુટવા લાગ્યો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે હું કેમ કરૂં ત્યારે તેણે કહ્યું કે અન્ન જળનો ત્યાગ કરી દેહ છોડી દેજે. સ્ત્રીએ તે પ્રમાણે કર્યું. તેણે ભગવદસેવા છોડીને દેહ ત્યાગ કર્યો અને પતિએ રસ્તો બતાવ્યો એ અપરાધથી બન્ને પ્રેત થયાં હવે તેમનો ઉદ્ધાર થયો છે. તેથી વઇષ્ણવે સહજ ભગવદસેવા ન છોડવી અને કોઇને છો-

ડાવવી પણ નહીં. ભગવદ્દસેવાની આગળ સર્વ ધર્મ તુચ્છ છે. તેનાથી અધિક કોઇ પણ ધર્મ નથી, શ્રી ઠાકુરજીએ ગીતા જીમાં કહ્યું છે કે,–

श्लोक—सर्वधर्मान्परित्यजमामेकंशरणंव्रज ॥

આ વગેરે વચનોથી ભગવદ્દસેવા આગળ તુચ્છ છે. પ્રહ્લાદજીએ કહ્યું છે.

श्लोक–देवोसुरोमनुष्योवायक्षगंधर्वमेवच ॥ भजनमुकुदंचरणंस्वस्तिमान्स्वाद्ययावयं ॥

આ પ્રમાણે ભજન જે સેવા તેની આગળ સર્વ ધર્મ તુચ્છ છે આ સાંભળી સર્વ વઈષ્ણવો ઘણા પ્રસન્ન થયા. એ બન્ને પ્રેત શ્રી ગુસાંઈજીની કૃપાથી ભગવદ્દલીલામાં ગયા.

(રાજા જોતસિંહજીની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૭ મી.)

આ રાજાના ગોરનો મોટો પુત્ર પંડીત હતો અને ભગવદ્ ધર્મમાં કુશળ હતો. અને તે શ્રી ગુસાંઈજીનો સેવક હતો અને ભગવદ્દલીલાનો અનુભવ કરતો હતો. એક દિવસ રાજાની પાસે ગયો; ત્યારે રાજા રિસાઈદેવીની પુજા કરતો હતો ત્યારે તે ગોરે રાજાને કહ્યું કે આવી હજારો દેવીઓ પુંડરપુરમાં જળ ભરે છે ત્યારે રાજાએ કહ્યું કે મને બતાવ, રાજા અને ગોર પુત્ર પુંડરપુરમાં આવ્યા અને શ્રી વિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યા અને વૈભવ કંઇ પણ જોયો નહીં. ત્યારે ગોરે પુત્રને કહ્યું કે મારી દેવીનો જેટલો વૈભવ છે તેનો વિસમો ભાગ પણ શ્રી વિઠ્ઠલનાથજીનો નથી તું મને કેમ લાવ્યો છે. ગોરપુત્રે શ્રી ગુસાંઈજીનિ કૃપાથી રાજા જોતસિંહને દિવ્ય દ્રષ્ટી આપી તેથી શ્રી વિઠ્ઠલનાથજીનાં સર્વ વૈભવના દર્શન થવા લાગ્યાં અનેક પ્રકારની રચ-

ા અનેક પ્રકારનો કુંજ અને પ્રકારની સેવા કરનારા મનુ-
ાા અનેક પ્રકારના વૈભવ અને રત્ન જડીત સ્તંભ તથા કમાડ
ર્વ જોયું. રાજા જોઈને વિસ્મય પામ્યો અને ગોરપુત્રને નમી
ડયો. ગોરપુત્ર રાજાનો હાથ પકડી બીજી બાજુ લઇ ગયો. ત્યાં
ુએછે તો હજારો સ્રી જળ ભરીને આવે છે. સર્વની પાછળ
ાજાની રાસાઇ દેવી જળ ભરીને આવે છે. રાજાએ તેને જોઇ.
ાજાએ દેવીને પુછયું કે આ શું છે દેવીએ કહ્યું કે હું તો સેવા
રૂં છું. ત્યારે જે કંઈ પુછવું હોય તે ગોર પુત્રને પુછ. હું તો હ-
ણા સેવામાં જઉં છું. આ પ્રમાણે કહીને દેવી ચાલી ગઇ,
ાર પુત્ર પછી રાજાની દિવ્ય દ્રષ્ટિ ખેંચી લીધી એટલે સા-
ારણ રીતે નિત્ય મુજબ શ્રી વિઠલનાથજીનાં દર્શન થવા લા-
યાં. રાજાએ હાથ જોડી ગોર પુત્રને કહ્યું કે મને તમારો સેવક
કરો ગોર પુતરે કહ્યું કે હું અડેલમાં શ્રી ગુસાંઇજીનો સેવક થયો
છું. તેની કૃપાથી અસાધારણ સુખ થાય છે. તમે પણ શ્રી ગુ-
સાંઇજીની શરણ જાઓ તો સર્વ કાર્ય સિદ્ધ થશે રાજા ગો-
રપુત્રને સાથે લઇ અડેલ જઈ શ્રી ગુસાંઇજીનો સેવક થયો. અને
નામ નિવેદન કરાવ્યું. શ્રી ઠાકુરજી પધરાવી વ્રજમાં શ્રી ના-
થજીનાં દર્શન કરી રાજા પોતાને ઘેર આવ્યો. અને ગોરપુત્રને
પાસે રાખી રાજા સેવાનિ રીત શિખ્યો. અને સ્નેહથી ભગવદ્-
સેવા કરવા લાગ્યો થોડા દિવસ પછી શ્રી ગુસાંઇજીની કૃપાથી
ઠાકુરજી સાનુભાવ જણાવવા લાગ્યા. એ રાજાએ ગોરપુત્રના સં-
ગથી ભગવદિય થયા.

(બે વિરક્તની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૮ મી.)

એક વિરક્ત તાદ્રશી ભગવદિય હતો અને એક સાધારણ હતો. તાદ્રશી ભગવદીય પરદેશ જવા લાગ્યો ત્યારે સાધારણ વઇષ્ણવે શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે હવે હું શું કરૂં? શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે તેની સાથે પરદેશ જાઓ અને તેનો સત્સંગ કરો એ કહે તે પ્રમાણે કરો વઇષ્ણવે કહ્યું કે જે આજ્ઞા, તાદ્રશી ભગવદીય પરદેશ ગયો. બીજો વિરક્ત તેની સાથે શ્રીગુસાંઇજી આજ્ઞા લઇ ગયો. રસ્તામાં એક દીવસ તાદ્રશી ભગવદિય પાછળ રહયો અને બીજો વિરક્ત તાદ્રશી આગળ ગયો. એક ગામ આવ્યું ત્યાં તે બેસી રહયો જ્યાં તે બેઠો હતો તે સ્થળની પાસે વેશ્યાનો નાચ થતો હતો તે સાધારણ વૈષ્ણવ જોવા લાગ્યો અને એવો મગ્ન થયો કે કંઈ દેહની શુદ્ધી પણ રહી નહીં. તાદ્રશી ભગવદિય તેને શોધવા લાગ્યો. શોધતાં શોધતાં તે આ ગામમાં આવ્યો અને તેને મળ્યો પરંતુ તો વેશ્યાના નાચમાં એવો મગ્ન હતો કે તેણે વઇસ્ણવને ઓળખ્યા નહીં. વઇષ્ણવ તેને બહાર ખેંચી લાવ્યો તો પણ કંઇ શુદ્ધી આવી નહીં. ભગવદિચ્છાથી તાદ્રશીના પગની રજ ઉડી તેના મોઢામાં પડી એટલે તેનો વિષયા વેશ મટયો અને ચેત થયો અને ચેત થયો પછી શુદ્ધ આવી. અને જુએ છે તો તાદ્રશી વઇસ્ણવનિ પાસે ઉભો છે, પછી તે તેની સાથે ચાલ્યો. પછી જ્યારે શ્રી ગુસાંઇજીની પાશે ગયા ત્યારે તાદ્રશી વઇષ્ણવે શ્રી ગુસાંઈજીને સર્વ સમાચાર કહ્યા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેને વેશ્યાનિ રજનો સ્પર્શ થયો હતો જેથી તેને આ વેશ આવી

યો પરંતું જયારે તારા પગની રાજનો સ્પર્શ થયો ત્યારે તનો
ષય.વેશ ઉતર્યો. વૈસ્‍ણવની ચરણરજનું એવું મહાત્મ્ય છે,
રજની બ્રહ્મા, શિવ, શેષ અને સનકાદિક વિગેરે ઇચ્છા કરે
પરંતુ પ્રાપ્ત થતી નથી. તો તેનાથી વિષયાવેશ મટે તેમાં
આશ્ચર્ય છે. તાદ્રશી વૈસ્‍ણવ આ સાંભળીને ચુપ થઇ ગયો
વૈસ્‍ણવ એવા કૃપાપાત્ર હતા.

એ બ્રહ્માણી અડેલમાં રહેતી તેની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૧૯ મી)

એ બ્રાહ્મણીનેશ્રી ગુસાંઇજીએ નામ નિવેદનકરાવ.ને એ-
આજ્ઞા કરી કે તું નવનિતપ્રિયાજીની પરચાર ાકર; તેપરચારગી
રવાલાવી. એક દિવસ દાળની તપેલીમાં ડઘ રહિ ગયો તેનિ
ઈને ખબર ન પડી જયારે શ્રી ગુસાંઇજી શ્રી નવનિતપ્રિયાજી
રાજ ભોગ ધરવા પધાર્યા ત્યારે શ્રી નવનિતપ્રિયાજીએ કહ્યું
રાજભોગ છોવાઇ ગયો છે. તપેલીમાં દાઘ રહીગયો છે. શ્રી
સાંઇજીએ બીજી સામગ્રી તૈયાર કરાવી શ્રી નવનિતપ્રિયાજી
મર્પી અને તે બ્રાહ્મણીને યમુનાજીના સામે કાંઠે મોકલી દિધી
ત્યાં ઝુપડી બનાવીને પડી રહી. અને ઘાટપર ગાય ભેંસ
ાવે તેનું છાણુ થાપી છાણા વેચે. ઘાટ ઉતરવાને લોકો આવે
ાને ત્યાં રસોઇ કરે તેને છાણા આપે આમ કરી બ્રાહ્મણી નિ-
ાહ કરે પરંતુ છાણુ ઘણું થતું તેથી છાણાનો મોટો ઢગલો
યો એક દિવસ એક વૃજવાસી હોડીઉં લઇ છાણા લેવા ગયો
ાને બ્રાહ્મણીને પુછયું કે તું છાણા વેચીશ! બ્રાહ્મણીએ તે વૃ-
'વાસીને ઓળખ્યો. અને કહ્યું કે મંદિર વાસ્તે જો છાણા
તાં હોય તો લઇજાઓ. આ સર્વ શ્રી ગુસાંઇજીનાં છે

શ્રી ગુસાંઇજીની દાસી છું. આ સાંભળી તે વૃજવાસી છાણ
ભરી હોડી લઇને આવ્યા. શ્રી ગુસાંઇજીએ કહ્યુ કે આ
સુંદર ઘણાં ક્યાંથી લાવ્યો ત્યારેં વૃજવાસીએ તે બ્રાહ્મણી
દંડવત કહ્યા અને સર્વ વાત કહી શ્રી ગુસાંઇજી પ્રસન્ન થ
અને આજ્ઞા કરી કે તે બ્રાહ્મણીને બોલાવી લાવો. તે વ્રજવાર
બીજી હોડી લઈને ગયો અને છાણા ભરી બ્રાહ્મણીને સાથે લઇ
આવ્યો બ્રાહ્મણીએ શ્રી ગુસાંઈજીના દર્શન કર્યાં. ઘણા દિવ
થયા હતા તેથી એને પોતાનો દોષ વિચારી તે બહામણી
આંખનાથી જળ વહેવા લાગ્યું. આ જોઈ બહામણીને ધિર
આપી અને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું રોઇશ મા શ્રી
વનિતપ્રિયાજી તારા પર પ્રસન્ન થયા છે. જા પરચારગિની સેવ
કર. તે બહામણી પછીઅત્યંત શ્રદ્ધા સહિત ઘણી સંભા
રાખીને પરચારગી કરવા લાગી. થોડા દિવસ પછી શ્રી નવનિ
ત પ્રિયાજી અનુભવ જણાવવા લાગ્યા અને બ્રાહ્મણી ઉપ
કૃપા કરી બોલવા લાગ્યા, એક દિવસ શ્રી નવનીત પ્રિયાજ
ખીરમાં મેવા થોડો હતો તેથી શ્રી નવનીત પ્રિયાજીએ તે બ્ર
હ્મણીને આજ્ઞા કરી કે આજે ખીરમાં મેવો થોડો છે. બહામ
ણીએ શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી શ્રી ગુસાંઇજી આ સાંભ
ળીને ઘણા પ્રસન્ન થયા, એને વિચાર કર્યો કે એના ધન્ય ભ
ગ્ય છે કે શ્રી નવનીન પ્રિયાજીએ આવી કૃપા કરી છે. એ
હ્મણી શ્રી ગુસાંઇજીની એવી કૃપા પાત્ર હતી. કે જેને કા
મુકી હતિ. તો પણ કંઈ દોષ લીધો નહીં. અને વળી તેનું f.

ઇવિ શ્રી ગુસાઇજીના ચરણાર્વિંદમા રહેતું હતું.

( દુર્ગાદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૨૦ મી. )

દુર્ગાદાસ પુર્વ દેશમાં રહેતા હતા તે તિર્થ યાત્રા કરવા
વ્યા. જ્યારે શ્રી ગોકુળ આવ્યા ત્યારે શ્રી ગુસાઇજી શ્રી ય-
ાજીના ઘાટ પર બીરજતા હતા. તેમનાં તેમને સાક્ષાત પુર્ણ
ષોત્તમ કોટી કંદર્પ લાવણ્ય સ્વરૂપના દર્શન થયાં. દુર્ગા-
ે શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે મને શરણુ લ્યો. હું ઘણા
મથી ભટકું છું. શ્રી ગુસાંઇજીને દયા આવી તેથી પોતે કૃપા
ી નામ નિવેદન કરાવ્યું. દુર્ગાદાસ વ્રજમાં ઘણાં દીવસ રહયા
ને શ્રી ગોવર્ધન નાથજીનાં દર્શન કર્યાં. અને દુર્ગાદાસ પછી
ંથી વિદાય થઇ દેશ ગયા અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા
વા લાગ્યા. તેમના સંગથી ઘણા જણુ વઇષ્ણવ થયા. શ્રી ઠા-
જી દુર્ગાદાસની પાસે બાળકની પેઠે જે જોઈએ તે માગી લેતા.
ને બાળલીલાનો સંપુર્ણ અનુભવ કરાવતા હતા. એ દુર્ગા-
સ એવા કૃપા પાત્ર હતા.

( ચતુરબિહારીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૨૧ મી. )

એ ચતુરબીહારી શ્રી ગોકુળ આવ્યા અને શ્રી ગુસાઇજીનાં
ર્શન કર્યાં. શ્રી ગુસાઇજીને વિનંતિ કરી કે મને શરણુ લો. શ્રી
સાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. આ વખતે શ્રી
વનીત પ્રિયાજીના રાજભોગનો સમય હતો. ચતુરબિહારીને
લા સહીત દર્શન થયાં. ચતુરબિહારીએ નવું પદ કરીને ગાયું.
: " કિંચોજો ચટકે મટકટાડો રહત પનિ ઘટ પર " એ પદ
ાયું. તે સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. શ્રી

ઇજીએ જાણ્યું કે શ્રી નવનીત પ્રિયાજીએ એને લીલાનો અનુભ
કરાવ્યો. શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. ચતુરબિહારી શ્રી
ગુસાંઈજીની સાથે શ્રીજીદ્વાર આવ્યા. અને શ્રી નાથજીના દર્શ
કર્યાં મંગળાનો સમય હતો. ચતુરબિહારીએ નવું પદ ગાયું
રાજભોગ સમય શ્રી નાથજીના સંનીધાન ચતુરબિહારીએ પ
ગાયું તે પદ. અનતન જઈએ હો પ્રિયે અહીયે મેરે મહેલ. ય
સાભળી શ્રી ગુસાંઈજી ઘણા પ્રસન્ન થયા. ચતુરબિહારીજી શ
ગુસાંઈજી પોઢતા ત્યારે પંખા કરતા અને પદ ગાતા; એ ચત
રબિહારી શ્રી ગુસાંઈજીના ચરણાવિંદની જન્મપર્યંત સે
કરતા હતા.

( એક ક્ષત્રાણીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૨૨ મી. )

શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે એક ક્ષત્રાણી
વીનંતી કરી કે મહારાજ મને શરણાલ્યો.શ્રી ગુસાંઇજીએ મનુષ્ય
સમસ્યા કરી કે તેને ન્હવરાવો.તે ન્હાઇને શ્રી ગુસાંઇજી ના
સંભળાવવા લાગ્યા ત્યારે તે ક્ષત્રાણીના મનમાં એમ આવ્યું
શ્રી ગુસાંઈજી ઉંચે સ્વરથી બોલે તો સારૂં. શ્રી ગુસાંઇજી તે
ધીરે ધીરે નામ સંભળાવવા લાગ્યા. પરંતુ તે જાણી જોઈ
બોલે નહી. શ્રી ગુસાંઈજીએ મોટેથી કહ્યું કે સાંભળે છે
નહી. તે ક્ષત્રાણી બોલી કે આપના વચનામૃત સાંભળવાને મા
જાણીને બોલતી નથી શ્રી ગુસાંઈજી પ્રસન્ન થયા અને ક્ષત્રા
ણીને નામ નિવેદન કરાવ્યું તે પછી શ્રી ઠાકુરજી પધરાવી સે
કરવા લાગી. થોડા દીવસ પછી શ્રી ઠાકુરજી ક્ષત્રાણીને યશોદા
જેવો અનુભવ કરાવવા લાગ્યા. શ્રી ઠાકુરજી ઘરમાં યશો

જેવી બાલચેષ્ટા કરતા એ ક્ષત્રાણી એવાં કૃપા પાત્ર હતાં.

( માધોદાસ કપુરીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૨૩ મી. )

માધોદાસ આગ્રામાં રહેતા હતા એક સમય શ્રી ગુસાંઇજી આગ્રે પધાર્યા અને જનાર્દનદાસ ચોપડા ક્ષત્રીને ઘેર ઉતર્યા. માધોદાસ દર્શન કરવા ગયા. તેમને સાક્ષાત શ્રી ગોવર્ધનનાથજીના દર્શન થયાં. આ જોઈને માધોદાસ વિસ્મય પામ્યા અને શ્રી ગુશાંઈજીને વિનંતી કરી કે મહારાજ મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ વિનંતી કરી નામ નિવેદન કરાવ્યું. અને સેવા પધરાવી દીધી. માધોદાસજી સેવા કરવા લાગ્યા. સેવા કરતા કરતા માધોદાસજીને શ્રી ઠાકુરજીની લીલાનો અનુભવ થયો, કોઇ સમય શ્રી નાથજી રાસલીલાનો અનુભવ કરાવતા. કોઈ સમય બાલલીલાના દર્શન કરાવતા અને કોઇ સમય દાણલીલાનો દર્શન કરાવતા. એ પ્રમાણે અનેક લીલાનાં દર્શન માધોદાસજીને થતાં. એ માધોદાસજી શ્રીગુસાંઈજીના અવા કૃપા પાત્ર હતા.

( ભીષ્મદાસ ક્ષત્રાની વાર્તા. ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૨૪ મી. )

ભીષ્મદાસ પુર્વ દેશમાં રહેતા હતા. તિર્થયાત્રા કરવાને શ્રી ગોકુલ આવ્યા શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં અને વિનંતી કરી કે મને શરણ લો. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી ભીષ્મદાસને અને તેમના કુટુંમને નામ નિવેદન કરાવ્યું. ભીષ્મદાસે શ્રી નાથજીનાં દર્શન કર્યાં. દર્શન કરીને ઘણા પ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઈજીને વિનંતી કરી કે મહારાજ મને ભગવદ સેવા પધરાવી દો. શ્રી ગુશાંઇજીએ કૃપા કરીને પધરાવી દીધી. ભીષ્મદાસ શ્રી બાલકૃષ્ણજીની સેવા ઘણી રીતે કરવા લાગ્યા

ગ્રસ ભીષ્મદાસને શ્રી બાલકૃષ્ણજીએ સ્વપ્નમાં કહ્યું કે મને નવું મંદીર કરાવી આપો. ભીષ્મદાસજીએ શ્રી ગોકુળમાં નવું મંદિર કરાવ્યું. શ્રી ગુસાંઇજીને નવા મંદિરમાં પધરાવ્યા. ભીષ્મદાસ અને તેમની સ્રી સારી રીતે સેવા કરવા લાગ્યા, અને જન્મ પર્યંત શ્રી ગુસાંઇજીના ચરણારવિંદ છોડી કંઇ પણ ગયા નહિં. ભીષ્મદાસ નિત્ય સાંજરે રમણ રેતિમાં જતા. અને રાસલીલા આદિ સર્વ લીલાના દર્શન તેમને થતાં. એ ભીષ્મદાસ પરમ કૃપા પાત્ર ભગવદિય હતા.

(નારણદાસ સનોડીઆ બ્રાહ્મણની વાર્તા. (પ્રસંગ ૧ લોઃ) (વાર્તા ૧૨૫)

નારાયણદાસ આન્યોરમાં રહેતા હતા. નારાયણદાસ શ્રી ગુસાંઇજીના દર્શન કરવાગયા, તેમને સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં. નારાયણદાસ શ્રી ગુશાંઇજી શરણ આવ્યા નિત્ય શ્રી નાથજીની સેવા કર્યા, કરતા. નારાયણદાસને લૌકિકમાં સગાં દુઃખ દેતાં. તેથી નારાયણદાસ શ્રી ગોકુળ આવીને રહ્યાં,અને જન્મપર્યંત શ્રીનવનીત પ્રિયાજીનીસેવા કરતા રહ્યા જેમ અફીણના બંધાણિને અફિણ વિના ચાલતું નથી તવીજ રોતે નારાયણદાસને સેવામાં આસકિત હતિ નારાયણદાસજી સેવા વિના રહી શકતા નહોતા. શ્રી નવનીત પ્રિયાજી તેમને સુતા જગાડી સેવા કરાવતા. એ નારાયણદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

(જમનાદાસ દક્ષિણમાં રહેતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો.)(વાર્તા ૧૨૬)

એ વઇસ્નુવ દક્ષિણમા રહેતા હતા. એક દિવસ શ્રી ગુસાંઇજી દક્ષિણ પધાર્યા ત્યારે જમનાદાસ સેવક થયા. શ્રી ઠાકુરજી

ાધરાવી સેવા કકરવા લાગ્યા. એ દેશમાં મ્લેચ્છનું રાજ્ય હતું. ચૈત્ર માસમાં એક માળીગુલાબનું ફુલ વેચવા આવ્યો. જમનાદાસને ફુલનો ઘણો શોખ હતો, જમનાદાસે માળીને પુછ્યું. કે આ ફુલનું શું લઇશ ત્યારે કહ્યું કે એક રૂપૈઓ લઇશ એવામાં એક તુર્ક આવ્યો. તણે કહ્યું કે ફુલ અમારા સરદારને જોઇએ છીએ. હું બે રૂપૈઆઆપું જમનાદાશે પાંચ રૂપૈયા કહ્યા એટલે તુર્કે દશા કહ્યા આમ કરતાં બંન્ને જણ વધવા લગ્યા. તે છેક લાખ રૂપૈયા સુધી વધ્યા. જમનાદાસે લાખ રૂપૈયા આપી તે ફુલ ધીધું. અને લાવીને શ્રી ઠાકુરજીની પાઘડીપર ધર્યું. આ વખતે શ્રી ગુસાંઇજી ગિરિરાજજી ઉપર શ્રી નાથજીનો શૃંગર કરતા હતા. શ્રી નાથજી ઝુકી જતા. શ્રી ગુસાંઇજીએ પુછ્યું કે બાબા કેમ ઝુકો છો. શ્રી ગોવર્ધનનાથજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે આપના સેવક જમનાદાસ જે દક્ષિણમાં રહે છે તેમણે લાચ રૂપૈયાનું એક ફુલ લઇ પોતાના શ્રી ઠાકુરજીને ધરાવ્યું છે તેના ભારના બોજથી હું ઝુકું છું. તેનો એવો ભાવ છે કે જેણે એક ફુલને માટે લાખ રૂપૈયા ખર્ચા, આ વાત સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણાપ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઇજીએ એક પત્ર લખી વ્રજવાસી સાથે મોકલ્યો કે તમે અમુક દિવસે જે ફુલ ધરાવ્યું છે ને શ્રી નાથજીએ અંગિકાર કર્યું છે આ સમાચાર જમનાદાસને પહોચ્યા ત્યારે તે પત્ર વાંચી ઘણા પ્રસન્ન થયા, અને પાંચલાખ રૂપૈયાનો હીરો લઈ શ્રી ગુંસાંઇજીને ભેટ મોકલ્યો. એ જમનાદાસ વઈસ્ણવએવાકૃપાપાત્રહતા. દ્રવ્યને તુચ્છજા-

(એક બંગાળીની વાર્તા.) (પ્રસંગ ૧ લો) વાર્તા ૧૭૭ મી.)

એ ગોડિયા વૃંદાવનમાં રહેતો હતો, અને મજુરી કરત હતો. એક સમય શ્રી ગુશાંઈજી વૃંદાવન પધાર્યા ત્યારે તે શ્ર ગુશાંઇજીનો શેવક થયો. તેને વઈસ્ણવ જાણી લોક મજુરી વધ દેવા લાગ્યા. તેને પોતાના મનમાં વિચાર કર્યો કે ધર્મ વેર ખાવું અનુચિત છે. શાસ્ત્રમા લખ્યું છે કે ભગવાનનું નામ લ ભિક્ષા માગે તો દેનાર માણુસ નર્કમાં જાય જેથી ધર્મ દેખા ભિક્ષા કે રોજગાર કરવા નહીં, આ પ્રમાણે વિચાર કરી ગોડી જ્યારે મજુરી કરવા જતો ત્યારે તિલક મુદ્રા ધોઇ નાખતો અ કંઠી છુપાવી રાખતો. આ પ્રમાણે ધર્મ ગુપ્ત રાખી મજુ કરતો. એક દિવસ તે તી ક ધોતાં ભુલી ગયો અને મજુ કરવા તઈયાર થયો ત્યારે શ્રી ઠાકુરજી બોલ્યા કે તીલક ધોઇ જાઓ, આ સાંભળી તે ઘણો પ્રસન્ન થયો ત્યારથી નિત્ય શ્ર ઠાકુરજી તેની સ થે વાતો કરતા અને શર્વ સુખ આપતા, ગોડીયો શ્રી ગુશાંઇજીનો એવો કૃપા પાત્ર હતો,

(એક બ્રાહ્મણ ભાવ નગરમા રહેતો હતો તેની વાર્તા.) (પ્રસંગ ૧ લો) વાર્તા ૧૨૯ મી)

એક સમય શ્રીગુશાંઇજી દક્ષિણ પધાર્યા. ત્યારે આ બ્રાહ્ ણના વેદ ભણતો જોયો, શ્રી ગુશાંઇજીએ વિચાર કર્યો કે અ બહામણ વેદનો પાઠ ઘણો શારો કરે છે, પરંતુ કંઇ શમજતો નથ કંઇ શમજેતો શારૂં, એવામાં તે બહામણના મનમાં એમ આવ્યું કે આંને શરણ જાઉં તો શારૂં, એ બ્રહામણ શ્રી ગુશાંઇજીને શરણ ગયો. અને કથા શાંભળવા લાગ્યો, શ્રી ગુશાંઇજીની કૃપાથી ત બામણને વેદનો અર્થ સ્ફુરિત થયો બહામણ શ્રદ્ધાશહિત વેદને

ઠ કરવા લાગ્યો એક દિવસ શ્રી નાથજીએ શ્રી ગુશાંઈજીને
જ્ઞા કરી કે એ બહામણ નિત્ય મારા મંદીર આગળ વેદ પાઠ
: આવી આજ્ઞાથી તે પછી શૃંગારથી તે રાજભોગ સુધી નીત્ય
જ મંદિર આગળ પાઠ કરતો અને જે ઇ અક્ષર કે માત્રા
લતો તો તે શ્રી ઠાકુરજી તેને બતાવતા તે બ્રાહ્મણ એવા કૃપા-
ત્ર થયો.

(એક માધુરીદાસ માળીની વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૨૯ મી)

એ માધુરીદાસ નિત્ય પુલ વીણીને હાર કરી લાવતો. એક
વસ શ્રી નાથજીએ તેને શીખવ્યું કે તું આ રીતે નિત્ય
ર ગુથ. માધુરીદાસે હાર તૈયાર કરીને શ્રી ગુસાંઈજીને આપ્યો
ી ગુસાંઈજીએ મુખિયાને આપ્યો. મુખિયાએ શ્રી નાથજીન
રાવ્યો તો હાર ઘણો મોટો થયો. મુખિયાએ શ્રી ગુસાંઇજીન
હ્યું કે હાર મોટો છે, શ્રી ગુસાંઈજીએ માધુરીદાસને કહ્યું કે તમે
િત્ય હાર કરો છો એવો આજે કેમ ન કર્યો ત્યારે માધુરીદાસે
હ્યુ કે મને શ્રી નાથજીએ પાસે બેસી શીખવાડયો છે. પછી
ી ગુસાંઈજી ન્હાઈને હાર ધરવા પધાર્યા. શ્રી નાથજીને હાર
ર્યો તો હાર પુરો થયો શ્રી ગુસાંઇજીએ શ્રી નાથજીને પુછ્યું કે
ાનું કારણ શું ત્યારે શ્રી નાથજીએ ત્રણ કારણ બતાવ્યાં. (૧)
મારા હાથ વિના બીજાનો હાથ સોહાતો નથી, (૨) આવો
ત્નનો હાર જોઇએ માટે બનાવો. (૩) મુખિયાના મોઢેથી વાસ
ાવે છે. આથી શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે મુખિયાથી
ાઈને સર્વ સેવક મુખ બાંધી સેવા કરો. તે દિવસ થી સર્વ સે-

વક મુખ બાંધી સેવા કરે છે. એ માધુરીદાસ શ્રી ગુસાંઇજીન એવા કૃપાપાત્ર હતા.

(ધર્મદાસ અડીંગમાં રહેતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો:) (વાર્તા ૧૩૦ મી)

ધર્મદાસ આંખે દેખતા નહોતા. શ્રી ગુસાંઇજી નિત્ય ઘોડાપર બેસી શ્રી જીદ્વાર પધારતા. અને ગોકુલથી બે ઘ ડીમાં ગોપાલપુર આવતા. અને ગોપાલપુરથી બે ઘડીમાં શ્ર ગોકુલ પધારતા. આ પ્રમાણે નિત્ય આવજાવ થતી એકદિવસ શ્રી ગુસાંઇજી :અડીંગથી બહાર નિકળ્યા ત્યારે રસ્તામાં એક આંધળો બ્રાહ્મણ ઉભો હતો તેનાપર ઘોડો આવવા લાગ્યો શ્રી ગુસાંઇજીએ થોભાવ્યો પરંતુ બ્રાહ્મણ ગભરાઇ ગયો રસ્તામાંથી આજુ બાજુ કંઇ જઇ શકયો નહીં. શ્રી ગુસાંઇજીને દયા આવી તેથી પોતે નીચે ઉતરી તેના નેત્ર ઉપર જળ છાંટયુ તેનાં નેત્ર ખુલી ગયાં. શ્રી ગુસાંઇજી તો ઘોડાપર સ્વાર થઇ ગો- પાલપુર પધાર્યા પાછળ પાછળ તે બ્રાહ્મણ પણ ધીરે ધીરે ગો- પાલપુર પહોંચ્યો. જઇને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા અને વિ- નતિ કરી કે રસ્તામાં આપે મને નેત્ર આપ્યાં તેજ હું બ્રાહ્મણ છું મને શરણ લો બીજે દિવસ શ્રી ગુસાંઇજીએ તે બ્રાહ્મણને જ્ઞાન નીવેદન કરાવ્યું. અને શ્રી નાથજીના દર્શન કરાવ્યાં. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેને ગ્રન્થ ભણાવ્યા જ્યાં સુધી તે ત્યાંજ રહયો. થોડા દિવસમાં તેનો દેહ છુટયો ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરીકે ધર્મદાસ ઘણો સારો વૈષ્ણવ હતો.

(પ્રસંગ ૧ લો.) વાર્તા ૧૩૧ મી....

એક દિવસ ચાર વૈષ્ણવ મળી ભગવદવાર્તા કરતા હતા

ને શ્રી ગુશાંઇજીનો પ્રતાપ વર્ણન કરતા હતા. ત્યાં એ અ-
થમાર્ગી બોલ્યો કે મારો ઉદ્ધાર કરે તો ખરી વાત, વઈષ્ણવોએ
હ્યું કે તારો ઉદ્ધાર કરશે એમાં કંઇ પણ સંદેહ નથી. વઇષ્ણુ-
ાની આવાત સાંભળીને તે શ્રી ગુસાંઇજી પાસે જઈ સેવક
યો. પછી સ્મશાનનાં જઈને બેઠો અને ત્યાંજ રશોઇ કરીને
માય એવો ભ્રષ્ટ થયો. પછી આવીને વઈષ્ણવોને કહ્યું કે હું
આવો ભ્રષ્ટ થયો છું અને આવાં કર્મ કરૂં છું. હવે શ્રી ગુશાં-
જી સારો ઉદ્ધાર કરશે તે ખબર પડશે. એ સર્વ વઈષ્ણવોએ આ
ર્વ સમાચાર શ્રી ગુશાંઈજી આગળ કહયા. શ્રી ગુશાંઇજી કંઇ
ણ બોલ્યા નહીં, એક રાજા તીર્થ કરતો કરતો શ્રી ગોકુળ
આવ્યો. તેણે શ્રી ગુશાંઈજીને વિનંતિ કરી કે મહારાજ મને ગ-
લેત કોડ થયો છે મેં ઘણા અઉષધ કર્યાં પરંતુ તે મટતો નથી.
છેવટ તીર્થ કરવા નીકળ્યો છું તોપણ રોગ મટયો નહીં હવે
આપ કંઇ ઉપાય બતાવો તો મટે. શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી
કે મારો એક સેવક અમુક ગામમાં સ્મશાનમાં બેઠો છે તેની
જુઠણ ખાઓ તો મટી જશે. તે રાજા શ્રી ગુશાંઈજીની વાતપર
વિશ્વાસ રાખીને તે ગામમાં જઇ સ્મશાનમાં ગયો અને તેની
જુઠણ માગતાં તેણે ના કહી, પછી તે ખાવા બેઠો અને થોડું
ખાધું એટલે તેની પાતાળમાંથી ઉઠાવીને જુઠણ ખાધું. તત્કાલ
તે રાજાનો કોડ મટી ગયો અને દેહ નિર્મલ થયો. તેણે રાજાને
પુછયું કે આનું કારણ શું ? ત્યારે રાજાએ શ્રી ગુશાંઇજીની સર્વ
વાર્તા કહિ. તેના મનમાં ઘણો પશ્ચાતાપ થયો કે હું આવો
ભ્રષ્ટ થયો તોપણ શ્રી ગુશાંઇજી મને યાદ કરે છે. અને મારામાં

આટલું બધું સામર્થ્ય મુકયું છે. પછી તે વઇષ્ણવ શ્રી ગુશાંઇ જીની પાસે જઇ અપરાધ ક્ષમા કરાવ્યો એને રોવા લાગ્યો ત્યાં શ્રી ગુસાંઇજીએ શાસ્ત્ર પ્રમાણે પ્રાયાશ્રત કરાવ્યું અને તેના ઉ પરકૃપા કરીને તેને ભગવદ્દસેવા પધરાંવી દીધી અને તે ભગ વદ્દશેવા કરવા લાગ્યો. ભગવત્સેવાના પ્રતાપથી તેનું ચિત્ત નિ ર્મળ થઇ ગયુ. અને શ્રી ઠાકુરજીના ચરણારવિંદમાં ચિત લાગ્યું એ પરીક્ષા કરવા આવ્યો તોપણ શ્રી ગુશાંઇજીએ તેને તજ્યે નહીં. એ એવા પરમ દયાળ હતા.

(રાજા પુર્વ દેશામાં રહેતો હતો તેની વાર્તા.) ( પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૨ મી.)

એ રાજા અન્યમાર્ગી હતો, તેના દેશમાં એક વઇષ્ણવ રહેતો હતો તેની તે નિંદા કરતો, વઇષ્ણુવ માર્ગ સારો નથી એમ તે કહેતો હતો. પહેલા વઇષ્ણવને પ્રસાદ લેવરાવી તે વઇષ્ણવ ખાય છે તેથી જુઠન ખાય છે. આ પ્રમાણે લોકોને કહેતો કે વઇષ્ણવો તો ઊચ્છિષ્ટ ખાય છે. આવી નીંદા કરતો. શ્રી ઠાકુરજી વઇષ્ણવની નીંદા સહન કરી ન શકયા. તે રાજાને કોડ નીકળ્યો જેમ જેમ રાજા નીંદા કરતો જાય તેમ તેમ તેને કોડ વધતો જાય. આ પ્રમાણે તેના આખા શરીમાં કોડ નીકળ્યો. રાજા ઘણો દુઃખી થયો. ઘણાં ઔષધ કર્યાં અને કમવિપાક જોઇને ઘણાં પ્રાયશ્ચિત કર્યા પરંતુ કોડતો વધતો ગયો. વઇષ્ણવે રાજાને કહ્યુ કે તમે તીર્થયાત્રા જાઓ ત્યાં જે પ્રમાણે વિધિ કરાવી દાન દેવા લખ્યા હોય ત્યાં તે પ્રમાણે કરો. આમ કરતાં કરતાં શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુશાંઇજીનાં દર્શન કર્યાં અને કોડ સંબંધ

ેનંતિ કરી શ્રી ગુસાંઇજી તો અંતરયાતી છે તેથી જાણી ગયા
: આણે વૈષ્ણવની નીંદા કરી છે તેથી તેને કોડ નિકળ્યો છે. શ્રી
ુસાંઇજીએ આજ્ઞા કરી કે સ્મશાનમાં આમારો સેવક બેઠો છે
ાની તમે જુઠન ખાઓ તો તમારો કોડ મટે. વૈષ્ણવે તેજ પ્ર-
ાણે કર્યું. સુર્ય ઉદયથી જેમ અંધકાર માટે તેમ તરતજ તેનો
ાડ મટી ગયો. જેમ અમ્રત પીધાથી મ્રત્યુનો ભય મટી જાય
ેમ આજ્ઞાથી સંસાર મટી જાય અને જેમ ભકિત ઉદયથી ત્રિ-
ેધ તાપ મટી જાય તેમ જુઠન લેવાથી તેનો કોડ મટી ગયો
મે રાજાનો દેહ નિરમળ થતાં શ્રી ગોકુળ આવી એ રાજા શ્રી
ુસાંઇજીનો સેવક થયો અને વિનંતિ કરી કે મહારાજ મેં વૈશ્ણ.
ાની નીંદા ઘણી કરી છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે
ૈશ્ણવનો દ્રેષ ઘણો ભુંડો છે શ્રી ઠાકુરજી તમે શ્રી મહાપ્રભુજી
ૈષ્ણવનો અપરાધ ક્ષમા કરતા નથી વૈશ્ણવનો અપરાધ વઇ-
ણવથીજ ક્ષમા થાય જેથી તમારો અપરાધ મેં વઇશ્ણવ પાસે
ક્ષમા કરાવ્યો છે. શ્રી ઠાકુરજીએ ગીતાજીમાં કહ્યુ છે કે,

અર્થ:—જે દુરાચારી હોય પણ અન્નય થઇ મને ભજન તો
કોય તેને સાધુ જાણવો. તેણે સારૂંજ નિશ્ચય કરેલું છે. જેથી
વઇશ્ણવની નીંદા ન કરવી. આ સાંભળી રાજાએ પોતાનો અ-
પરાધ ક્ષમા કરાવ્યો. અને શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા
લાગ્યો. દિન પ્રતિદિન રાજાને સત્સંગ લાગતો ગયો અને ભગ-
વદ ભાવ વધતો ગયો. રાજાના ઉપર શ્રી ઠાકુરજી પ્રસન્ન થયા.
અને શ્રી ગુસાંઇજીની કૃપાથી અનુભવ પણ થયો.

(શેઠપુત્ર અને દાસીની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૩૩ મી)

શેઠ શ્રી ગુસાંઇજીના સેવક હતા. જ્યારે તેના દેહ છુટ્યે ત્યારે પોતાને ત્યાં જે દાસી હતી તેને પોતાનો પુત્ર તથા શ્ર ઠાકુરજીની સેવા સોંપ્યા હતાં. શેઠપુત્ર દાસીને માજી કહેતાએ સમય તે ગામમાંથી લોક શ્રીજીદ્વાર જવા લાગ્યા ત્યારે શે પુત્રે કહ્યું કે માજી હું યાત્રાએ જઉં છું. દાસીએ કહ્યું કે હાલ તું શ્રી નાથજીના દરશાન કરવા ન જા. શ્રી નાથજીની ઈચ્છા નથ શેઠ પુત્રે માન્યું નહીં. અને સંગની સાથે ગયો. રસ્તામાં એ રાજાનું ગામ હતું ત્યાં શેઠ પુત્રને અને સરકારને મનુષ્ય લડા થઈ. રાજાએ આખા સંગને કેદ કર્યો. બે દિવસ પછી સંગ છોડી મુકયો અને શેઠ પુત્રને કેદ રાખ્યો. સંગ શ્રીજીદ્વાર ગયે શ્રી નાથજીના દર્શન કર્યાં અને યાત્રા કરી પાછો પોતાને દેશ આવ્યો. રસ્તામાં તે ગામ આવ્યું ત્યાં શેઠ પુત્ર કેદ હતો. સં ગવાળએ રાજાને કહીને તેને છોડાવ્યો પછી પોતાને ગામ આવ્યો ત્યારે દાસીને કહ્યું કે મારે શ્રીનાથજીના દર્શન થયા. ઉલટો હું દુઃખ પામ્યો તમારી કૃપા હશે તો શ્રી નાથજી મને દરશાન દેશે. દાસીને દયા આવિ અને શેઠ પુત્રને કહ્યું કે તું વૈષ્ણવની ટહેલ કર. શ્રી નાથજી તને દરશાન દેશે. શેઠ પુ વૈષ્ણવની ટહેલ કરવા લાગ્યો. જે વૈશ્ણવ આવે તેને ન્હરાવે મહાપ્રસાદ લેવરાવે અને પંખો કરે. જળપાન કરાવે તથા પગ પણ દાબે વિગેરે આખો દિવસ પોતાના અંગથી ટહેલ કરે એક દિવસ તાદ્રશી ભગવદિય અદ્દભુતદાસજી આવ્યા. તેમ તેણે ટહેલ બહુ કરી, ત્યારે અદ્દભુતદાસે કહ્યું કે કંઈ માગ

ારે શેઠ પુત્ર કહ્યું મારે શ્રી નાથજીના દર્શન થાય અને
ાયાત્રા થાય. અદ્દભુતદાસે કહ્યું કે હા થશે, શ્રી ગુશાંઈજીની
પાથી શ્રી નાથજી દરશન દેશે. દાસીને સાથે લઇ શેઠ પુત્ર શ્રી
.થજીના દરશન કરવા ગયો. શ્રી નાથજીના દરશન કર્યાં
ને શ્રી ગુશાંઇજીના પણ દરશન ન કર્યા. વળતી દાસીએ ક-
ર્યું કે મહારાજ આના કરમમાં દરશન નહોતાં પરંતુ વઈષ્ણવની
પાથી થયા. ત્યારે શ્રી ગુશાંઈજીએ કહ્યું કે શ્રી નાથજી વૈસ-
;વના વશ છે. ચાહે તો બ્રહ્માંડ ફેરવી નાંખે. વૈસણુવ પ્રસન્ન
ાય તો કરમનાં લેખ તથા અન્ય પણ ખોટી ખરી સર્વ વા-
ા મટી જાય. શેઠ પુત્ર યાત્રા કરી પોતાને ઘેર આવ્યો અને
ાવા કરવા લાગ્યો. એ દાસી અને શેઠ પુત્ર એવા કૃપા પાત્ર હતાં.

( રૂપા પોળિયાની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૩૪ મી. )

રૂપા પોળિયા શ્રી નાથજીની સીંધ પોળ પર બેસતો હતો.
ને રાત્રે ઘોળ ગાતો હતો એક દિવસ ગોવીંદ સ્વામીએ ક-
ું કે તું ઘોળ ન ગઇશ. તારો રાગ સારો નથી. તેથી તેણે ન
ાયું શ્રી નાથજીને આખી રાત નિદ્રા આવી નહીં. સવારે શ્રી
ુસાંઇજીએ શ્રી નાથજીને જગાડયા ત્યારે શ્રી નાથજીનાં નેત્ર
ાલ દીઠાં. શ્રી ગુસાંઈજીએ શ્રી નાથજીને પુછયું કે ઉજાગરો
ેમ થયો છે ? શ્રી નાથજીએ કહ્યું કે રૂપા પોળિઓ નિત્ય
ઘોળ ગાયા છે ત્યારે મને નિદ્રા આવે છે આજ . તરે ેણે ગાયું
નહીં તેથી મને નિદ્રા આવી નહીં, શ્રી. નાથજીએ રૂપાને કહ્યું કે
તું ઘોળ કેમ ન ગાયા ત્હારે તેણે હાથ જોડીને કહ્યું કે મને ગો-
વિંદ સ્વામીએ ના કહી છે. શ્રી ગુસાંઇજીએ ગોવિંદસ્વામીને

પુછયું કે તમે રૂપાને ગાવાને ના કેમ કહી ? શ્રી નાથજીને નિદ્રા ન આવિ ગોવિંદસ્વામીએ કહયું કે મને ખબર નહોતિ કે ખાંડ ગોળ એક ભાવે છે. શ્રી ગુશાંઇજીએ કહયું કે કરમને કૃપામાં ફેર છે, ગોવિંદસ્વામી આથી ચુપ થઈ ગયા. રૂપા પોળિયે નિત્ય ઘોળ ગાતો ત્યારે શ્રી નાથજીને નીદ્રા આવતી

(પ્રસંગ ૧ લો.)

એક દિવસ રાતરે શ્રી નાથજીને ભુખ લાગી તથી રૂપ પોળીયાને લાત મારીને જગાડયો અને આજ્ઞા કરી કે મને ભુખ લાગી છે. રૂપા પોળીયા એ શ્રી ગુશાંઇજીને જગાડી વિનંતિ કરિ કે શ્રી નાથજીને ભુખ લાગી છે. શ્રી ગુશાંઇજી ન્હાઈ સામગ્રી લઈ ભીતર પધાર્યા અને શ્રી નાથજીને સામગ્રી આરોગાવી. શ્રી ગુશાંઇજી રૂપા પર પ્રસન્ન થયા આવી અનેક લીલા શ્રી નાથજી રૂપા પોળિઓ શ્રી ગુશાંઈજીનો એવો કૃપા પાત્ર હતો

કેટલાક લખે છે કે રૂપાપોળી આ શ્વાન થયો હતો, એ વાત જુઠી છે. કારણ કે જાણિને અણપ્રસાદી ખાય નહીં. અને અજાણનો એટલો દંડ પણ હોય નહી. ”

(ચહુડા ભાગીનિ વાર્તા) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૩૫ મી)

એક ચાહુડો ગોર્વધનમાં રહેતો હતો, શ્રી નાથજી નીત્ય વિલછકુંડપર ખેલવા પધારતા હતા અને ચહુંડો નીત્ય ઘાસ ખોદવા જતો હતો શ્રી નાજીએ તેને દર્શન દીધાં શ્રી નાથજી તેની સાથે વાતો કરતા હતા. એક દિવસ એ ચાહુંડો ગોપાલપુર સુધી શ્રી નાથજીની સાથે વાતો કરતો કરતો આવ્યો. શ્રી ગુસાંઇજીએ તેને પુછયું કે શ્રી નાથજીએ તેને શુ વાત કહી

ણે કહયું કે મહારાજ વનની વાત કરતા હતા. આપની કૃ-
ાથી નિત્ય વનમાં દર્શન દે છે જે દિવસ મારે દર્શન નથી થતાં
દિવસ હું અન્નજળ પણ લેતો નથી, તેથી બીજે દીવસ સ-
ારે અથવા તે રાતે દર્શન દઇ જાય છે. આ સાંભળી શ્રી ગુ-
ાંઇજીએ મનુષ્યોને કહ્યું કે રાજભોગની માળા બોલે ત્યારે સ-
થી પહેલાં આને બોલાવીને દરશન કરાવી દેજો. એ બહાર
ાય ત્યારે બીજા લોકોને દર્શન કરાવજો. મનુષ્યો આ પ્રમાણે
રવા લાગ્યાં. શ્રી ગુશાંઇજીની આજ્ઞા અનુસાર એક દિવસ તે
હુડો આવી શકયો નહીં. અને રાજભોગ થઇ ગયા. તાળા મંગળ
યા ત્યારે આવ્યો તાળું વાસેલું જોઈ તેનું ચિત ઉદાસ થઇ
યું અને તાવ આવી ગયો અને મંદીરની પાછળ જઈ પડી
હ્યો. તેને ઘણો વિરહતાપ થયો તેનું દુઃખ શ્રી નાથજી સહી
શકયા. શ્રી નાથજીએ છડી લઈ ભીત ખોદીને બારી પાડી
ને તેમાંથી તેને બોલાવવા લાગ્યા. તે ઉઠીને ઉભો થયો અને
ી નાથજીનાં દર્શન કર્યાં. શ્રી નાથજીએ તેને બે લાડવા આ-
યા ત્યાથી તેણે લાડવા લઇ શ્રી ગિરિરાજથી નીચે આવી એક
ાડવો ખાધો અને બીજો બાંધી રાખ્યો. ગામમાં એક વાત
ીકળી ગઈ કે દિવસે કોઈએ શ્રી નાથજીના મંદિરમાં બારી
ાડી છે. આ સાંભળી શ્રી ગુસાંઇજી ઉદાસ થયા અને ભીત-
ેયા પાસે સામાનની તપાસ કરાવી ભીતરીઆએ કહ્યું કે
ામાન કંઇ પણ ગયો નથી. ચહુડાએ શ્રી ગુશાંઈજીને વિનંતિ
ી કે મહારાજ એ બારી તો શ્રી નાથજીએ તેને દરશાન દેવા
ાડી છે. અને તેણે બનેલી બધી વાત કહી અને લાડવો દેખા-

ર્યો શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે ગમે તે વખત દર્શન કરવા આવે ત્યારે સર્વથી પહેલાં તેને દર્શન કરાવી દેજો. અને તેને નિત્ય પાતળ ધરજો. શ્રી ગુશાંઇજીના મનુષ્ય તેજ પ્રમાણે કરવ લાગ્યા. એ ચહુડો શ્રી નાથજીનો એવો કૃપા પાત્ર હતો. જેને શ્રી નાથજી વિના સર્વ સંસાર ફીકો લાગતો હતો.

( કણબીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૩૬ મી. )

આ કણબી વઈષ્ણવ ગુજરાતના સંગ સાથે શ્રી ગોકુળ આવ્યો, અને શ્રી ગુશાંઇજીનો સેવક થયો. શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે મને ગાયની સેવામાં રાખો. એ વનમાં ગાય ચરાવતો અને ગાયો ઉપરનો કચરો ચાદર વડે કાઢતો હતો. ગાયો નીચે સુકી જગ્યા રાખતો અને તનમનથી ગાયોની સેવા કરતો હતો તેની એવી સેવા જોઇને શ્રી ગોવર્ધનનાથજી ઘણા પ્રસન્ન થયા. અને તેને ખીડકમાં દર્શન દેવા લાગ્યા. અને ખેલવ લાગ્યા. ત્યાં છાકમંડળી કરતા અને પટેલને ગોપગ્વાલ મંડળી સાથે બેસાડી ખવરાવતા હતા; ત્યા તે પ્રસાદની પાતળ લેવ જતા નહીં. નિત્ય એક વખત શ્રી ગુશાઇજીનાં દરશન કરવ જતો. એકવાર શ્રી ગુસાંઇજીએ પુછ્યું કે પટેલ પ્રસાદ કયાં લે છો ? ત્યારે તેણે હાથ જોડી વિનંતી કરી કે શ્રી નાથજી નિત્ય છોકરાઓ શાથે ભોજન કરવા વનમાં પધારે છે ત્યારે મને ખવરાવે છે તેની પાતળ લેવા શું કામ આવું. આ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા. એક દિવસ વઇષ્ણવ મંડળીમાં એક વઇષ્ણવે પદ ગાયું " નાચત રાસમેં ગોપાલ " ત્યારે તે પટેલે કહયું કે નાચત ઘાસમેં ગોપાલ તેથી તે વઇષ્ણવ પટેલને પકડ

શ્રી ગુસાંઇજીની પાસે લઈ ગયો શ્રી ગુસાંઈજીની આગળ તે વૈસ્ણવે વિનંતી કરી કે મહારાજ આ પટેલ એમ કહે છે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે એણે ઘાસમાં નાચતા જોયા તેથી તેણે એમ કહ્યું, અને તમે રાસમાં નાચતા યા તેથી તમે એમ કહ્યું. બન્નેની વાત સાચી છે. શ્રી ગોવરધનનાથજીની તેવી ઈચ્છા હોય તેવા તેને દરશન દે. બન્નેની વાત સાચી છે. આ સાંભળી તે વૈસ્ણવ ઘણો પ્રસન્ન થયો એ પટેલ શ્રી નાથજી સાથે સખાભાવે રહેતા હતા. શ્રી ગુસાંઇજીની કૃપાથી તેને એવો અનુભવ થયો.

(દ્વારકાદાસની વાર્તા.) | પ્રસંગ ૧ લો. (વાર્તા ૧૩૭ મી)

એ સીલ ગામમાં રહેતા હતા. તે હથીયાર બાંધતા હતા શ્રી ગોવરધનનાથજીનાં દર્શન કરવા આવતા ત્યારે તે દેહદશા ભુલી જતા. બીજા મનુષ્ય તેમને મંદિર બહાર ઉઠાવી લાવતા. શ્રી ગુશાંઈજી પધારીને દ્વારકાદાસને હેલો પડતા ત્યારે તેમને દેહની શુદ્ધિ આવતિ. વળી દર્શન આવતા ત્યારે એ પ્રમાણે સદૈવ એવી દશા તેમની રહેતી. એ નિત્ય શ્રી નાથજીની સ્વરૂપમાં છકયા રહેતો હતા એ દ્વારકાદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(પઠાણના પુત્રની વાર્તા) પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૩૮ મી)

એ પઠાણના પુત્રે શ્રી ગુસાંઈજી પાસે નામ સાંભળ્યું અને જાતનો વ્યવહાર છોડી વૈષ્ણવની ચાલ ચાલવા લાગ્યો. તેના માબાપ તથા સગાં પૃથ્વીપતિની પાસે ફરીયાદ કરવા ગયાં. પૃથ્વીપતિએ કહ્યું કે તું કંઠી તોડી નાંખ, ત્યારે તેણે :

જેની સાથે મારૂં મન લાગેલું છે તેને કંઠી ઘણીજ વહાલી છે અને તે આ બાંધેલી રીઝે છે. પૃથ્વીપતીએ કહ્યું કે તરવારલાવો. તેનું માથું કાપી નાંખો. ત્યારે તે પઠાણનો પુત્ર બોલ્યો કે બીજી તલવાર શા માટે મંગાવોં છો. આ મારી પાસે છે તે લો. આ સાંભળી પાદશાહ વિચાર કરવા લાગ્યો, અને કહ્યું કે જુઓ આની ધર્મપર કેવિ નિષ્ટાછે. હું તેના પર ઘણો ખુશ છું. તેને પણ કંઈ કોઈ કહેશો નહી એ સત્યવાદી માણસ છે. પાદશાહે તેને નોકર રાખ્યો. એ પઠાણનો પુત્ર એવો ટેકી અને શ્રી ગુસાંઈજી કૃપાપાત્ર હતો જેણે કંઠી તોડવાને માટે માથું કાપવા કબુલ કર્યું.

(એક રજપુત અને તેની પુત્રીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૯ મી)

એક વખત આ રજપુત પોતાની પુત્રીને સાસરેથી બોલાવી પોતાને ઘેર લઇ જતો હતો, અને ચાચા હરિવંશજી ગુજરાતથી શ્રીજીદ્વાર આવતા હતા. રસ્તામાં તેમને સંગાત થયો. ચાચાજીએ વિચાર કર્યો કે જીવ તો બન્નેનો દૈવિ છે. આવો વિચાર કરી તેમની સાથે આવ્યા અને તેમને ઘેર ઉતર્યા અને ભગવદ્ વાર્તા કરી સર્વનું મન ભિંજાવી દીધું. અને રજપુતના ઘરના સર્વ મનુષ્યના નામ સંભળાવ્યું. અને સર્વને અરસ પરસની રિત શીખવી વાર્તા સાંભળવાથી રજપુતની પુત્રીનું મન શ્રી ગોવર્ધનાથજીમાં લાગ્યું. અને વિરહતાપ થયો. શ્રી

ાથજી મારી પુત્રીને લઇ ગયા અને મને કેમ ન લઇ ગયા. તેનું ારણ કહો. ચાચાજીએ કહ્યું કે તમને પણ લઇ જશે પરંતુ હાલ ામારી પાસે કંઈ કામ કરાવવું છે, આ સાંમળી રજપુત પ્રસન્ન ાયો અને ચાચાજીની સાથે આવી શ્રી ગુસાંઇજીના તથા શ્રી ાથજીના દર્શન કર્યા. અને નામ નિવેદન કરાવ્યું. શ્રી ઠાકુ-જી પધરાવી પોતાને દેશ આવ્યો. અને ઘરમાં ભગવત્સેવા ારવા લાગ્યો. શ્રી ગોવર્ધનનાથજી નિત્ય તે રજપુતને દર્શન દેતા ્તા કોઇ કોઈ દિવસ તેની પુત્રી સાથે દર્શન દેતા. અને રજપુ-ાના સંગથી આખું ગામ વઇષ્ણવ થયું. એ રજપુતશ્રીગુસાં-ાજીનો એવો કૃપા પાત્ર હતો.

(વિરક્ત વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૦ મી.)

એ વિરક્ત વઇષ્ણવ ગુજરાતથી શ્રીજીદ્વાર ગયો. અને શ્રી ગુશાંઇજીનો સેવક થયો. તે શ્રી ગુસાંઇજી અને ભગવદીયને એક સ્વરૂપ જાણતો હતો. તે વ્રજમાં ફર્યા કરતો. એક દિવસ રસ્તામાં જતો હતો ત્યાં તેણે એક ડાશીના પુત્રને સર્પ કરડવાથી તે પુત્ર મરી ગયો તેથી તે ડાશીને રડતી જોઈ આથી તેને દયા આવી તેથી તે પુત્રને ભગવદ નામ સંભળાવી જીવતો કર્યો આ વાત જોઈને સર્વ લોક તેની પાછળ લાગ્યા અને કહેવા લાગ્યા કે અમને મંત્ર શીખવાડો તેથી તેણે અષ્ટાક્ષર મંત્ર કહયો. તે લોકોએ કહ્યું કે આ મંત્ર તો અમને આવડે છે. વઇષ્ણવે કહ્યું કે વિશ્વાસ રાખો. પરંતુ વિશ્વાસ આવ્યો નહીં, વઇષ્ણવ તો ચાલ્યો ગયો, આ વઇષ્ણવને ભગવન્નામ પર એવો વિશ્વાસ હતો, એનાથી અધિક તે કોઇ પણ મંત્ર માનતો નહોતો, તે જે કાર્ય કરતો તે

જેની સાથે મારૂં મન લાગેલું છે તેને કંઠી ઘણીજ વહાલી
અને તે આ બાંધેલી રીઝ છે. પૃથ્વીપતીએ કહ્યું કે તરવારલાવો
તેનું માથું કાપી નાંખો. ત્યારે તે પઠાણનો પુત્ર બોલ્યો કે બીજી
તલવાર શા માટે મંગાવો છો. આ મારી પાસે છે તે લો. આ
સાંભળી પાદશાહ વિચાર કરવા લાગ્યો, અને કહ્યું કે જુએ
આની ધર્મપર કેવિ નિષ્ટાછે. હું તેના પર ઘણો ખુશ છું. તેને પણ
કંઈ કોઈ કહેશો નહી એ સત્યવાદી માણસ છે. પાદશાહે તેને
નોકર રાખ્યો. એ પઠાણનો પુત્ર એવો ટેકી અને શ્રી ગુસાંઇજી
કૃપાપાત્ર હતો જેણે કંઠી તોડવાને માટે માથું કાપવા કબુલ કર્યું

(એક રજપુત અને તેની પુત્રીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૩૯ મી)

એક વખત આ રજપુત પોતાની પુત્રીને સાસરેથી બો-
લાવી પોતાને ઘેર લઇ જતો હતો, અને ચાચા હરિવંશજી ગુ
જરાતથી શ્રીજીદ્વાર આવતા હતા. રસ્તામાં તેમને સંગાત
થયો. ચાચાજીએ વિચાર કર્યો કે જીવ તો બન્નેનો દૈવિ છે
આવો વિચાર કરી તેમની સાથે આવ્યા અને તેમને ઘેર ઉતર્યા
અને ભગવદ્ વાર્તા કરી સર્વનું મન ભિજાવી દીધું. અને રજ-
પુતના ઘરના સર્વ મનુષ્યના નામ સંભળાવ્યું. અને સર્વને અ-
અરસ પરસની રિત શીખવી વાર્તા સાંભળવાથી રજપુતની પુત્રીનું
મન શ્રી ગોવર્ધનાથજીમાં લાગ્યું. અને વિરહતાપ થયો. શ્રી
ગોવર્ધનનાથજી રાત્રે પધાર્યા અને સર્વ સુખ દિધું. શ્રી નાથ-
જીએ કૃપા કરી તેને સાથે લઈ પધાર્યા. તે રજપુતને દિવ્ય દ્રષ્ટી
થઇ તેથી તેણે પોતાની પુત્રીને શ્રી નાથજીની સાથે લીલામાં
જાતી જોઈ. રજપુત ચાચાજીને નમી પડયો. અને કહ્યુ કે શ્રી

ાથજી મારી પુત્રીને લઇ ગયા અને મને કેમ ન લઇ ગયા. તે
ારણ કહો. ચાચાજીએ કહ્યું કે તમને પણ લઇ જશે પરંતુ હાલ
મારી પાસે કંઈ કામ કરાવવું છે, આ સાંભળી રજપુત પ્રસન્ન
યો અને ચાચાજીની સાથે આવી શ્રી ગુસાંઇજીના તથા શ્રી
ાથજીના દર્શન કર્યા. અને નામ નિવેદન કરાવ્યું. શ્રી ઠાકુ-
જી પધરાવી પોતાને દેશ આવ્યો. અને ઘરમાં ભગવત્સેવા
રવા લાગ્યો. શ્રી ગોવર્ધનનાથજી નિત્ય તે રજપુતને દર્શન દેતા
તા કોઇ કોઈ દિવસ તેની પુત્રી સાથે દર્શન દેતા. અને રજપુ-
ના સંગથી આખું ગામ વઇષ્ણવ થયું. એ રજપુતશ્રીગુસાં-
જીનો એવો કૃપા પાત્ર હતો.

( વિરકત વૈષ્ણવની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪૦ મી. )

એ વિરકત વઇષ્ણવ ગુજરાતથી શ્રીજીદ્વાર ગયો. અને શ્રી
ગુશાંઇજીનો સેવક થયો. તે શ્રી ગુસાંઇજી અને ભગવદીયને
એક સ્વરૂપ જાણતો હતો. તે વ્રજમાં ફર્યા કરતો. એક દિવસ
રસ્તામાં જતો હતો ત્યાં તેણે એક ડોશીના પુત્રને સર્પ કરડવાથી
તે પુત્ર મરી ગયો તેથી તે ડોશીને રડતી જોઈ આથી તેને દયા
આવી તેથી તે પુત્રને ભગવદ નામ સંભળાવી જીવતો કર્યો
આ વાત જોઈને સર્વ લોક તેની પાછળ લાગ્યા અનેકહેવા લાગ્યા
કે અમને મંત્ર શીખવાડો તેથી તેણે અષ્ટાક્ષર મંત્ર કહયો. તે
લોકે.એ કહ્યું કે આ મંત્ર તો અમને આવડે છે. વઇષ્ણવે કહ્યું કે
વિશ્વાસ રાખો. પરંતુ વિશ્વાસ આવ્યો નહીં, વઇષ્ણવ તો ચાલ્યો
ગયો, આ વઇષ્ણવને ભગવન્નામ પર એવો વિશ્વાસ હતો, એનાથી
અધિક તે કોઇ પણ મંત્ર માનતો નહોતો, તે જે કાર્ય કરતો તે

મા નામના પ્રતાપથી કરતા હતા. એ એવા કૃપા પાત્ર હત

(વિરક્ત વૈષ્ણવ બીજાની વાર્તા.) ( પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૪૧ મી)

શ્રી ગુશાંઇજી દ્વારકા પધારતા હતા ત્યારે આ વઇષ્ણ રસ્તાંમાંથી તેમની સાથે ચાલ્યો. દ્વારકા થઇ શ્રી ગુસાંઇજીન સાથે શ્રી ગોકુળ આવ્યો, અને જન્મ પર્યંત શ્રી ગોકુળમાં રહ્યો શ્રી નાથજીની સેવા શુદ્ધ ચિતે કરતો હતો. જ્યાં ભુલતો ત્ય નવનીત પ્રિયાજી તેને શીખવતા કે આ વસ્તુ આ રીતે થા છે. એ વિરક્ત વઇષ્ણવ શ્રી ગુસાંઇજીનો એવો કૃપા પાત્ર હતે જેની સાથે શ્રી નવનીત પ્રિયાજી બાલભાવથી ખેલતા હતા

(એક ક્ષત્રાણીની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪૨ મી. )

એ ક્ષત્રાણિ શ્રી ગુશાઈજીની પાસે નામ સાંભળવા બેઠી પરંતુ તેને અષ્ટાક્ષર મંત્ર આવડયો નહીં. ત્યારે શ્રી ગુશાંઇ જીએ આજ્ઞા કરી કે તને મારૂં નામ આવડે છે? ત્યારે ક્ષત્રા ણીએ કહ્યું કે હે પ્રભુ! તે મસ આવડે છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે મારૂં નામ લે. તેથી તે ક્ષત્રાણી શ્રી ગુસાંઇજીન નામ લીધા કરતી હતી. દિવસ રાત એ નામના પ્રતાપથી શ્ર નાથજીએ તેને દર્શન દીધાં. અને તેને ઘેર આવી માખણ મા ગતા અને દુધ આરોગતા. એ ક્ષત્રાણી શ્રી ગુસાંઇજીની એવ કૃપા પાત્ર હતિ.

( આનંદદાસ સાચોરા બ્રાહ્મણની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૪૩ મી.)

એ આનંદદાસ ગુજરાતમાં રહેતા હતા. અને શ્રી ગુસાં ઈજીના કૃપા પાત્ર હતા. આનંદદાસ વ્રજયાત્રા કરવા ગયા. અ દેશમાં એક વઇષ્ણવ હતો. તે ઘણો દ્રવ્ય પાત્ર હતો. તે શેઠને શ્ર

કુરજીએ કહ્યું કે આનંદદાસના હાથની સામગ્રી મને બહુ ાવે છે જેથી તમે આનંદદાસને બોલાવો. શેઠ આનંદદાસને ાલાવી લાવ્યો અને કહ્યું કે જન્મપર્યંત તમે મારી પાસે રહો, ભુ તમારા પર રીઝયા છે તેથી તેમને પ્રસન્ન કરો. તે તો આ- ંદે રહ્યા. અને સારી રીતે સામગ્રી કરવા લાગ્યા. અનેક પ્રકા- ના મનોરથ કરતા. એ ગામમાં એક ઢગુ જાટ રહેતો હતો. તે મેક દિવસ આ શેઠને ઘેર પ્રસાદ લેવા આવ્યો. આનંદદાસને તેઈને બહુ ચીડાવ્યો અને કહ્યું કે અજાણના હાથનો પ્રસાદ હી લઉં. એ રીસાઇ ગયો. બીજુ કોઇ કંઇ પણ બોલ્યું નહી. પરંતુ આનંદદાસનું ચિત્ત ઉદાસ થયું. રાત્રે શ્રી ઠાકુરજીએ સ્વપ્નમાં ઢગુ જાટને કહ્યું કે જા તું એના હાથનો પ્રસાદ નહી ત્રે તો બહિર્મુખ થઇશ. સવારે પ્રસાદ લેવાની વેળાએ તે ઢગુ જાટે આવીને અનંદદાસને વિનંતિ કરી કે મારો અપરાધ ક્ષમા કરો હું તમારા હાથનો પ્રસાદ લેવા આવ્યો છું. આનં- દદાસે પ્રસન્નતાથી તેમને પ્રસાદની પાતળ ધરી. અને મનમાં કાંઇ પણ દ્વેશ લાવ્યા નહી. એ આનંદદાસજી સચોરા એવા કૃ- પાપાત્ર હતા. જેમને શ્રી ઠાકુરજી સર્વ સામગ્રી શીખવી જતા.

(એક નાઇ વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૪૪ મી.)

એ નાઇ દ્વારકાના રસ્તામાં રહેતો હતો. જ્યારે શ્રી ગુ- સાંઇજી પધાર્યા ત્યારે તેણે શ્રી ગુસાંઇજીના નખ ઉતાર્યા. કર્યા ત્યાં સુધી તો મનુષ્ય જોયા પરંતું જ્યારે નખ ઉતારી રહયો અને રાચ બાંધ્યા. ત્યારે ને સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં, તેથી તેણે ગુસાંઇજીને વિનંતી કરી કે મહારાજ મને

શરણુ લો. શ્રી ગુસાંઈજીએ નામ નિવેદન કરાવ્યું. તે નાઈ પ-રમ ભગવદીય થયો અને તેણે સર્વ રાસ કુવામાં નાખી દિધાં અને એવો વિચારા કર્યો કે, વ્યવહાર કરી નિર્વાહ ચલાવીશ. આવો વિચાર કરી ભગવદ સેવા કરવા લાગ્યો અને વેપાર શરૂ કર્યો. ધીરે ધીરે શ્રી ઠાકુરજી પ્રસન્ન થયા. એ નાઈ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો. કે જેને થોડા દિવસમાં ભ-ગવદ લીલાનો અનુભવ થયો.

(ભીમજી દવે સાચોરા બ્રાહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૪૫ મી.)

એ ભીમજી દવેનું ગામ ગુજરાતના રસ્તામાં હતું. શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તે ગામમાં મુકામ કર્યો હતો, જ્યારે ભીમજી દવે તળાવપર ન્હાવા આવ્યો ત્હારે ભીમજી દવેને શ્રી ગુસાંઈજીનાં દર્શન થયાં. સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં. ભીમજી દવે શ્રી ગુસાંઇજીની સાથે ગયો.અને ગ્રં-ન્થ તથા માર્ગની રીત શીખી શ્રી ગુસાંઇજીની સાથે ગયો. અને સર્વ રીત શીખ્યો. ગ્રન્થસીખી ઠાકુરજી પધરાવી પોતાને ઘેર આવી રહયો. જયારે નાગજીભાઇ શ્રી ગોકુળ આવતા જતા, ત્યારે બે ચાર દિવસ ભીમજીની પાસે રહેતા. અને ભગવદવાર્તા કરતા, ભગવદરસમાં છકયા રહેતા. એક સમય નાથજીભાઈને ઘેર ગયા, ત્યારે ભીમજી ભાઇ ઘેર ગયા. ત્યારે ભીમજીભાઇ ઘેર નહોતા નાગજીભાઈ પોતાનું નામ કહી શ્રી ગોકુલ ચાલ્યા ગયા, જયારે ભીમજીભાઇ આવ્યા ત્યારે ખબર સાંભળી કે ગજીભાઇ પાછા ગયા, ભીમજીભાઈ ઘણા ઉદાસ થયા, અને મહાપ્રસાદ લીધો નહી રાત્રે રસ્તામાં ,નાગજીભાઈ સુતા હતા

ાં શ્રી ગોવર્ધનનાથજીએ પધારીને આજ્ઞા કરી કે તમે. ભી-જીભાઇને મળ્યા વિના આવ્યા છો તેથી, ભીમજીભાઈ ભુ-યા છે. જેથી જો.તમે ભીમજીભાઇજીને મળ્યા વિના આવશો તો તમને દર્શન દઈશ નહી. નાગજીભાઇ સુતા ઉઠી પાછા ફર્યા. ને ભીમજીભાઈને આવી મળ્યા. ચાર પાંચ દીવસ રહયા. અને ીમજીભાઇને પ્રસન્ન કરી નાગજીભાઈ શ્રી ગુશાંઈજીના દર્શન ાટે ગયા શ્રી નાથજીએ પ્રથમથીજ શ્રી ગુશાંઈજીને કહ્યું હતુ નાગજીભાઇએ બે દીવસ ભીમજીભાઇને ભુખ્યા રાખ્યા છે. યારે શ્રી ગુંશાંઇજીની પાસે ગયા અને દર્શન કર્યા ત્યારે શ્રી ો ગુશાંઇજીએ આજ્ઞા કરી કે વઇષ્ણુવનું અને શ્રી ઠાકુરજીનું વરૂપ એક જાણવું વઇષ્ણુવ કંઇ ઓછી વસ્તુ નથી જેને માટે ર્ણ પુરૂષોત્તમને અપેક્ષા થઈ છે અને પૃથ્વી પર જન્મ લેવો ડયો છે. આવા વઈષ્ણવને શ્રમ દેવો ન જોઈએ. આ સાંભળી ાગજીભાઈએ અપરાધ ક્ષમા કરાવ્યો. ભીમજી દવે શ્રી ગુશાં-જીના એવા કૃપા પાત્ર ભગવદિય હતા. જેમની આરતી શ્રી ાથજી સહિ ન શકયા.

( શ્રી ગુસાંઇજીના સેવક રાજનગરમાં રહેતા તેમની વાર્તા. )

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪૬ મી )

એ વઇશ્ણુવને એવો નિયમ હતો કે બેચાર વઈષ્ણુવને પ્ર-સાદ લેવરાવી પોતે પ્રસાદ લેતો. જે દીવસ કોઈ વઈષ્ણુવ ન આવે તે દિવસ સ્ત્રી પુરૂષ પ્રશાદ ન લેતાં આવો તેને આગ્રહ કતો કોઇ દિવસ એ શેઠ પરદેશ ગયો. અને સ્ત્રીને કહ્યું કે તું નેત્ય વઇષ્ણુવને પ્રશાદ લેવરાવજે અને જેટલા વઇષ્ણુવ પ્રશાદ

લઈ જાય તેટલા પઇસા ગાગરમાં નાંખજે. એ સ્ત્રી તે પ્રમાણે કરતી. જ્યારે શેઠ પરદેશથી આવ્યો અને આવીને પઈશા ગણ્યા તો તે પઇશામાંથી પાંચ રત્ન નીકળ્યાં. ત્યારે તેને. સ્ત્રીએ કહ્યુ કે મેં તો પૈશાં નાખ્યા છે, રત્ન નાખ્યા નથી. આ વખતે શ્રી ગુશાંઇજી રાજનગર બીરાજતા હતા. એ વઇષ્ણુવ પાંચ રત્ન લઈ શ્રી ગુશાંઇજી પાસે ગયો અને વિનંતી કરી કે મહારાજ આનું કારણ શું ? શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે પાંચ ભગવદીય તાદ્રશી આવ્યા હશે, જેથી પાંચ રત્ન થઇ ગયાં છે. જેથી વઇશણુવને અવશ્ય કરી જેમ બને તેમ આદર આપવો. એ વઇશણુવ શ્રી ગુશાંઇજીનો એવો કૃપા પાત્ર હતો જેને રત્નદ્વારા શ્રી ઠાકુરજીએ વઇશણુવના સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું.

( ચહુડા બહારવાળાની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૪૭ મી. )

એ ચહુડો નિત્ય ગોકુળ રસ્તા વાળતો અને મનમાં એમ જાણતો કે, શ્રી ગુશાંઇજી નિત્ય ઠકુરાણી ઘાટ પધારે છે; પરંતુ તેમના ચરણારવિંદમાં કાંઈ પણ કચરો ન ભરાય તો સારૂં. વઇષ્ણુવ જુઠણની પાતળો નાંખતા તે ખાતો હતો તેણે વઇષ્ણુવની જુઠણ ખાધી તેથી તને દિવ્ય દ્રષ્ટિ થઇ અને માર્ગની રીત બધી સમજાઈ વેદ શાસ્ત્રનું જ્ઞાન થયું. જેમનાભાજી જેમણે ભકતમાલ કરી છે તેમને જ્ઞાન થયું હતું તેમ આ ચહુડાને જ્ઞાન થયું. એક દિવસ શ્રી ગોકુળમાં કાશીના પંડીત આવ્યા તેમણે રસોઈ કરી અને ચહુડાને જુઠણ દેવા લાગ્યા, ત્યારે ચહુડાએ કહ્યુ કે હું કોઇનું જુઠણ ખાતો નથી, ત્યારે બીજી રોટલી દેવા લાગ્યા ત્યારે તેણે કહ્યુ કે એતો અણપ્રસાદી છે. શ્રી

કુરજીને ભોગ ધરેલિ નથિ તે હું નહિ લઉં, ત્યારે તેમણે
હું કે ભોગ ધરેલી છે. ચહુડાએ કહ્યું કે આ રોટલી શ્રી
કુરજી આરોગ્યા નથી. તમારી આ સર્વ રસોઇ જુઠણની છે.
લો પુંછીને રસોઇ કરી છે. અને વેદ તથા શાસ્ત્રના વચન તેણે
ગ્રા. આ સાંભળી પંડિત ચકીત થઇ ગયા અને કહેવા લાગ્યા
જેમનો ચહુડો આવો પંડીત છે તો તે કેવાએ હશે. આપણે
ાદ કરવો ખોટો છે. આવો વિચાર કરીને પંડિત પાછા ગયા.
ા વાત કોઇ વૈષ્ણવે શ્રી ગુસાંઇજીને કહીકે આ ચહુડાનિ વાત
ાંભળિ પંડિત પાછાગયા શ્રિ ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તેણે શુદ્ધ
ાવથી વૈષ્ણવની જુઠણ ખાધી છે તો તેને સર્વ જ્ઞાન થાય તેમાં
વાઈ શું વૈણવની જુઠણ ખાધાથી હૃદય શુદ્ધ થાય, જ્ઞાન દ્રષ્ટિ
ાય એ વિગેરે તે અન્ય માર્ગી પંડિત શું જાણે. આ સાંભળી
ી ગુસાંઇજી ચુપ થઈ રહ્યા. એ ચહુડો એવો કૃપાપાત્ર હતો.
ષ્ણવની જુઠણ ખાધાથી એવો ભાગ્યશાળી થયો.

(એક વૈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૪૮ મી.)

આ વૈશણવ પુર્વ દેશમાં રહેતો હતો. શ્રી ગુસાંઇજી પુ-
ર્વમાં પધાર્યા ત્યારે સેવક થયો. તેના મનમાં એમ આવ્યું કે
ી ગુસાંઇજીના દર્શન કરી આવું તો ઠીક, તેથી તે ગોપાલપુર
આવ્યો. અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા તો સાક્ષાત નંદકુ-
ારનાં દર્શન થયાં. શ્રી ગીરીરાજપર જઈ શ્રી નાથજીના દર્શન
ર્યાં તો શ્રી નાથજી અને શ્રી ગુશાંઈજી એક સ્વરૂપ દેખાયા
ાઇવાર શ્રી નાથજી ગુસાંઇજી દેખાય અને કોઇ સમય શ્રી
ાંઇજી શ્રી નાથજી દેખાય. આથી વૈષ્ણવે નિશ્ચય

બંને એકજ છે. જુદાજુદા સ્વરૂપ જણાય છે. મનુષ્ય ગણત્રીમ નથી, એ વૈસ્ણુવ એવો વિચાર કરવા લાગ્યો. સેવ્ય ઓર સેવક એકજ છે. સેવાથી બન્ને દેખાય છે પરંતું છેતો એકજ. ગોપાલ દાસજીએ ગાયુ છે કે, " રૂપ બેઉ એક તે ભિન્ન થઇ વિસ્તારે વિવિધ લીલા કરે ભજન સાર. " કે જોતે ગુસાંઇજીનું રૂપ ધરે સેવા કરી ન બતાવે તો સેવાની ખબર કેમ પડે તો બન્ને એકજ છે. આ વૈષ્ણુવ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો બન્ને સ્વરૂપને એક જાણી મગ્ન રહેતો હતો.

(શ્રાવક પુત્રનિ વાર્તા) ( પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૪૯ મી. )

શ્રી ગુસાંઇજી આગ્રે પધાર્યા હતા અને રૂપચંદ નંદાને ઘેર બિરાજતા હતા. દશ પંદર સ્ત્રીઓ રસ્તામાં જતી હતી તેમની એક માણુસે છબી પાડી હતી તેથી પૃથ્વીપતિના હુકમથી તેને ફાંસી દેતા હતા. આ દશ પંદર સ્ત્રીમાં એક શ્રાવણની પુત્રી હતી. તે આ માણુસને ફાંસી દેતા જોઈ પડી ગઈ. અને મુર્છા આવી આ વાતની ખબર શ્રી ગુસાંઇજીને પડી. શ્રી ગુસાંઇજીએ વિચાર કર્યો કે એનો દયાનો કેવો સ્વભાવ છે. દૈવી જીવ વિના બીજાને એવી દયા હોય નહિં. આ વિચાર કરિ શ્રી ગુસાંઇજીએ તેને અચેત જાતી એક વ્રજવાસીને કહ્યુ કે તેના પર જળ છાંટો. તે વરજવાસીએ તેના પર જળ છાંટયું. બે ઘડી પછી તેની મુર્છા શાન્ત થઈ, ત્યારે તે શ્રાવકની પુત્રીએ વરજવાસીને પુછ્યું કે તું કોણ છો? ત્યારે તેણે કહ્યુ કે શ્રી ગુસાંઇજીનો માણસ છું. એ શ્રાવકની પુત્રી શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવી અને વરજવાસીએ તેને મુર્છા આવી હતી તે બધિ વાત કરી

શ્રી ગુશાંઈજીએ આજ્ઞા કરી કે શુદ્ધ ભાવવાળી છે. તેના પર જેટલો રંગ ચઢાવો તેટલો ચઢે ત્યારે શ્રાવકની પુત્રી બોલી કે આપના જેવો બીજો કોણ કારીગર રંગ ચઢાવવાવાળો મળશે? આ સાંભળી શ્રી ગુશાંઈજી બહુ પ્રસન્ન થયા. તેને નામ સંભળાવ્યું. અને નિવેદન કરાવ્યું. પછી ઘેર આવી બધુ ધોવા લીપવાં લાગી. તેના પતિએ પુછ્યું કે તું શું કરે છે? ત્યારે તેણે કહ્યું કે હું શ્રી ગુશાંઇજીનિ સેવક થઈ છું. ત્યારે તેણે કહ્યું કે હું પણ શ્રી ગુશાંઇજીનો સેવક થઈ આવું છું. તેનો પતિ સેવક થયો. બન્ને સ્ત્રી પુરૂપ શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા નિત્ય શ્રી ગુશાંઈજીના દર્શન કરવા આવતાં. જ્યારે શ્રી ગુશાંઇજી ગોકુલ પધાર્યા ત્યારે તે શ્રાવકની પુત્રીએ કહ્યું કે તમારા દર્શન વિના હું રહી શકીશ નહી. શ્રી ગુશાઇજીએ આજ્ઞા કરી કે તું નિત્યયમુના જળ ભરવા આવજેઅને જ્યારે તું શ્રી યમુનાજીમાં ન્હાઇ ત્યારે હું તને દર્શન દઇશ. શ્રાવકની પુત્રી એ પ્રમાણે કરવા લાગી. વળી એક દિવસ શ્રી ગોકુળથી એક વ્રજવાસી એક આગ્રે આવ્યો અને તેને ઘેર ઉતર્યો. જ્યારે તે વ્રજવાસીને જપ કરવાનો વખત થયો ત્યારે તેણે કહ્યું કે હું ગઉમુખી શ્રી ગુશાંઈજીની બેઠકમાં ભુલી ગયો છુ. તેથી હું શ્રી ગોકુળ પાછો જઈશ ત્યારે પ્રસાદ લઈશ શ્રાવકની પુત્રીએ કહ્યું કે બેસો જ્યારે હું શ્રી ગુસાંઇજીના દર્શન કરવા જઇશ ત્યારે તમારી ગઉમુખી લેતી આવીશ. આ પ્રમાણે કહીને જળ ભરવા ગઇ. યમુનાજીમાં ન્હાઇને શ્રી ગુશાંઇજીનાં દર્શન કર્યાં

ગઉમુખી લઈને ચાલી નીકળી. લાવીને તે વ્રજવાસીને આપી એટલે તે વિચારમાં પડયો કે શ્રી ગોકુળ જઇને કેવી રીતે લાવી હશે ઉઠી તેને પગે પડયો ત્યારે તેણે કહ્યું કે એ શ્રી ગુસાંઇજીનો પ્રતાપ છે જ્યારે શ્રી ગુશાંઇજી અલૌકિક દેહનું દાન કરે ત્યારે સર્વ વાત સિદ્ધ થાય. આ સાંભળી વ્રજવાસી ચુપ થઈ રહયો. એ શ્રાવકની પુત્રી એવી કૃપા પાત્ર હતી જેને અલૌકિક પદાર્થ સર્વત્ર સર્વમાં વ્યાપક હતા.

બે ભાઇ પટેલ મલિયાગિરિ ચંદન લાવ્યા તેમની વાર્તા.

( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૧૫૦ મી. )

પટેલ ગુજરાતથી વ્રજમાં ગયા શ્રી ગુસાંઇજીના સેવક થયા. અને શ્રી ગોવર્ધનનાથજીની સેવામાં રહયા. તેઓના તન મન અને ધનથી શ્રી ગોવર્ધનનાથજીની સેવા કરતા. એક દિવસ શ્રી ગુસાંઇજીએ તેમને મલિયાગિરિ ચંદન લેવાને મોકલ્યા બન્ને ભાઈ મલિયાગર પર્વત ઉપર જઇ ચંદનનું ઝાડ કાપવા લાગ્યા. ત્યારે એક ભાઇને સર્પે ડંખ માર્યો ત્યારે બીજા ભાઈએ શ્રી ગોવર્ધનનાથજીનું નામ દઇ જળ છાટયું. એટલે તેનું વિષ ઉતરી ગયું. શ્રી ગુસાંઇજીને આવી ચંદન આપ્યું. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે કંઈ પણ માગો ત્યારે તેમણે કહ્યું કે અમારા હાથથી અમે શ્રી નાથજીને ચંદન સમર્પીએ શ્રી ગુસાંઇજીએ હા કહી. ત્યારે એક ભાઈ ચંદન ધરાવવા લાગ્યો અને બીજો પંખો કરવા લાગ્યો. બીજે દિવસ બીજો ભાઇ ચંદન ધરવા લાગ્યો અને પંખો કરવા લાગ્યો એ બન્ને ભાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા. જેમની સાથે શ્રી નાથજી બો-

તા. ચાલતા અને વનમાં લેઇ જતા શ્રી ગુસાંઇજીની કૃપાથી ને ભાઇ એવા ભગવદીય થયા.

( કીશોરીબાઇની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૧૫૧ મી)

એ કીશોરીબાઇ એક વૈષ્ણવની પુત્રી હતી. બાળપણમાં ી ગુસાંઇજીની સેવક થઇ હતી. પાછળથી તેને શીતળા નિક-ા તેથી તેના હાથ પણ લુલા થયા તેનાં માબાપ મરી ગયાં તાં. તેથી તેની બહેન એકવાર આવી ખવડાવી જતી. કીશો ાઇ બાળપણથીજ યમુનાષ્ટકનો પાઠ કર્યા કરતિ- એક દિવ- કીશોરીબાઇની બહેનને રીશ ચડી તેથી તેની બહેનને ખવડા વા ન આવી તેથી શ્રી યમુનાજી પધારી રસોઇ કરી પ્રસાદ લે-રાવી ગયાં. તેજ દિવસ અડધો રોગ મટી ગયો, બીજે દિવસ મુનાજીએ એવી કૃપા કરી કે તેનો બધોરોગ મટી ગયો. ત્રીજે ્વસે કીશોરીબાઇ પોતે રસોઇ કરવા લાગી અને પ્રસાદ લીધો. ાથે દિવશે કીશોરબાઇની બહેનના મનમાં એમ આવ્યું કે, ાર દિવસ થયાં કીશોરીબાઇએ કંઇ પણ ખાધુ નથી, તેથી તેની ખબર કાઢવા જાઉં. આવીને જુએ છે તો કીશોરબાઈ રશોઇ ્રે છે. તેની બહેન આ જોઇ ચકિત થઇ ગઇ. અને મનમાં વિ-ચાર કર્યો કે લુલી કેવી રીતે મટી ગઈ હશે. કીશોરબાઇની બ-હેને આ વાર્તા લોકોને કહી તેથી ગામના સર્વ લોક જોવા આવ્યા અને વિસ્મય પામ્યા. કીશોરીબાઈને લીધે શ્રી ગુસાઈ-જી આ ગામમાં પધાર્યા. કીશોરીબાઈ ચાલીને દર્શન કરવા ગઈ અને શ્રી ગુસાંઈજીને વિનંતિ કરી કે મહારાજ મને સેવા પધ-ાવી દો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમારા ઉપર ૧

યમુનાજીની કૃપા થઇ છે જેથી યમુનાજીની રેતિ એક થેલીમાં પધરાવી દઉં તેની તમે સર્વ સાજથી સેવા કરો. કીશોરીબાઇ પ્રસન્ન થઇ અને શ્રિ ગુસાંઈજીએ રમણરેતિની થેલી દીધી. એટલે તે રેતિને સિંહાસનપર પધરાવી માર્ગની રીત પ્રમાણે કીશોરિબાઇ સેવા કરવા લાગી. એ કીશોરીબાઈના ઉપર એવી કૃપા થઇ કે તે ગાદીપર કોઇ દિવસ શ્રી નાથજી, કોઇ દિવસ શ્રી નવનિતપ્રિયાજી કોઇ દિવસ શ્રી મથુરા નાથજી કોઇ દિવસ શ્રી વિઠલેશજી, કોઈ દિવસ શ્રી દ્વારકા નાથજી, કોઈ દિવસ શ્રી ગોકુલનાથજી કોઈ દિવસ શ્રી ગોકુલચદ્રમાજી, કોપ દિવસ શ્રી બાલકૃષ્ણ જી અને સર્વ સ્વરૂપના દર્શન લીલાસહિત થવા લાગ્યાં એ કીશોરીબાઇ શ્રી ગુસાંઈજીની એવી કૃપાપાત્ર થઈ.

(બે ભાઇ પટેલની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૨ મી)

એ બે ભાઇ પટેલ શ્રી ગુસાંઇજીના સેવક હતા. જે ગામમાં રહેતા હતા, તે ગામમાં એક દેવનું મંદિર હતું જે જુનુ થઈ ગયું હતું. તે ગામનો રાજા દેવીનો ભકત હતો, તેણે વિચાર કર્યો કે દેવીનું મંદિર નવું થાય તો સારૂં. ગામના મનુષ્યપર તેણે કર નાખ્યો અને યથા શકતી સર્વનિ પાસેથી કર લેવા લાગ્યો. બે ભાઈ પટેલ ઉપર બે રૂપીયા આવ્યા. ત્યારે બન્ને ભાઇએ વિચાર કર્યો કે આપણું દ્રવ્ય તો શ્રી ઠાકુરજીનું છે માટે તે કેમ દેવાય અને રાજા એ કેમ છોડે તે ઉપાય કરવો. પછી બન્ને ભાઇએ એવો વિચાર કર્યો કે દેવિને કુવામાં નાખી દેવિ રાત્રે દેવિનેને કુવામાં નાખી આવ્યા. અને ઘરમાં આવિને સુ કહ્યા. દેવિ રાજાની છાતી પર ચઢિ બેઠી કે હું કુવામાં પડી છું.

મને કાઢ, બે વૈષ્ણવ પટેલ તારા ગામમા રહે છે તેમના
ર બે રૂપીયા કર નાંખ્યો છે તે છોડી દે રાજા જાગી ગયો અને
૪ .વખતે બન્ને ભાઈ પટેલને બોલાવી દંડ માફ કર્યા અને
ાને કુવામાંથી બહાર કઢાવી. એ બન્ને ભાઈ પટેલને શ્રી
કુરજી ઉપર એવો વિશ્વાસ હતો કે જેમણે દેવીને તુચ્છ
ણી પરંતુ દેવી તેમને કંઇ પણ કરી શકી નહી. એ બન્ને ભાઇ
ટેલ એવા કૃપાપાત્ર હતા.

( એક વૈષ્ણવની વાર્તા.) ( પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૫૩ મી

આ વૈષ્ણુના શરીરમાં કોડ થયો હતો તેથી તે વૃજમાં
ાવી રહ્યો. નિત્ય શ્રી ગુસાંઈજીના તથા શ્રી નાથજીના દર્શન
રતો. અને શ્રી ગુસાંઈજીને વિનતિ કરતો કે મહારાજ મારો
ડ મટી જાય એવી કૃપા આપ કરો, શ્રી ગુસાંઇજી આજ્ઞા
રતા કે શ્રી ઠાકુરજી જે કંઇ કરે છે તે વિચાર કરીને કરે છે.
ી નાથજી પછી તે વૈશ્ણવ સાથે બોલવા લાગ્યા. ત્યારે વૈશ્ણવે
ી નાથજીને કહ્યું કે મારો કોડ મટી જાય એવો ઉપાય આપ
ને બતાવો: ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે હું કંઈ વૈધ નથી.
ા પ્રમાણે કહી તેની પરિક્ષા કરતા. પરંતુ તે વૈષ્ણવ કહેતો
પ્રાણ જાય તો ભલે પરંતુ અન્યાશ્રમ નહી. આ પ્રમાણે કુ-
ડને બેસીરહેતો. એક દિવસ શ્રી નાથજીએ કહયું કે અમુક
ામમાં અમુક વૈસ્ણવને ઘેર જઇ દર્શન કરી આવ તે વૈસ્ણવ
હેશે એટલે તારોં કોડ મટી જશે. તે વૈસ્ણવ તે ગામમાં તે
ૈસ્ણવને ઘેર આવ્યો અને ત્યાં દર્શન કર્યા. ત્યાં આવી જુએ
ે તો તે વૈસ્ણવે વેશ્યા રાખી છે, પરંતુ તેને અભાવ ન આવ્યા

વૈસ્ણવે પુછ્યું કે તમે કેમ આવ્યા. ત્યારે તેણે કહ્યુ કે શ્રી ના
થજીએ આજ્ઞા કરી છે ત્યારે તે વૈષ્ણવને પશ્ચાતાપ થયો. અ
કહ્યું કે હું આવો પતિત છું. તો પણ શ્રી નાથજી મને ભુલ
નથી. મે આવું શું કર્યું ! તેને ઘણોજ વિરહતાપ થયો. અને
તાપથી તેનો દેહ છુટી ગયો અને આ વૈસ્ણવનો કોડ પણ મ
ગયો અને નવું અંગ થઈ ગયું. આ બન્ને કાર્ય એક વખતે શ્ર
નાથજીએ કર્યા. એક વૈષ્ણવને લીલામાં અંગીકાર કર્યા અ
એકનો કોડ મટાડી સેવાની યોગ્યતા આપી આ કોડી વૈષ્ણ
શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(મોહા ધીમરની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૪ મી)

મોહાધીમર મહારાવળની પાસે ગોપાલપુરમાં યમુનાજીન
કીનારાપર રહેતા હતા. શ્રી ગુસાંઇજી ગુજરાતથી શ્રી ગોકુ
પધાર્યા તે ગોપાલપુરના ઘાટ ઉપર ઉતર્યા. ગોપાલપુર મુકા
કર્યો. આ દિવસ શ્રી ગોકુળ પધારવાનું મુહુર્ત નહોતું. મોહા
ધીમર માછલી પકડવાને શ્રી યમુનાજીના કિનારાપર બેઠો હતે
તેને એક વૈષ્ણવે કહ્યુ કે તને એક રૂપૈયો દઉં તું જ્યાં સુધ
શ્રી ગુસાંઇજી અહીં બિરાજે ત્યાં સુધી જાળ નાંખીશ નહી
મોહાધીમર રૂપૈયો લેઈ ઘેર ગયો. મોહાધીમરે વસ્ણવને કહ્યું
મને ખાવાનું દેવરાવજો. શ્રી ગુસાંઇજી ભોજન કરી રહ્યા અ
સર્વે વૈશ્ણવને પાતળ ધરાવી. પેલા વૈષ્ણવે વ્રજવાસીને ક
કે આ ગામમાં મહાધીમર રહે છે તેને બોલાવી લાવો. મોહા
ધીમર આવ્યો અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા. તો સાક્ષા
પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં અને વિનતી કરી કે મહા..

ને શરણ લો. શ્રી ગુશાઇજીએ કૃપા કરીને નામ સંભળાવ્યું. ને મેહાના ઘરના સર્વને નામ સંભળાવ્યું. મેહાને શ્રી ગુશાંજીના સ્વરૂપનુ જ્ઞાન થયું. અને આ પદ ગાયું. રાગ ભઇરિવ" ૧ ॥ વેદ પુરાણ સાર જો કહિયે સો પુરૂષોતમ હાથ દિયે ॥ હાપ્રભુ ગિરિધર પ્રકટે પુષ્ટી મારગ રસ પ્રકટ કિયો ॥ ૨ ॥ આ દ સાંભળી શ્રી ગુશાંઇજી ઘણા પ્રશન્ન થયા અને વૈષ્ણવ કત્રા લાગ્યા કે મેહા સવારે જાળ નાંખવા બેઠો હતો. ને દર્શન ાત્રથીજ તેની બુદ્ધિ નિરમળ કેમ થઈ હશે. પ્રભુની કૃપાનો ાર નથી. શ્રી ગુશાંઇજીએ મેહાને જુઠણની પાતળ ધરી. તે મેએ ખાધી, એટલે ભગવત લીલાનો અનુભવ થયો. પછી શ્રી ાકુળમાં શ્રી ગુશાંઈજીની સાથે આવ્યો. શ્રી ઠાકુરજી પધરાવી વા કરવા લાગ્યો અન્નકુટપર શ્રી નાથજીનાં દર્શન કરવા યો અને અન્નકુટનું પદ ગાયું. પંદ રાગ સારંગ ॥ હમારો દેવ ાવર્ધનપર્વત ગોધન જપાં સુખારો ॥ સુરપતિકોં બલિભાગ દિજે કિજે મતો હમારો ॥ ૧ ॥ પાવક પવન ચંદજબ સુરજ ર્વત આજ્ઞાલીન ॥ તા ઇશ્વર કહયો કિજીએ કહા ઈંદ્રકે દિને ૨ ॥ દાજાકે આંસપાસ સબ વ્રજકુલ સુખી રહે પ્રભુ પારે ॥ ારે સકટ અછુતો લે લે ભલો મતો કોટારે ॥ ૩ ॥ બડે બડે ઠ વિચારમનોરરિ પર્વતકો બલ દિજે ॥ નંદલાલ કો કુંવર ાડીલો કાન્હ કહેસો કીજે ॥ ૪ ॥ માખન દુધ દહયો ઘૃત પાસ સબ લે લે વ્રજવાસી ॥ યજ્ઞ સ્વરૂપ ધરે બલી ભુકતત, પ- ત શઇલ નિવાસી ॥ ૫ ॥ મિથ્યા ભાગ સુરપતિયજીય જાન્યો

મેઘ દિયે સુકુરાઈ ॥ મેહાપ્રભુ ગિરિધર કર રાખ્યો નંદસુ
સુખદાઇ ॥ ૬ ॥ રાગ સારંગ ॥ સુનિયે તાત હમારો મતો
ગોવર્ધન પુજા કીજે ॥ જો તુમ યજ્ઞ રચ્યો સુરપતિકો સો બ
ઇંહા લે દિજે ॥ ૧ ॥ કંદમુલ ફલ ફુલનકિ નિધિં જો મા
સો પાવો ॥ ॥ યહ ગિરિવાસ હમારો નિશદિન નિર્ભય ગ
ચરાવો ॥ ૨ ॥ દુધ દહીં કે માટ ભરાયે વ્યંજન અમૃત અ
॥ મધુ મેવા પકવાન મિઠાઈ ભરિ ભરિ રાખે થાર ॥ ૩ ॥ બ
બડે બૈઠી બીચાર મતો કરી કાન્હ કહે સોઇ કીજે ॥ વિવિ
ભાંતકો અન્નકુટ કરિ પર્વતકો બલિ દિજે ॥ ૪ ॥ યહ નગના
રૂપ ધરત હૈ વ્રજ જનકો રખવારે. ॥ દેવનમેં યહ બડો દેવ
મોહુકો અતિ પ્યારો ॥ ૫ ॥ નંદ નંદ આર રૂપ આપધ
આપન ભોજન કીનો ॥ મેહાપ્રભુ ગિરિધરન લાડીલો મા
માગ સબ લીનો ॥ ૬ ॥ આ પદ ગાઇ ચુકયો ત્યારે મેહા
મુર્છા આવી. શ્રી ગુશાંઈજીએ કૃપા દ્રષ્ટી કરી ઉભો કર્યો. અ
આજ્ઞા કરી કે શ્રી નાથજીની ઇચ્છા છે કે હજુ થોડા દિવસ ત
ભુતળ પર રહો. આ સાંભળી તે બેઠા થયો. અને દંડવત કરી
કહ્યું કે "निजेच्छातः करिष्यति," આ પ્રમાણે કહીને શ્રી ઠાકુરજી
સેવામાં તત્પર થયો, પછી મેહા ગોપાલપુરમાં આવી સેવા
રવા લાગ્યો. મેહાની સ્ત્રીને ગર્ભ થયો પ્રસવતી વખતે
ઘેર નહોતો. મેહાને પુત્ર થયો ત્યારે મેહાની સ્ત્રીને પશ્ચાતાપ
કે આ દુષ્ટ પુત્ર કેમ થયો કે મારી ભગવત્સેવા છુટી. આ
માણે વિચાર કરી રોવા લાગી. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી
તું રોઈશ મા. ન્હાઇને મારી સેવા કર, તે સ્ત્રી રીત પ્રમાણે

ઈને સેવા કરવા લાગી. જ્યારે મેહા આવ્યો ત્યારે તેણે કહ્યું કે આવી અવસ્થામાં સેવા કેમ કરી? ત્યારે સ્ત્રીએ કહ્યું કે મને શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી છે, મેહા આ સાંભળી ઘણો રાજી થયો. મેહાએ ઘણાં પદ કરી ભગવદ્લીલા અનેક પ્રકારે ગાઇ છે મેહા શ્રી ગુસાંઇજીનો કૃપાપાત્ર ભગવદીય હતા.

(મોહનદાસની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૫ મી·

મોહનદાસ ગોપાલપુરમાં રહેતા હતા. ગોવિંદકુંડ નિત્ય ન્હાવા આવતા ત્યારે ગોપાલપુરથી પર્વતપર ચઢતા અને ગોવિંદ તરફ ઉતરતા. એક દિવસ ઉતરવાના રસ્તાપર છાણ પડ્યું હતું તેથી તે વૈષ્ણવ બીજી બાજુએથી ઉતર્યા શ્રી ગુસાંઇજીએ તેમને ઉતરતા જોયા. એટલે માથું હલાવ્યું. મોહનદાસે શ્રી ગુસાંઇજીને દંડવત કરીને પુછ્યું આપે મને જોઈને માથું કેમ હલાવ્યું ? શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વિના કારણ તમે ગિરિરાજપર પગ મુકો છો અને પગથી ખુંદો છો તેથી ગિરિરાજનું મહાત્મ્ય તમે કંઇ પણ જાણતા નથી. બીજા વૈસણવે કહ્યું કે આપ કૃપા કરી ગિરિરાજનું મહાત્મ્ય કહો. શ્રી ગુસાંઇજીએ પદ્મપુરાણની કથા કહી. એક દિવસ શ્રી ઠાકુરજી તથા નારદજી વનમાં ઉભા હતા, ત્યારે શ્રી ઠાકુરજીએ જળ લાવવા આજ્ઞા કરી. નારદજી જળ લેવાને ગયા. ત્યાં જાય તો એક સરોવર હતું. અને બે રૂષી તપસ્યા કરતા હતા, અને તળાવની પાસે મનુસ્યના હાડકાંનો પર્વત હતો. નારદજી જોઇને વિસ્મય પામ્યા. અને જળ લીધા વીના પાછા આવ્યા ત્યારે શ્રી ઠાકુરજીએ પુછ્યું કે જળ કેમ ન લાવ્યા ? ત્યારે નારદજીએ

સર્વ સમાચાર કહ્યા, અને કારણ પુછયું. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરી કે બે રૂપી શ્રી ગોવર્ધન પર્વતના દર્શન માટે તપશ્ચર્યા કરે છે. એમના જેટલા જન્મ થયા તેટલા શરીર છુટી છુટીને હાડકાના પર્વત થઈ ગયો છે તો પણ તેમને પર્વતના દર્શન થતા નથી. આ સાંભળી નારદજી ઘણા વિસ્મય પામ્યા. શ્રી ગુશાંઈજી આજ્ઞા કરેછે કે આપણને શ્રી ગોવર્ધન પર્વત શ્રી મહાપ્રભુજીની કૃપાથી દર્શન દેછે અને એવું રૂપ શ્રી ગોવર્ધન પર્વત સાક્ષાત લીલા મદયપાતી એનાપર પગ કેમ મુકાય, કંઇ ભગવત્સેવાનું કાર્ય હોય તો ઉપર ચઢાવું નહીં તો સર્વથી પગ મુકવો નહી. આ સાંભળી મોહનદાસને ઘણો પશ્ચાતાપ થયો શ્રી ગુસાંઇજી પાસે અપરાધ ક્ષમા કરાવ્યો. પછી તે શ્રી નાથજીની સેવા તથા દર્શન વીના કોઇ દીવસ ગિરીરાજપર પગ મુકતા નહીં. એ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

( ચતુરભુજદાસ બ્રાહ્મણની વાર્તા ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૫૬ મી. )

એ ચતુરભુજદાસ પંડિત હતા. તેમને વિદ્યાનો અભ્યાસ ઘણો હતો, અકબર પાદશાહ સાથે મેલાપ ઘણો હતો. અકબર પાદશાહ જે કંઇ પણ પુછતો તેનો તરત જવાબ દેતા. એક દિવસ પાદશાહે ચતુરભુજદાસની પ્રસંસા કરી ત્યારે બીરબલે કહ્યું કે એતો મારી પાસે નોકરી કરતો હતો. પાદશાહે ચતુરભુજદાસને પુછયું ત્યારે તેમણે કહ્યું કે આપને મળવાને કોની ચાકરી ન કરૂં આ સાંભળી પાદશાહ ઘણો રાજી થયો. ચતુરભુજદાસનો મહિનાના હજાર રૂપીયા પગાર કરી દિધો. જે કોઇ પંડિત આ

તો તેની સાથે ચતુરભુજદાસ વાદ કરતા અને સર્વ પંડિતોને જીતી લેતા. એક વખત ચતુરભુજદાસ મથુરાજીમાં આવ્યા અને વિશ્રાંત ઘાટ પર ન્હાઈને કહેવા લાગ્યા કે 'विद्याभागवतावधि' આ સાંભળી એક વૈષ્ણવ બોલ્યો કે 'चातुरीविठ्ठलेशावधि' ચતુરભુજદાસે કહ્યું કે મને શ્રી વિઠ્ઠલનાથજીનો મેલાપ કરાવી દો. ત્યારે તે વૈષ્ણવ ચતુરભુજદાસને શ્રી ગુસાંઈજીની પાસે લઇ ગયો શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમ કોટિકંદર્પ લાવણ્ય એવાં સ્વરૂપનાં દર્શન થયાં. ચતુરભુજદાસ શ્રી ગુસાંઈજીના સેવક થયા અને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. શ્રી ગોવર્ધનાથજીનાં કવિત બનાવ્યા. અને જન્મપર્યંત શ્રીજીદ્વાર છોડીને કંઇ પણ ગયા નહીં. એક દિવસ પૃથ્વીપતિને ખબર પડી કે ચતુરભુજદાસ ગોપાલપુરમાં છે. તેણે ચતુરભુજદાસને બોલાવવાને માણસ મોકલ્યું. ચતુરભુજદાસે પૃથ્વીપતિને પત્ર લખી મોકલ્યો તેમાં લખ્યું છે કે જાકો મન નંદસું લાગ્યો તીકો; સુખસંપતકી કહાં લગ વરણુ સબ જગ લાગત ફીકો. આ પત્ર લઇને તે માણસે પૃથ્વીપતિને આપ્યો. પૃથ્વીપતિએ વિચાર કર્યો કે જેને જગત ફીકું લાગે છે તેને આપણે મીઠું કેવી રીતે લગાડીએ. એ ચતુરભુજદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

વિરક્ત વૈષ્ણવની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૫૭ મી. )

એ બ્રાહ્મણ વૈષ્ણવ ગામડામાં રહેતો હતો અને ચપટી માગી નિર્વાહ કરતો, શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે ક-

રતો હતો. શ્રી ઠાકુરજી સાનુભાવ જણાવતાહતા. એ વઈષ્ણવોને ઘેર ચપટી માગતો. એક વઇષ્ણુવને ઘેર તેચપટી લેવાગયો ત્યારે તેના પુત્રનો દેહ છુટયો હતો વઇષ્ણુવ તે વખતે ગયો. અને વિ-ચાર કર્યા કે આની આવરદા ઘણી હતિ છતાં તે એકદમ કેમ મુઓ હશે. તેનું અકાલ મૃત્યુ થયું છે. વઈષ્ણુવે ચરણામ્રત તેના મુખમાં દીધું. અને ચરણામ્રતનો શ્લોક બોલ્યો.

श्लोक–अकालमृत्युहरणंसर्वव्याधिविनाशम् ॥ विष्णुपादोदेकंतीर्थंजठरेधारयाम्यहम्॥१॥

આ અક્ષર બોલ્યો. વઇષ્ણુવની વાણી સત્ય કરવાને શ્રી ઠાકુર-જીએ તે પુત્રમાં પ્રાણ સંજ્ઞા મુકી વઈષ્ણુવનો પુત્ર જીવતો થયો. તે વખતે તે બ્રાહ્મણ વઈષ્ણુવમાં ભગવદાવેશ થયો હતો જ્યારે તે બહાર આવ્યો ત્યારે લોકોએ તે બ્રાહ્મણ વઇષ્ણુવને પુછયું કે એ કેમ જીવતો થયો. ત્યારે તેણે કહ્યુ કે ચરણામૃત અને અ-સ્ટાક્ષરથી જીવતો થયો છે, લોકેઓ આ વાત જુઠી માની. એ બ્રાહ્મણ વઇષ્ણુવ એવો કૃપા પાત્ર હતો જેને ચરણામૃત ઉપર દ્રઢ વિશ્વાસ હતો.

(ગુલાબદાસ ક્ષત્રીની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૮ મી.)

એ ગુલાબદાસ પરમ કૃપાળુ શ્રી ગુસાંઇજીની શરણ ગયા થોડા દિવસ પછી તે મ્લેચ્છના દેશમાં જઈને રહયા અને ભ્રષ્ટ થયા અને અભક્ષા ભક્ષ કરવા લાગ્યા અને ગુલાબખાન નામ રાખ્યું. આ વાત શ્રી ગુસાંઈજીએ સાંભળી ત્યારે તેને બોલાવ-વાને એક વઈસણુવને મોકલ્યા. વઈસણુવે જઈને ગુલાબદાસને કહ્યું કે તમને શ્રી ગુસાંઈજી બોલાવે છે આ વખતે ગુલાબદાસ વેશ્યાનિ પાસે બેઠા હતા. તેમણે કહ્યું કે હું આવો ભરષ્ટ થયો

શું તોપણ શ્રી ગુસાંઇજી મને સંભારે છે. આ પ્રમાણે ત્રણ વખત કહયું કે શ્રી ગુસાંઈજી મને હજુ સંભારે છે, તેને વિરહતાપ થયો અને ગુલાબદાસનો દેહ છુટી ગયો. આ જોઇ વૈષ્ણવ ચકિત થયો પછી તે ત્યાંથી ચાલ્યો અને મનમાં વિચાર કર્યો કે આ સદેહ હું શ્રી ગુસાંઈજીને પુછીશ.શ્રી ગુસાંઈજીની પાસે આવીને જુએ છે તો ગુલાબદાસ શ્રી ગુસાંઇજીને પંખો કરે છે. એ જોતાં વૈષ્ણવનો સંદેહ દુર થયો, એ ગુલાબદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા. જેમના કર્મ વિરહતાપથી બળી ગયાં અને શુદ્ધ થઇ ભગવદ્લીલામાં ચાલ્યા ગયા.

(ઘોંધી કલાવતી વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૫૯ મી)

ઘોંઘી મુસલમાન હતો. પરંતુ ગાયન વિદ્યામાં કુશળ હતો. તે શ્રી ગુસાંઇજીનો સેવક થયો, શ્રી ગુસાંઈજીએ કૃપા કરી તે ઘોંઘીને શ્રી નવનિતપ્રિયાજીનાં કીર્તનની સેવામાં રાખ્યો. એ ઘોંઘી શ્રી નવનિતપ્રિયાજીની સંનિધાન કીર્તન કરતો હતો એક દિવસ તેનું કીર્તન સાંભળી શ્રી નવનીતપ્રિયાજીએ તાલ દીધો. એટલે શ્રી ગિરિધરજી ઉભા થયા અને રૂ. ૧૦૦૦) નાં કડાં પોતે જે પહેર્યાં હતાં તે ઉતારી ઘોંઘીને આપ્યા. શ્રી ગુસાંઇજીએ આ વાત સાંભળી શ્રી ગિરિધરજીને કહ્યુ કે શ્રી નવનીતપ્રિયાજીએ તાલ દીધો ત્યારે તમે એકલાં કડા કેમ દીધાં સર્વ ઘરાણું કેમ ન દીધું. એટલું તમારૂં લોભીપણું વિશેષ છે. શ્રી ગિરિધરજી બોલ્યા કે હું આપથી ડર્યો જેથી સર્વ ઘરેણું ન દીધું. શ્રી ગુસાંઇજી આ સાંભળી ઘણા પ્રસન્ન થયા. અને ઘોંઘીને આજ્ઞા કરી કે નિત્ય તું

લાગાડીને કીર્તન કરજે એ ઘોથી નવાં પદ બનાવી ગાવા લાગ્યો એ શ્રી ગુસાંઈજીનો એવો કૃપાપાત્ર હતો.

( એક વાણીયાની વાર્તા ) ( પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૬૦ મી

આ વાણિયો ગોપાલપુરમાં રહેતો હતો. જે કોઇ શ્રી નાથજીનાં દરશન કરીને આવતો તેને શૃંગાર પુછી લેતો. પાછળથી જે આવે તેની આગળ શૃંગાર કહે, સર્વ લોક જાણે કે એ મોટો વૈષ્ણવ છે. વૈષ્ણવ જાણી તેનો માલ ખરીદે. આમ કરતાં ઠગી ઠગીને તેણે ઘણા રૂપૈયા એકઠા કર્યા. એક દિવસ ભગવદિચ્છાથી સુરદાસજી તે વાણિયાની દુકાને કંઈ લેવા આવ્યા ત્યારે તેમની આગળ તે વાણીયો શ્રી નાથજીનો શૃંગાર કહેવા લાગ્યો. સુરદાસજીએ મનમાં જાણ્યું કે આ પાખંડી છે સુરદાસજીએ કહ્યું કે શ્રી નાથજીનાં દર્શન કરવા ચાલ. ત્યારે તેણે કહ્યું કે સાંજરે આવીશ. સાંજરે સુરદાસજી આવ્યા ત્યારે તેણે કહ્યું કે કાલે આવીશ. આમ કરતાં કરતાં બે ચાર દિવસ કાઢી નાખ્યા. એક દિવસ સુરદાસજીએ પદ ગાયું.

"આજ કામ કાલ કામ પુરસુ કામ કરનો, પેલે દિન બહુત કામ કામમાં પંચમરનો. ॥ ૧ ॥ જાગૃત કામ સોવત કામ વિમુખ ભયો ચરણા ॥ છાંડ કામ સુમર શ્યામ સુર પકડ શરણા ॥ ૨ ॥ આ પદ તે વાણીયાને સંભળાવી તેને ખેંચી લઈ ગયા. પછી શ્રી ગુસાંઈજીનાં દર્શન કરાવ્યાં.સુરદાસજીએ શ્રી ગુસાંઈજીને આને શરણ લેવા વિનંતિ કરી. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું. પછી જ્યારે ભેટ કરવાનો વખત થયો ત્યારે સુરદાસજીએ તેને ઉપદેશ કરવાને

પદ ગાયું " કીર્તન " " સુર સાઠી પ્રારંભ. ॥ રાગ સારંગ ॥ કૃષ્ણ સુમરન પાવન કીજે ॥ જે લો જગ સ્વપ્નના સોજીજે ॥ ૧ અવધી ઉસાસ ગણુત સબ તેરે ॥ સો વીતત ભઇ આવત તેરે. ॥ ૨ ॥ જોયે સ્વપ્ને નાહીં વિચારે. ॥ કબહું ન જન્મ વિષય લગ હારે ॥ ૩ ॥ ગહીં વિવેક બીજોજ બોવે ॥ કબહું ન જકર અગ્નિમેં સોવેં ॥ ૪ ॥ વાર વાર તોકું સમજાવે॥ છિન જાય સો બહોરિન આવે. ॥ ૫ ॥ ઠગની વિષય ઠગોરી લઇ ગટિકા ઘટત જો છિન છિન જાઇ. ॥ ૬ ॥ ગનતાંહ ગનત અવધિને રાની. ॥ છાંડ ચલ્યો નિધિભદ બિરાની ॥ ૭ ॥ હોત કહા અબતેં પછતાનેં ॥ તરૂવન પત્ર ન મિલેં પુરાનેં ॥ ૮ ॥ પવન ઉડે સો બહુરિન આવેં ॥ કત્ત અઉર અનેક બનાવે ॥ ૯ ॥ જલ સ્થલ પશુ પંછી સુક ક્રિમિ ॥ મોત સતનુ પાયો સબ જગ ભરમી ॥ ૧૦ ॥ કબહુ નીકે નાથ ન ગાયો ॥ એક મદન દશ દિશહિં ભમાયો. ॥ ૧૧ ॥ સોતનુ તુંઓ વેરતિ વિગતનિ ॥ કાચ ગહેં છોડિ ચિંતામનિ ॥ ૧૨ મનહીં મન માયા અવવાહત ॥ નાયક ભયો નિહુ પુર ચાહત ॥ ૧૩ સ્વર્ગ રસતાલ ભુરજ ધરની ॥ તોઉન તૃસ ભયો અભિમાની ॥૧૪॥ એંશેહિ કરત અવધિ સબ બીતી ॥ ગહયો ન જ્ઞાન રહયો મદ રીતી ॥૧૫॥ કબહું રાજ-નમિલિ કરત બડાઈ ॥ કબહું લલના લલિત લડાઈ ॥ ૧૬ ॥ કબહું હય હાથી રસ આસન ॥ કબહું પવકા સુખ સુવાસન ॥ ૧૭ કબહું ચમર છત્ર શિર ઢોરે ॥ કબહું સભટ પશુ ન

પઢિ દોરે ॥ ૧૮ ॥ કબહું તોરણ છત્ર બનાવે ॥ કબહું મદગજ
યુથ લડાવે ॥ ૧૯ ॥ ચોબતદ્વાર બજતહીં ઠાડી ॥ ત્યોં ત્યોં
તૃષ્ણા શત ગુણી બાઢી ॥૨૦॥ દિવ્ય વસન ફલ પુલ સુવાસી
॥ નવ યૌવન અબલા સુખ રાસી ॥ ૨૧ ॥ દ્વાર કપાટ સહસ્ર
એક લાગે વીભટ પહેરૂવા ચહું દિશ જાગેં ॥ ૨૨ ॥ રમણી
રમતન રજની જાનિ ॥ માયા મદ પીયો અભિમાની॥ ૨૩ ॥
સુતવિત વનિતા હેત લગાયો ॥ તબ ચેત્યો જબ કાલ
ચિતાર્યો ॥ ૨૪ ॥ જુઠો નાટક સંગ ન સાથી ॥ નોબત દ્વાર
ન હય રથ હાથી ॥ ૨૫ ॥ ભુપ છિનકમેં ભયો ભિખારી ॥
કયોં કૃત શુલ સહેં અબ ભારી ॥ ૨૬ ॥ ભયો અનાથ
સનાથન બાંધ્યો ॥ ત્રિજગ શુલ શર સન્મુખ સાંધ્યો
॥ ૨૭ ॥ મનુષ્ય દેહ ધરી કર્મ કમાયો ॥ ત તિરછે
કુછ દારૂણ આયો ॥ ૨૮ ॥ જેહિં તન કાજ જીવ
વધ કરીને ॥ રસના રસ આ મિષ રસલિને ॥ ૨૯ ॥
સો તન છુટત પ્રેત કરી ડાર્યો ॥ પ્રેત પ્રેત કહિ
નગર નિકાર્યો ॥ ૩૦ ॥ હિંસા કર પાલન કરિ જાકી ॥ વિષ્ટા
કિમિ ભસ્મ થઈ તાકી ॥ ૩૧ ॥ રોગ ભોગ અરૂ વિષય ભયાનક
હરિપદ વિમુખ વિષય રસ પાતક ॥ ૩૨ ॥ જાગ જાગને ઇહાં કો
તેરો ॥ માયા સ્વપ્ન કહત સબ મેરો ॥ ૩૩ ॥ કૃષ્ણ વિના
તોહિ કોન છુડાવે ॥ કો કરૂણામય બિર્દ બહાવે ॥ ૩૪ ॥ અન્ય
દેવકો નહીં ભરોંસો ॥ બાતન ખટરસ લાખ પરોસે ॥ ૩૫ ॥
જે જન્મ કહયો તૃપ્તિ કી જ્યાંઇ મૃગ તૃષ્ણા કરી કોન અ-
ઘાઈ ॥ ૩૬ ॥ એસે અન્ય દેવ સુખદાયક ॥ હરિ વિણુ કોન

છુડાવન લાયક ॥ ૩૭ ॥ ધર્મરાજરસુની કૃતિ તીહારી ॥ તુ વિષય નરત સુરત વિસારી ॥ ૩૮ ॥ ગર્ભ અગ્નિ રક્ષા જીન કીની ॥ સંકટ મેટિ અભયતા દીની ॥ ૩૯ ॥ હસ્ત ચરણ લોચન નાસા મુખ ॥ રૂધીર બુંદને લહયો અધિક સુખ ॥ ૪૦ ॥ સોમુખ તે સ્વપને નહિ જાન્યો ॥ પ્રાણનાથ નિકટ ન પહિચાન્યો ॥ ૪૧ ॥ કિન યહ શુલ સહૈં અપરાધી ॥ મમ સિખ તેંએકો નહિ સાધી. ॥ ૪૨ ॥ કોટિકવાર માનસ તનુ પાયો ॥ હરિપથ છોડ અપથકું ધાયો ॥ ૪૩ ॥ સમય ગયે અસમય પછતૈયે માનસ જન્મ બહુરી કિતપૈયે ॥ ૪૪ ॥ પાય જલધીમેં બોરે ॥ પુનપુન સુનત કપાલહિં ફોરે ॥ ૪૫ ॥ ચિંતામણી કોડીલે દીની ॥ સુણી પરમીત કરૂણા અતી કીની ॥ ૪૬ ॥ જુઝત સામેં પીઠદે ભાગે પુન પુરૂષારથ કહે નહિ વાગે ॥ ૪૭ ॥ પાપ કલ્પતરૂ મુલ છિદાવે ॥ સો તરૂ પુન કેં સેતું પાવે ॥ ૪૮ ॥ મધુ ભોજન પુરણ વીધી દીનો ॥ સોતેં છાંડ હલાહલ પીનો ॥ ૪૯ ॥ કામધેનુ ત્યજ અજા વસ્યાઇ ॥ હરીબલ છાંડ વિષય અવગાહી ॥ ૫૦ ॥ યહ નરદેહ સ્યામ બીન ખોઇ ॥ કહી કેતુક લોં બાધી બિગોઇ ॥ ૫૧ ॥ કાહેન કર્મ કિયો તેં એંસો ॥ ધ્રુવ શુક સનક સનંદન જૈસો ॥ ૫૨ ॥ સુરનર નાગ અસુર મુનીદેવક ॥ હરીપદ ભજત સબેંહે સેવક ॥ ૫૩ ॥ પર દક્ષિણા દે શીસ નમાવે ॥ મનસીજ તોહીન પરસન પાવેં ॥ ૫૪ ॥ જાકે ભજત એતો સુખ લહિયે ॥ સુનશઠ હો કેંસે વિસરૈયો ॥ ૫૫ ॥ અગણિત પતીનામ નીસ્તારે ॥ જન્મ મરણ સંતાપ નિવારે ॥ ૫૬ ॥

નિર્ભય હોય ભકિત નીધી પાઇ ।। કબહું કાલવ્યાલ નહી ખા ।। ૫૭ ।। સબ સુખ જીવન કૃષ્ણનામ પદ ।। ભજવલ વ્યાધિ ઉપાય પરમ પદ ।।૫૮।। શ્રી ભાગવત પરમ હિતકારી ।। દ્વા રટત હરિસુર ભીખારી ।।૫૯।। પરમ પતિતકું શરણહી લીજે પદરજ દાન અભયતા દીજે ।। ૬૦ સુરસાઠી સંપુર્ણ ।। એ પ્રમાણે એક એક ટુક ગાતા ગયા તેમ તેમ તે વાણીયો હજા રૂપીયા ભેટ કરતો ગયો, શાઠ ટુંક સુધી સાઠહજાર રૂપીયા ભે કરતો ગયો. સુરદાસજીનાં વચન તેના હૃદયમાં એવા ઉતર્ય કે જેમ સુર્યોદયથી અંધકાર મટી જાય તેમ સુરદાસજીનાં વ ચનથી તેના હૃદયનું અંધારૂં મટી ગયું, અને મનમાં એવે વિચાર કર્યો કે આજ મારો જન્મ સફળ થયો એ વાણી દુકાન પર આવી સોઠ હજાર રૂપીયા કાઢી શ્રી ગુશાંઇજીને ભે મોકલી દીધા. એને દુકાન પર બેઠો. કોઇને શુંગારની વાત કં નહી નિત્ય શ્રી નાથજીના તથા શ્રી ગુશાંઇજીનાં દર્શન કર પ્રશાદ લેતો. થોડા દીવસ પછી શ્રી નાથજી વાણિયા સા બોલવા લાગ્યા. અને આવીને દહીં દુધ લઇ જાય. વળી બીજ રૂપ ધરી દાણા લઇ તે વાણીયાની દુકાનેથી માલ ખરીદે અં દાણા આપી જાય. તે દાણાના હીરા મોતી થઇ જાય. વાણીયે હીરા મોતી સર્વ વીણીને શ્રી ગુશાંઇજીની આગળ ધરી આવે ઘરમાં કંઈ પણ રાખે નહી. મનમાં એમ સમજ્યો કે જોદ્રવ્ ઘરમાં રાખીશ તો પ્રભુમાંથી ચિત્ત નીકળી જશે. આ કારણથ નીર્વાહ જેટલું જ દ્રવ્ય રાખતો. એ વાણિયો શ્રી ગુશાંઇજીને એવો કૃપા પાત્ર હતો.

(રાજારાણીની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૧ મા.)

એ રાજા અને તેની સ્ત્રી બન્ને વૈષ્ણવ થયાં, અને ભગવદ્ શેવા કરવા લાગ્યાં. રાજાને એક પુત્રી થઇ. તે મોટી થઈ ત્યારે મનમાં વિચાર કર્યો કે આનો વિવાહ કોઇ રાજા સાથે કરવો જોએ. રાણીના મનમાં એમ આવ્યું કે અન્યમાર્ગીને પુત્રી નહી પરણાવું, આથી વૈષ્ણવ શોધવાને ઘણો પ્રયાસ કર્યો પછી એક રાજા વૈષ્ણવ મળ્યો તેને પુત્રી આપી. રાજા વિવાહ કરવા આવ્યો. વિવાહ કરી પોતાને દેશ ગયો તે સ્ત્રીને રાણીઓની પાશે બેસાડી દીધી. અને રાજા તો ભગવત્શેવા કરે કોઈ પણ સ્ત્રીને શેવાનું કામ ન શોંપે. આ રાજાની પુત્રી જે તેણે નવી પરણી હતી તે શેવા કરવા પોતાના પતિ પાશે જાય પરંતુ તેને શેવા કરવા ન દે. રાજાએ કહ્યું કે જો તારે શેવા કરવાની ઇચ્છા હોય તો અમુક શેઠને ઘેર જઈ તેને જળની ગાગર લાવી દે. અને તે ગાગરના પૈસા લાવી મને દે તો તને શેવા કરવા દઉં, તે શેઠને ઘેર જઈ ગાગર ભરી લાવી, શેઠ ગાગરન

ણ્યું છે જેથી શેવા વિના હવે હું અન્નજળ લઈશ નહી. રાજા એ પ્રસન્ન થઈ રાણીને શેવા કરવા દીધી. બન્ને સ્ત્રી પુરૂષ શેવા કરવા લાગ્યાં, એ રાજા રાણી એવા કૃપાપાત્ર હતાં. જેણે અન્ય માર્ગીને પુત્રી ન આપી અને પુત્રી એવી કૃપાપાત્ર થઈ કે જેણે શેઠને ઘેર જઇ એક દીવસમાં ભગવત્સ્વરૂપ જાણ્યું, એ રાજા રાણી પુત્રી અને જમાઇ ચારે જણ શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર થયાં.

(એક વૈસણવ સુકન જોઇને ચાલતો તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૬૨ મી.)

એ વઇસ્નણવ ગુજરાતથી શ્રી ગોકુળ જઈ શ્રી ગુસાંઈજીનો શેવક થયો. આ વઈસ્નણવ જે કંઈ કામ કરતો તે શુકન જોઈને કરતો. એક દિવસ શુકનની વાત નીકળી ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે દર્શન માટે શુકનનું શું કામ છે અને તેજ સમય સુરદાસજીનું કિર્તન ગાયું. પદ " મિલે હેં ગોપાલ સાઇ દીન નીકોં ॥ જોતિષ નિગમ પુરાણ બડે ઠગ જાનો ફાંસીજીકો ॥ ૧ ॥ જે બુઝે તો ઉતર દેહું વિન બુઝે મત ફીકો ॥ કમલબીન દાદુર શું તરસત સબ ધન પરત અતીકો ॥ ૨ ॥ ભદ્રા ભલી ભરણી ચલત મેઘ અરૂ છીકો અપને ઠોર સબે ગ્રહની કે હરણ ભયો કયુંસીકો ॥ ૩ ॥ સુન મુન મધુકર વૃજ આયો લો અપયશ કોટીકો ॥ સુર જયાં લોં નેમ ધર્મ વરત શો પ્રેમી કોડીકો ॥૪ ॥ આ પદ શ્રી ગુસાંઇજીએ શ્રી મુખથી ગયું. તે દિવસથી તે વઇસ્નણવને નિશ્ચય થયો આજ પછી સર્વથા શુકન નહી જોઈ.

વઇસ્નણવને શ્રી ગુસાંઇજીના વચનપર એવો વિશ્વાસ હતો.

( એક બાઈની વાર્તા      ( પ્રસંગ ૧ લો. )      ( વાર્તા ૧૬૩ મી. )

એ બાઈ ગોળવાડમાં રહેતી હતી. શ્રી ગુસાંઈજી દ્વારકા ધાર્યા ત્યારે ગોળવાડમાં આવી મુકામ કર્યો. આ બાઈ જળ ભરવા જતી હતી તેણે શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં. તો સાક્ષાત પુર્ણ પુરૂષોતમના દર્શન થયાં. તેથી આ બાઈ શ્રી ગુસાંઈજીને શરણ આવી. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગી, આ બાઇને એક પુત્ર હતો તે લુંટારાનો ધંધો કરતો. જે કોઈ વેપારી રસ્તામાં મળેતેને મારી તેનું ધન લુંટી લાવતો. આ બાઈએ તેના પુત્રને કહ્યું કે તું વૈષ્ણવને કોઇ દિવસ મારીશ નહી ત્યારે તેના પુત્રે પુછયું કે હું કેવી રીતે ઓળખું કે આ વૈષ્ણવ છે ત્યારે તેણે કહ્યું કે તું જેને લુંટે તેને અહીં પકડી લાવજે. હું ઓળખીશ. પુત્ર તે પ્રમાણે પકડી લાવતો. અને બાઈને દેખાડતો. એક દિવસ ૧૧ વેપારીને પકડી લાવ્યો. તેમાં એક વૈષ્ણવ હતો. તેની માએ કહ્યું કે આને છોડી મુક. ત્યારેતે વૈષ્ણવે કહ્યું કે આ ૧૦ મનુશ્ય મારા ભાઈ છે હું તેમની પાછળ મારો જીવ દઈશ. તે બાઈએ તે વૈષ્ણવનો આગ્રહ જોઈ સર્વને છોડાવિ મુકયા. અને વૈષ્ણવને કહ્યું કે તમે રસોઇ કરો અને મહાપ્રસાદ લો. તે વૈષ્ણવે રસોઈ કરી. અને દશ જણને મહાપ્રસાદ લેવરાવ્યો. તે બાઈને તેના પુત્રને અને ૧૫૦ સ્વાર જે તે બાઈને પુત્રની સાથે ચોરી કરવા ફરતા હતા તે સર્વને પ્રસાદ લેવરાવ્યો પરંતુ મહાપ્રસાદ ખુટયો નહી. ત્યારે તે બાઇના પુત્રે પુછયું કે તમે રસોઇ તો ૧૧ મનુશ્યની કરી હતી પરંતુ સર્વને મહા પ્રસાદ કેમ પરિપુર્ણ થયો અને હજુ ૧૧

પ્રસાદ લે એટલો વધી પડયો છે ત્યારે વૈષ્ણવે કહ્યું કે
હકનું ખાય છે અને પોતાની મહેનતનું દ્રવ્ય કમાઈને ખા
છે તેને કોઈ દિવસ ઘટતું નથી. ત્યારે તે પુત્ર બોલ્યો કે મ
પણ તે શીખવો તો ઘણું સારૂં. વૈષ્ણવે કહ્યું કે તમે ચો
કરવી છોડી દો. અને ખેતી કરીને ખાઓ તો તમારે પ
એમ થશે. તે બાઇના પુત્ર પટેલે ચોરી કરવી છોડી દીધ
અને સર્વ ગામને ચોરી કરતા રોકયું. અને ખેતી કરવા લાગ્યા
એ બાઇ શ્રી ગુસાઇજીની એવી કૃપાપાત્ર હતી જેના સંગ
આખું ગામ શ્રી ગુસાંઇજીને પધરાવી વૈષ્ણવ થયું.

( કુંભનદાસજીના પુત્ર કૃષ્ણદાસજીની વાર્તા.) ( પ્રસંગ ૧ લો.)( (વાર્તા ૧૬૪ શ્રી )

એ કૃષ્ણદાસ શ્રી નાથજીની ગાયોની સેવા કરતા. એ
દિવસ કુંભનદાસજીને શ્રી ગુસાંઇજીએ પુછયું કે તમારે કેટલ
પુત્ર છે ત્યારે તેમણે કહ્યું કે દોઢ પુત્ર છે પોતે આજ્ઞા કરી
દોઢ કેવી રીતે. અર્ધા પુત્રની સમજણ પાડો ત્યારે કુંભનદા
સજીએ કહ્યું કે પુષ્ટીમાર્ગમાં ભગવંત્સેવા અને ભગવદ ગુણ
ગાન એ મુખ્ય વસ્તુ છે બન્ને કામ કરે તે આખો અને એ
કામ કરે તે અર્ધો. ચતુરભુજદાસ બે કામ કરે છે સેવા અને
ગુણગાન અને કૃષ્ણદાસ એક સેવા કરે છે જેથી તે અર્ધો પુત્ર
છે. આ સાંભળી શ્રી ગુસાંઇજી હસ્યા અને આજ્ઞા કરી કે વૈ
ષ્ણવને એકજ કામ જોઈએ. એ કૃષ્ણદાસ દિવસ રાત ગાયો
ની સેવા કરતા. અને ગાય ચરાવતા હતા. એક દિવસ ગાયોમાં
સિંહ આવ્યો ત્યારે ગાયોનો પ્રાણ બચાવવાને કૃષ્ણદાસે પો
તાનો પ્રાણ દીધો, અને સિંહનો ઝપાટો ખમ્યા. જ્યારે

સના પ્રાણ છુટયા ત્યારે ખીરકમાં શ્રી નાથજી ગોપીનાથ-
સ ગ્વાલની પાસે ગાય દોહતા હતાં હતા અને કૃષ્ણદાસ વાછડુ
કડી રહ્યા હતો. આ ગોપીનાથદાસ ગ્વાલે દીઠું હતું. એ
ર્તા કુંભનદાસજીની વાર્તામાં લખી છે તેથી અહિં લખી
થી. એ કૃષ્ણદાસજી એવા કૃપાપાત્ર હતા.

કૃષ્ણભટ્ટજીના પુત્ર ગોકુળભટ્ટ અને ગોવિંદભટ્ટ ની વાર્તા.
(प्रसंग १ लो.) (વાર્તા ૧૬૫.)

એ બન્ને ભાઇ બાળપણમાં શ્રી ગુસાંઈજીના સેવક થયા
શ્રી ગુસાંઇજી પાસે ભણ્યા હતા. તે પુષ્ટીમાર્ગની શ્રી સુબો-
ધનીજી આદિ ગ્રન્થમાં ઘણા પ્રવીણ હતા. શાસ્ત્રાર્થમાં ઘણા
શળ હતા, જ્યારે તે મોટા થયા ત્યારે એક ભાઇ ઉજ્જનમાં
હેતા અને એક શ્રીજીદ્વારમાં રહેતા. વર્ષ પ્રતિ વર્ષ શ્રી નાથ-
જીની સેવા અને ઘરના શ્રી ઠાકુરજીની સેવા કરતા આ વર્ષ
ગોવિંદભટ્ટ શ્રીજીદ્વાર જતા તો ગોકુળભટ્ટ ઉજ્જન આવતા.
અને ગોકુળભટ્ટ શ્રીજીદ્વાર જતા ત્યારે ગોવિંદભટ્ટ ઉજ્જન
આવતા શ્રી ગુસાંઇજીની કૃપાથી તેમનું ચિત્ત શ્રી નાથજી
વેના એક ક્ષણ પણ સ્થિર રહેતું નહિ. શ્રી ગોવર્ધનનાથજી
અને ઘરના શ્રી ઠાકુરજી બન્ને સ્વરૂપમાં તેમની એક સરખી
રીતિ હતી તેથી ઘરના શ્રી ઠાકુરજી અને શ્રી નાથજી તેમના
પર પ્રસન્ન રહેતા. શૃગાર ધરતા જો ભુલે તો શ્રી નાથજી તેમને
શીખવતા. એ બન્ને ભાઇ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(યાદવેન્દ્રદાસ આગ્રામાં રહેતા તેમની વાર્તા) (प्रसंग १ लो) (વાર્તા ૧૬૬ મી)

એ યાદવેન્દ્રદાસ શ્રી ગુસાંઈજીની સનીધાન

એ યાદવેન્દ્રદાસ શ્રી સુબોધિનીજીની સર્વ પંકાતિ કંઠગ્ર રાખતા. દીવસ રાત ભગવલ્લીલાનું અવગાહન કરતા. ભગવદરસના પ્રતાપથી સખીભાવ તેમને થઇ ગયો, સર્વ લીલામાં દર્શનનો અધીકાર થયો. એક દિવસ શ્રી ગુસાંઇજીનાં દર્શન શ્રી ગોવર્ધનનાથજી સાથે યુગલ સ્વરૂપે થયા જેમ ગોપાલદાસજીએ આખ્યાનમાં ગાયું છે. " રૂપ બેઉ એકતે ભિન્ન થઇ વિસ્તરે વિવિધ લીલા કરે ભજન સારે ॥ વિત્રિધ વચનાવળી નયનસેંને મળી સાંગના સુચવે નિશ વિહારે॥ ૧ ॥ વિવિધ મુકતા વળી પાટસુત્રે કરી ગલ્લસરી શોભતાં કર સિગારે ॥ વિવિધ કુસુમાવળી ગ્રથિત હાથે કરી એક એકને કંઠ આરોપે હારે ॥ ૨ ॥ વિવિધ મેવા ભોગ મધુર મિષ્ટાન્ન રસ દસમસ્યાં અર્પતે બહુ પ્રકારે ॥ વિવિધ બીડાં સુગંધ કપુરને એલચી લૌંગ પુગી પાન ખેરસારે ॥ ૩ ॥ આવાં દર્શન યાદવેન્દ્રદાસજીને થયાં. યાદવેન્દ્રદાસપર શ્રી ગુસાંઇજીની એવી કૃપા હતી જેવાં દર્શન કરતા તેવાં પદ નવા કરીને ગાતા. એ યાદવેન્દ્રદાસ ક્ષત્રી શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

(મથુરામલ અને હરજીમલ બે ભાઇની વાર્તા.)

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૬૭ મી.)

જ્યારે પુરૂષોતમદાસ ચોપડા ક્ષત્રી વૃદ્ધ થયા અને શ્રી લાડલેશજીની સેવા ન બનાવા લાગી ત્યારે શ્રી લાડલેશજીએ શ્રી ગુસાઇજીને આજ્ઞા કરી કે મારી સેવા મથુરામલ અને હરજીમલને કરવાનિ આજ્ઞા આપો તો સારૂં પુરૂષોતમદાસ વૃદ્ધ થયા છે. શ્રી ગુસાંઇજીએ તેમને માથે શ્રી લાડલેશજી પધ

દીધા એ બન્ને ભાઈ ઘણી પ્રીતિથી શ્રી લાડલેશજીની સેવા કરવા લાગ્યા, શ્રી લાડલેશજી બન્ને ભાઇ સાથે ઝઘડા કરી અનેકપ્રકારની સામગ્રી માગતા, બન્ને ભાઇ પ્રભુને પ્રસન્ન રાખતા. બાલક ઉદાસ ન થાય તેમ કરતા, જેનો છેલ્લો જન્મ હોય તેની એવી વૃતી થાય. એ બંને ભાઈ શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા જેમણે મનકર્મ અને વચન કરીશ્રી લાડ-લેશજીને પ્રસન્ન કર્યા

( એક બલાઇની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૬૮ મી. )

એક સમય શ્રી ગુશાંઇજી ગુજરાતથી વ્રજ પધારતા હતા. રસ્તામાં આવતા એક ઠેકાણે રસ્તો ભુલી ગયા ત્યાં એક બલાઇ મળ્યો. તેણે વઇષ્ણવોએ-રસ્તો પુછયો, ત્યારે બલાઈએ કહયું કે આ રસ્તે ચોર લુંટે છે જેથી ચાલો બીજે રસ્તે તમને લઇ જાઉં. તે વઈષ્ણવની શાથે બીજે રસ્તે ચાલ્યો સારે રસ્તે લઇ આવ્યો. પછી તે બલાઇને પુછયું કે તારૂં ગામ ક્યાં છે? ત્યારે તેણે કહયું કે આ રસ્તામાં આવશે, શ્રી ગુશાંઇજીના મનુ-ષ્યોએ કહ્યું કે જો તું અમારી સાથે આવે તો તને અમે ખા-વાનું દઈએ અને ખર્ચી પણ દઈએ, તે સાથે ગયો રસ્તામાં મુકામ કર્યો ત્યાં રસોઇ થઇ શ્રી ઠાકુરજી આરોગ્યા પછી ગુ-શાંઇજીએ ભોજન કર્યું, પછી સર્વ વઈષ્ણવોએ પ્રસાદ લીધો. અને સર્વે તે બલાઈને જુઠણ આપી. જુઠણ લેતાંજ તે ભલાઇનું અંતઃકરણ નિર્મળ થયું. અને શ્રી ગુસાં-ઈજીનાં દર્શન સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં થયાં. શ્રી ગુસાંઈજીને વિનંતી કરીકે અને શરણ લો. શ્રી ગુશાંઇ

કૃપા કરી નામ સંભળાવ્યું. નિત્ય શ્રી ગુશાંઇજીની સાથે જાય અને વઇષ્ણવની જુઠણ લે. દિવસે દિવસે તેનો ભાવ વધાતે ગયો આમ કરતાં તેનું ગામ આવ્યું ત્યાં શ્રી ગુશાંઇજીએ મુકામ કરાવ્યો. અને તેની સ્ત્રીને લાવી વઇષ્ણવ કરાવી અને જુઠણ ખવરાવિ. જુઠણ લેતામાંજ તે સ્ત્રીના મનનો મેલ છુટી ગયો. અને દિવ્યદ્રષ્ટી થઈ. દર્શન કરી પોનાના ઘેર આવી ઘરના રસ્તે તેને વિરહતાપ થયો. મુર્છા ખાઇને પડી, બલાઈ ઉઠાવી લાવ્યો અને શ્રી ગુશાંઇજીનાં દર્શન કરાવ્યા ત્યારે તેને ચેતન આવ્યું. એ સ્ત્રી પુરૂષ શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોકુળ આવ્યાં. દુર દુર ચાલે કોઇ મનુષ્યને અડકે નહિ. જ્યારે શ્રી ગુસાંઇજી શ્રી યમુનાથજીના ઘાટ પર પધાર્યા ત્યારે તે ત્યા બેસી રહયા. કોઈ નાવ પર બેસાડે નહીં કારણ કે અભડાય. જેથી પાન ઉતર્યા. બીજે દિવસે તેમને શ્રી ગુશાંઇજીનાં દર્શન ન થય તેથી તાવ ચઢયો. અને મુર્છા ખાઇને પડી રહયાં આ ખબર શ્રી ગુશાંઇજીને પડી. શ્રી ગુસાંઈજીએ માણસ મોકલ્યું. તો બંને મુર્છા ખાઈ પડયા છે તેમને પાર ઉતાર્યા તો પણ મુર્છા શાન્ત થઈ નહિ, શ્રી ગુસાંઇજીએ પધારી તેમને ચરણ સ્પર્શ કરાવ્યા. ત્યારે તેમની મુર્છા ખુલી થઇ, ત્યારે તેમણે શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી આપનાં દર્શન વિના અમારા પ્રાણ રહેસે નહિ. શ્રી ગુશાંઈજીએ પાદુકાની સેવા પધરાવા દીધી અને કહયું કે તમે આની સેવા કરો. જ્યારે તમારો મનોરથ હશે ત્યારે હું એમાંથી રૂપ ધરી તમને દર્શન દઇશ. પછી આ-ન કરી કે ફ્લ ફુલ મેવા અને દુધની સામગ્રી ભોગ ધરજો

અને એકાંતમાં જઈ શેવા કરો. એ બલાઇ એક નિર્જન વનમ પર્વતની ગુફામાં જઈને રહયો. અને પાદુકાજી પધરાવી શેવા કરવા લાગ્યો ફલ ફુલ લાવી ભોગ ધરે અને સાંજ સવાર નિત્ય શ્રી ગુશાંઈજી તેમને દર્શન દે. કોઇવાર પુસ્તક વાંચતા, કોઇવાર જપ કરતા, કોઈવાર સંધ્યા વંદન કરતા વિગેરે તેમના જેજે મનોરથ હતા તેવા તેમને દર્શન દેતા. સ્રીએ તેના પતિને કહયું કે મારો મણકો વેચીને પુણી અને ચરખો લાવી દો. બલાઇ લઇ આવ્યો. સ્રી ચરખો કાંતી સુતર વેચીને પુણી લાવે, આમ કરતાં પાંચ સાત રૂપૈયા એકઠા કર્યા. પછી એક ગાય લાવ્યા અને તેના દુધની સામગ્રી કરવા લાગ્યા. ગાયના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહી દીધો તેથી તે ગાય નિર્ભય થઇ વનમાં ચરે. ગાય બળદ વિના બીજાને તે ગાય સિંહ જેવી દેખાય. નિર્ભય પણે વનમાં ચર્યા કરે. કોઈ મનુસ્ય કે પશુ તેની પાશે આવે નહી અને સદા કામધેનુંની પેટે દુધ દે બંને સ્રી પુરૂષ કંદરામાં શેવા કરતા હતા એક દિવસ ચાર બ્રાહ્મણ ભુલા પડયા અને તેથી તે આ વનમાં આવ્યા. તે બ્રાહ્મણનો તેમણે સત્કાર કર્યો અને પુછયું કે કેમ આવ્યા છો? તેમણે કહ્યું કે અમારા ગામના રાજાએ સર્વ બ્રાહ્મણોને કેદ કર્યા છે, અને કહે છે કે તમે મારા પિતાના લાખો રૂપીયા દાનધર્મના ખાઇ ગયા છો તે પાછા દો નહી તે મારા પિતાના હાથનો પત્ર લાવો તો હું સાચું માનું. આ દુઃખના માર્યા અમે ભાગી આવ્યા છીએ. સ્રીએ કહ્યુ તે ત-

મારા રાજાનો પિતા નરકમાં પડયો છે તે હું અહીં બેઠી બેઠી જોઉં છું. તમે કહો તો તમને મેળાવી દઉં. બ્રહ્માણ હાથ જોડીને બોલ્યો કે જેમ બને તેમ અમને મેળાવી દો તો ઘણુ સારૂં તે બલાઇની સ્ત્રીએ કહ્યું કે આંખ મીચી દો. ભગવત્કૃપાના બળથી તે સ્ત્રીએ તેમને યમલોકમાં પહોંચાડી દીધા, ચારે જણા મથરાજાને કહીને રાજાના પીતાને મળ્યા. અને સર્વ સમાચાર કહ્યા. અને તેની પાસેથી પત્ર લખાવી લીધો. તેમાં લખ્યું કે જે દિવસથી બ્રાહ્મણ કેદમાં પડયા છે તે દિવસથી હું નરકમાં પડયો છું અને * તારે દ્રવ્ય જોઇતું હોય તો અમુક કોઠારમાં અમુક ખજાનો છે તેમાંથી તારે હાથે જેટલું કાઢીશ તેટલુ દ્રવ્ય તને મળશે, બીજો મનુશ્ય કાઢશે તો નહિ મળે આવો પુત્ર લખાવી ચારે જણા આંખ મીચીને બેઠા. અને બલાઈની સ્ત્રીનું ધ્યાન કર્યું, આંખ ખોલી જુએ તો પર્વતની ગુફામાં જઇ પહોંચ્યા, અને બલાઈની સ્ત્રીને કહયું કે તમે અમને જીવતદાન આપ્યું છે, બલાઇએ કહ્યું કે એ સર્વ પ્રતાપ શ્રી ગુસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજીનો છે, અમે તો જાતના બલાઈ છીએ, અમારી છાયાથીએ તમે અભડાઓ, પરંતુ આ સર્વ શ્રી વિઠ્ઠલનાથજીનો પ્રતાપ છે. પ્રકટ નંદકુમાર શ્રી ગોકુળમાં બિરાછે છે. આ બ્રાહ્મણ શ્રી ગોકુળ ગયા અને શ્રી ગુસાંઇજીના શેવક થયા પછી તે રાજાની પાસે પત્ર લઇને ગયા એ બલાઇ શ્રી ગુશાંઇજીના એવા કૃપા પાત્ર હતા.

એક રાજાની વાર્તા. (પ્રસગ ૧ લો. વાર્તા ૧૬૯ મી)

આ રાજાએ સર્વ બ્રાહ્મણોને બંદીખાને નાંખ્યા હતા.

અને કહ્યું કે મારા પિતા પાશેથી લાખો રૂપિયા ધર્મદાનના ખઇ ગયા છો તેથી મારા પિતાનો પત્ર લાવો. ચાર બ્રહ્માણ ભાગી ગયા અને પત્ર લઇ આવ્યા એ વાર્તા બલ્લાઈની વર્તામાં લખી છે પછી રાજાના પુત્રે પત્ર વાંચીને અખુટ ખજાનો ખોલ્યો. રાજાના પુત્રને વિશ્વાસ આવ્યો જેટલુ દ્રવ્ય જોઇતું હતું તેટલું કાઢયું. અને સર્વ બ્રાહ્મણોને છોડી મુકયા રાજાએ આ ચાર બ્રહ્મણોને પુછયું કે તમે કેવી રીતે આ પત્ર લાવ્યા. ત્યારે બ્રાહ્મણો બોલ્યા કે શ્રી ગુસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજી શ્રી ગોકુલમાં બિરાજે છે તેમની કૃપાથી પત્ર લાવ્યા છીએ અને સર્વ કાર્ય સિદ્ધ થયું છે. રાજા બ્રાહ્મણની સાથે આવી શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીનો શેવક થયો, અને શ્રી નાથજીના દર્શન કર્યા, વૃજ યાત્રાં કરી. અને ભગવત્શેવા પધરાવી પોતાને દેશ આવ્યો અને સારી રીતે શેવા કરવા લાગ્યો. વઇસ્ણવનો સંગ કરવા લાગ્યો. વઈસ્ણવના સંઘથી ભગવત્શેવાના પ્રતાપથી અને શ્રી ગુસાંઈજીની કૃપાથી તે રાજાની બુદ્ધિ નિર્મળ થઈ અને દિવ્યદ્રષ્ટિ થઇ અને તેનો પિતા નર્કમાંથિ નિકળિ વૈકુંઠમાં ગયો તે તેણે દિવ્ય દ્રષ્ટિથિ જોયું. એ રાજા ભગવત્શેવા છોડિ કોઇ કામમાં ચિંત લગાડતો નહી. દિવસ રાત ભગવત્શેવા અને ભગવદ્લીલાનું ચિંતવન કરતો એ રાજા શ્રી ગુસાંઈજીનો એવા કૃપાપાત્ર હતો.

( સગુણદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૭૦ મી )

સગુણદાસ રૂપ સતનના સેવક હતા અને વ્રજમાં ફર્યા કરતા, જ્યારે તે શ્રી ગોકુળ ગયા ત્યારે શ્રી ગુસાંઈજી ઠકરાની-

ઘાટપર બિરાજતા હતા. સગુણદાસે દર્શન કર્યા તો સાક્ષાત્ પુર્ણ પુરૂષોત્તમનાં દર્શન થયા. શ્રી ગુસાંઈજી બોલ્યા કે સગુણદાસ નજીક આવો. સગુણદાસે પોતાના મનમાં જાણ્યું કે મને તેમણે કોઇ દિવસ દીઠો નથી અને તે જાણી ગયા છે જેથી તે સાક્ષાત નંદકુમાર છે. તેમની શરણ જાઉં તો ઠીક સગુણદાસે વિનતિ કરી કે મહારાજ મને શરણ લો. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ન્હાઇ આવો. સગુગુદાસ ન્હાઈ આવ્યા. શ્રી ગુ ાંઇજીએ કૃપા કરી નામ નિવેદન કરાવ્યું સગુણદાસને ભગવદ્લીલાની સ્ફુરતી થઇ. શ્રી ઠાકુરજીના શ્રી ગુસાંઇજીનાં અને શ્રી મહાપ્રભુજીના સહસ્ત્રાવધી નવા પદ કરીને ગયા. તે પદ અહીં લખ્યા નથી. સગુણદાસજીને શ્રી ઠાકુરજી જેવી લીલાનો અનુભવ કરાવતા તેવા પદ તે ગાતા હતા.

( મન્નાલાલ અને ગોવર્ધનદાસ બન્ને ભાઇની વાર્તા)

(પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૧૭૨ મી. )

બન્ને ભાઇ શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી ગુસાંઈજીએ કૃપા કરી તેમને માથે સેવા પધરાવી દિધિ એ બન્ને ભાઈ વ્રજમાં રહિ સેવા કરવા લગ્યા. શ્રી ગુસાંઇજીને ત્યાં દર્શન કરી સેવા કરી પોતાને ઘેર આવતા ઘણાં દિવસ વ્રજમાં રહી સર્વ રીત શીખ્યા. પછી પોતાને દેશ આવ્યા. ઘેર આવી સેવા કરવા લાગ્યા. એટલામાં ખેલના દિવસ આવ્યા. રાજભોગ ધરી ભોગ સરાવી શ્રી ઠાકુરજીને ખેલાવવા લાગ્યા. ત્યારે શ્રી ઠાકુરજીએ કહ્યુ કે તમે મને પહેલા ખેલાવીને પછી રાજ ો તો ગણું સારૂં તેમણે કહ્યુ કે તેનું કારણ

કે જ્યારે ખેલ થાય છે ત્યારે સર્વ સખા અને વ્રજભકત મારી સાથે ખેલવા આવે છે. તેથી જો ખેલ થઇ ચુકે અને તરત રાજભોગ આવે તો સર્વ સખા અને વૃજભકત મારી સાથે ભોજન કરે. મને તેથી મને ઘણો આનંદ ઉપજે. તેમને જોઇ મને ભોજન ઘણું ભાવે છે. આ સાંભળી બન્ને ભાઇએ કહ્યું કે અમે શ્રી ગુસાંઇજીને પુછીએ ત જેમ આજ્ઞા કરશે તેમ અમે કરીશું. કે-કે નવરત્ન ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજીએ કહ્યું કે તે વાકય "सेवाकृति गुरोराज्ञा." શેવાની કૃતી ગુરૂની આજ્ઞા પ્રમાણે કરવી. મન્નાલાલ શ્રી ગોકુળ ગયા અને શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે પુષ્ટીમાર્ગમાં બે ક્રમ છે. જેમ શ્રી ઠાકુરજીને રૂચે તેમ કરો. શ્રી ગુસાંઇજીનિ આજ્ઞા લઇને મન્નાલાલ તરત આવ્યા અને રાજભોગ ધર્યા પહેલા શ્રી ઠાકુરજીને ખેલાવવા લાગ્યા. એ મન્નાલાલ તથા ગોવર્ધનદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા. મને શ્રી ગુસાંઇજીની વાણીપર ઘણો વિશ્વાસ હતો. શ્રી ઠાકુરજીને તો બાળક સમજતા હતા. એવો તેમનો નિર્મળ ભાવ હતો.

(ભગવાનદાસ ભીતરિયાની વાર્તા,) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૨ મી.)

એ સાચોરા બ્રાહ્મણ હતા. ભગવાનદાસ ગુજરાતથી આવી શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીના શેવક થયા. શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને શ્રી નાથજીની સેવામાં રાખ્યા. ભગવાનદાસ શ્રી નાથજીની સેવા ઘણી સારી રીતે કરવા લાગ્યા શુદ્ધ અંતઃકરણથી રાજા જેટલો ડર રાખતા અને બાળક જેવી વાત્સલ્યતા રાખતા. અને સર્વથી અધિક સ્નેહ રાખતા શ્રીનાથજી તેમ

મહુ પ્રસન્ન રહેતા. એક દીવસ ભગવાનદાસના દેખતા શ્રી નાથ જી શ્રી ગુસાંઇજીની સાથે વાત કરતા હતા. શ્રી ગુશાંઇજીએ પુછ્યું કે શ્રી નાથજીએ શું કહ્યું. તમે કંઇ સમજ્યા ત્યારે ભગવાનદાસે હાથ જોડી વિનંતિ કરી કે હું તુચ્છ જીવ શું સમજું. જેથી આપની કૃપા વિના કેમ સમજાય. આ સાંભળી શ્રી ગુશાંઈજી પ્રસન્ન થયા. શ્રી નાથજી ભગવાનદાસની સાથે બોલવા લાગ્યા. અને સર્વ વાત જણાવવા લાગ્યા. એ ભગવાનદાશ શ્રી ગુશાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

( એક શેઠ અને વિરકતની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૭૩ મી. )

એ બન્ને શ્રી ગુશાંઇજીની સાથે વ્રજયાત્રા કરવા ગયા, સંગમાં વઇષ્ણવ ઘણા હતા. એ વિરકત વઇષ્ણવ ચુકટી માગી નિર્વાહ કરતા. એક દીવસ વિરકત વઇષ્ણવે રસોઈ કરી તે રસોઈની મેંડપરથી કુતરો નીકળી ગયો. ત્યારે તેણે શ્રી ગુશાંઈજીને પુછ્યું શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તારી રસોઇ નથી અભડાઇ બીજે દિવશે શેઠની રશોઈની મેંડપરથી કુતરો નીકળ્યો. તેણે જઇ શ્રી ગુશાંઈજીને પુછ્યું, ત્યારે પોતે આજ્ઞા કરી કે તારી રસોઇ અભડાઇ ગઈ. શેઠે બીજી સામગ્રી મંગાવી રશોઇ કરાવી બીજે દીવસે વખત જોઈ શેઠે શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે હે મહારાજાધિરાજ આ વિરકત વઈષ્ણવની રસોઇ ન અભડાઈ અને મારી અભડાઇ તેનું કારણ શું. કુતરો બન્નેની મેંડચરથી સરખો નિકળ્યો હતો. શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે તેની પાસે દ્રવ્ય નથી પચીસ ઘેરથી માગી લાવે છે ત્યારે તે નિર્વાહ કરે છે અને તમારી પાસે દ્રવ્ય છે તેથી ચાહે જેટલી રશોઈ કરાવો તેટલી થઈ શકે-

એટલો તારતમ્ય છે. તેથી તેની ન અભડાઈ અને તમારી આ-ભડાઇ શેઠના મનમાં જે દ્રવ્યનું અભીમાન હતું તે મટી ગયું. અને નિશ્ચય કર્યો કે જો દ્રવ્ય ભગવદર્પણનથાય તો દ્રવ્યથી અ-નર્થ થાય વિરકતના મનમાં ચિંતા હતી મારી પાસે દ્રવ્ય નથી તે ચિતા મટી ગઇ. જો વધારે દ્રવ્ય હોત તો મારી કેવી બુદ્ધિ થાત. મનમાં તે પ્રસન્ન થયો. વિરક્ત અને શેઠ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેને તત્કાલ જ્ઞાન પ્રાપ્ત થયું.

(મા પુત્રીની વાર્તા. (પ્રસંગ ૧ લો) વાર્તા ૧૭૪ મી.

આ મા પુત્રી રાજનગરમાં રહેતી હતી. એક વખતશ્રીગુ-સાંઈજી રાજનગરમાં પધાર્યા હતા ત્યારે આ મા પુત્રી શ્રી ગુસાં-ઇજીનિ સેવક થઇ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે સેવા કરો. તેમણે કહ્યું કે અમારી પાસે દ્રવ્ય નથી શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે જેમ કરો છો તેમના તેમ કર્યા કરજો. પરંતું માર્ગની રીત પ્રમાણે ભોગ ધરો. ત્યારે તેમણે કહ્યું કે બંટા ભોગ ધરવાને અને ઉંત્થાપન ભોગ ધરવાને અમારી પાસે દ્રવ્ય નથી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે બાજરી પલાડીને કામ ચલાવો. શ્રી ગુસાંઇજીએ તેમને માથે સેવા પધરાવી દિધી. તે ઘણી સારી રીતે સેવા કરવા લાગ્યા. એક દિવસ શ્રી ગુશાંઈજી ગામમાં પ-ધાર્યા અને રસ્તામાં ઘંટાનાદ થયો. શ્રી ગુસાંઇજીએ પુછયું કે આ કોનું ઘર છે વૈષ્ણવોએ કહ્યું કે મા પુત્રી અહીં રહે છે. સાઠ વર્ષની પુત્રી છે અને પોણોસો વર્ષનિ ડોશી છે તે તેઓ અહીં સેવા કરે છે. કંઇ આચાર વિચાર બરાબર નથી. આ પ્રમાણે વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજીને કહ્યું. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી

પહેલાં તો તેમનું ઘર જોઇએ. શ્રી ગુસાંઇજી કૃપા કરિ તેમા પધાર્યા તેમને પધાર્યા જોઇને તેઓ ઘણા પ્રસન્ન થયા ે આજ્ઞા કરિ કે સમય શો છે. ત્યારે તે બાઇએ કહ્યું કે ઉત્થા ભોગ તઇયારી છે શ્રી ગુશાંઇજી ભિતર પધર્યા તો શ્રી ઠાકુ બાજરી થાણા આરોગે છે. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરીકે ચ આ પ્રસાદ લો. શ્રી ગુસાંઇજીએ ભોગ ધરાવીને બહાર પધ અને તે ડોસીને કહી પોતે આરોગવા લાગ્યા. સ્નેહથી તે (મા દિકરિનું) હૃદય ભરી આવ્યું અને વિચાર્યું કે શ્રી ગુ ઇજી કેવા દયાળુ છે, બીજા વૈષ્ણવો જે તે ડોશીની સાથે વ હાર કરતા નહોતા તેઓએ પણ બજરીના દાણા લીધા. ? મોટા મોટા વૈષ્ણવ ભગવદિય પણ તે ડોશીને ઘેર નીત્ય જરીના દાણા લેવા આવતા. જે દિવસથી શ્રી ગુસાંઇજી બાજરી આરોગ્યા તે દિવસથી શ્રી ગુસાંઇજી ત્યાં બાજરી ર રોગ્યા તે દિવસથી સર્વ વૈશણવ તે ડોશીની સાથે મેળાપ રાખ એ મા પુત્રિ શ્રી ગુસાંઇજીનાં એવાં કૃપાપાત્ર હતાં

(ગોપાલદાશની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૧૭૫ મી

ગોપાલદાસ વડનગરા નાગર હતા. તે વડનગરમાં રં હતા. શ્રી ગુસાંઇજી વડનગર પધાર્યા ત્યારે સેવક થયા શ્રી કુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. ગુજરાતમાંથી સંગ નીક તે સંગની સાથે ગોપાલદાસ શ્રી ગોકુળ આવ્યા. અને શ્રી યનિત પ્રિયાજીના દર્શન કર્યા આ સંગમાં પાંચસો મ હતા. સર્વએ રોજ ભોગના દર્શન કર્યા. દર્શન થઇ રહ્યા ા શ્રી ગુસાંઇજીએ ભોજન કરી ગોપાલદાસજીને જુઠણની પા

રિ. ગોપાળદાસે બહાર આવી સંગવાળા પાંચશો મનુશ્યને કહ્યું કે સર્વ મહાપ્રશાદ લો.. વઇષ્ણવો પ્રસાદ લેવા બેઠા. શ્રી ગુશાંઈજીનિ જુઠણમાંથી ગોપાળદાશજીએ પાંચશો વઇષ્ણવોનિ પાતળ કરિ અને પાંચશોને પ્રશાદ લેવરાવ્યો તોપણ જુઠણ ઘટી નહિં. પછિ ગોપાળદાશ પ્રશાદ લેવા બેઠા તોએ જુઠણ ઘટે નહિં અને ગોપાલદાશ ઉઠે નહિં, શ્રી ગુશાઇજીએ ગોપાલદાશને પુછ્યું કે કેમ છે ત્યારે ગોપાલદ સે વિનંતિ કરી કે જ્યાં સુધી જુઠણ રહેશે ત્યાં સુધી કેમ ઉઠાય. શ્રી ગુશાંઈજી ન્હાવા પધાર્યા કે તરત જુઠણ ઘટિગઇ. અને ગોપાળદાશજી ઉઠયા. શ્રીગુશાંઈજીએ આજ્ઞા કરી કે ગોપાલદાશજી તમારો મનોરથ શ્રિ નાથજીએ પુર્ણ કર્યો. ગોપાલદાશજીએ કહ્યું કે આખી વિશ્વને પોતે પુર્ણ તૃપ્તિ કરે છે છો મારિ કામના આપ કેમ પુર્ણ ન કરે આપનિ કૃપાથિ સર્વ કામ પુર્ણ થાય છે એ ગોપાલદાશજી એવા કૃપા પાત્ર હતા.

(રણછોડદાસ વઇષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૬ મી)

રણછોડદાસ ગુજરાતમાં રહેતા હતા તેમહુ દ્રવ્યપાત્રહતા. શ્રી ઠાકુરજી અને વઇષ્ણવની શેવા ઘણી સારી રીતે કરતાવૈષ્ણવ ઉપર તેમને ઘણો વિશ્વાસ હતો. એકઠગ વઇષ્ણવ બની તેમને ઘેર ઉતર્યા તેમણે ઘણો આદસત્કાર કર્યો. ઠગે એકાંતમાં રણછોડદાસના પુત્રને માર્યો. અને ઘેરેણું લઈ લીધું પછી પોટકું બાંધી ચાલી નીકળ્યો. રસ્તામાં તેને રણછોડદાસ મળ્યા. તેમણે તે વઇષ્ણવને કહ્યું કે પ્રશાદ લીધા વીના હું તમને નહીં જવા દઉં. પોટકું લઈ લીધું અને હાથ પકડી લઇ આવ્યા. ઘેર આવી

ષ્ણવને ન્હવરાવીને બેસાડયો અને પોટકું ઓરડામાં મુ
એવા હેતુથી કે વઈષ્ણવ મળ્યા વિના ન જાય રણછોડદાસં
સ્ત્રીએ કહયું કે છોકરો સવારનો ગયો તે હજુ આવ્યો ન
તેને શોધિ લાવો. ઘરની પાછળ બગીચો હતો તે બગીચા
છોકરાને શોધવા ગયા. છોકરો મળ્યો નહીં. એક માટી
ઢગલો જોયો. માટીનો ઢગલો બહાર કાઢવાના વિચારથી તે
હાથ નાખ્યો તો માલુમ પડયું કે છોકરો તેમાં મુએલો પડ
છે આ જોઈ તેના કાનમાં અષ્ટાક્ષર મંત્ર કહયો અને કહ્યુ
વઈષ્ણવ ઘેર આવ્યા છે તેમને જયશ્રીકૃષ્ણ કર. છોકરો ઉઠી ઉ
થયો. છોકરાને ઘરમાં લાવી ન્હવરાવ્યો અને શ્રી ઠાકુરજી
દર્શન કરાવ્યા. ઠગ આ જોઇ રણછોડદાસને પગે પડયો અ
કહ્યુ કે આ દુષ્ટ કર્મ મેં કર્યું છે મને ક્ષમા કરો અને વઈષ્
કરો. રણછોડદાસે ખર્ચી દઈ તે શ્રી ગોકુળ મોકલ્યો અને
ગુસાંઈજી ઉપર વિનંતિ પત્ર લખી આપ્યો, એ રણછોડદાસ
ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા જેમણે પુત્ર જીવતો કં

(બે ઠગ જેમણે નારાયણદાસની સ્ત્રીને ફાંશી દિધિ તેમની વાર્તા.)

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૭ મી.)

ફાંસીની બધી હકિકત નારાયણદાસની વાર્તામાં લ
છે. નારાયણદાસની સ્ત્રી જીવતી થઈ એટલે તે ઠગ નારાય
દાસને પગે પડયા. અને કહ્યું કે અમને વઇષ્ણવ કરો. નારાય
દાસે શ્રી ગુસાંઇજી ઉપર પત્ર લખી દીધો પત્ર લઇ ઠગ શ્રી ગ
કુળ આવ્યા શ્રી ગુસાંઈજીએ તેમનું મન ફર્યું જોઇને શ
ધા. અને કૃપા કરિ તેમને પાવન કર્યા, અને ભગ

રાવિ દીધી એ ઠગ મોટા વૈશ્ણવ થયા. એને અત્યંત કૃપાત્ર થયા. જન્મપર્યંત નારાયણદાશનો શત્શંગ છોડયો નહિં.

એક રાજાનો પુત્ર બત્રીશ લક્ષણનો તેની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૭૮ મી.)

જ્યારે રાજા વૃદ્ધ થયા અને અંતકાળ આવ્યો ત્યારે પોતાના ત્રને બોલાવીને કહ્યુ કે આ ગામમાં શ્યામદાશ વૈશ્ણવ રહેછે નો તું શત્શંગ કરજે. તેના ઉપર વિશ્વાશ રખીશ તો પ્રભુ રૂં ભલુ કરશે આ પ્રમાણે કહીને રાજાતો ભગવદ્ચરણારવિંદમાં પહોંચ્યો રાજપુત્રે વૈશ્ણવને બોલાવી સર્વ વાર્ત્તા નિવેદન રે. એક દીવશ આ રાજપુતનો હાથ કપાયો ત્યારે શ્યામદાશે હ્યુ કે પ્રભુ કરે તે ભલી કરે એક દિવસ તેની સ્ત્રી મરી ગઈ ારે સર્વ લોકે કહ્યું કે ઘણું ખોટું થયુ પરંતુ શ્યામદાસે કહ્યુ પ્રભુ કરે તે સારૂં કરે આ શાંભળી રાજાને ગુસ્શો ચઢયો. ડા દીવસ પછી રાજાનો પુત્ર મરી ગયો ત્યારે સર્વ લોકે કહ્યુ બહુજ ખોટું થયું. પરંતું શ્યામદાસે કહ્યુ કે પ્રભુ કરે તે સાજ કરે, રાજાને ઘણો ગુસ્સો ચઢયો અને વિચાર કર્યો કે ા મારા અહિતમાં રાજી છે. તેથી તેને છાનો માનો મારી નંાવવો. આથી તેણે ચાર નિચને બોલાવીને કહ્યુ કે નિત્ય વારે ત્રણ વાગે સ્યામદાસ જળ ભરવા જાય છે ત્યાં તમે એને ારી નાખજો. પરંતુ એ વિશે કોઇને ખબર પડે નહી, નીચ સ્તામાં બેઠા. અને વિચાર કર્યો કે સવારે સ્યામદાસ આવશે ારે તેને મારીશું. ભગવદિચ્છાથી સ્યામદાસના મનમાં એમ ાવ્યું કે આજે બીજે કુવે જળ ભરવા જાઉં તો સારૂં. સે સવારે ઉઠી જળ ભરવા ગયો રસ્તામાં ઠોકર વા

તેમનો પગ ભાંગી ગયો. ત્યાંથી તેમને ઉઠાડી ઘેર લાવ્યા.
જાને ખબર પડી કે સ્યામદાસ જળ ભરવા ગયા નથી ?
તેમનો પગ ભાંગી ગયો છે. એક બે દિવસ પછી રાજા સ્યા
દાસને ઘેર આવ્યો અને કહ્યું કે તમારો પગ ભાંગી ગયે
ખોટું થયું. સ્યમદાસે કહ્યું કે પ્રભુ કરે તે સારૂં. ત્યારે રા
એ જાણ્યું કે આને તો બોલવાનો સ્વભાવ એવોજ છે. અ
ણા ભુડામાં તે રાજી નથી. સર્વ વાત તે ભલીજ માને છે
નિત્ય સ્યામદાસને ઘેર આવે અને તેમનો સત્સંગ કરે.
મોટો રાજા જે સર્વ રાજાની ખંડણી લેતો હતો તેણે આ
જાને બોલાવ્યો. રાજાએ સ્યામદાસને પુછ્યું. સ્યામદાસે
કે જાઓ. પ્રભુ કરે તે સારૂં કરે, રાજા મોટા રાજાની પાસે
આ રાજાએ સર્વ પંડિત વર્ગને એકઠા કરી તેના લક્ષણ ત
સ્યા તો શાસ્ત્રમાં કહ્યા છે તે સર્વ મળ્યા પરંતુ ત્રણ લક્ષણ
મળ્યા. એક તો તેની સ્ત્રી મરી ગઇ હતી. બીજુ તેનો પુત્ર
રી ગયો હતો. અને ત્રીજુ આંગળી કાપેલી હતી. આ ત્રણ
મળ્યા. ત્યારે રાજાએ તેને કહ્યું કે તમે પાછા તમારા રા
પર જાઓ. ત્યારે આ રાજાઓને પંડિતોને. પુછ્યું કે મને
માંટે બોલાવ્યો હતો. પંડિતોએ કહ્યુ કે રાજાએ પાંચ
રૂ યા ખરચી એક તળાવ ખોદાવ્યું છે પણ તેમાં જળ નિ
નહિ ત્યારે રાજાએ પંડિતોને પુછ્યું કે જળ કેવી રીત
પંડિતોએ કહ્યું કે બત્રીસ લક્ષણો મનુષ્યનો જો તળાવ
વધ કરો તો જળ આવે. બત્રીસ લક્ષણો કોઈ મળ્યો
ત્યારે તેમને બત્રીસ લક્ષણા જાણી બોલાવ્યા હતા. કે તે

ા આવશે ત્યારે અજાણે તેમને તળાવ જોવા લઈ જઈ મરીશું એટલે જળ નિકળશે. પરંતુ તમારા બત્રીસ લક્ષણમાં ત્રણ લક્ષણ ઘટે છે તેથી મારવાની ના ઠરી છે અને તમને ઘેર જવા રજા મળી છે. આ વાત સાંભળી રાજા પ્રસન્ન થયો અને વિચાર કર્યો કે સ્યામદાસ વૈષ્ણવે કહ્યું હતું કે શ્રીઠાકુરજી કરે જો મારો પુત્ર ને સ્ત્રી મરી ગયાં ન હોત અને મારી આંગળી કપાઈ ન હોત તો આજે મારો વધ થાત. આ પ્રમાણે કહી રાજા ત્યાંથી ચાલ્યો અને ગામ બહાર જઇ તે ખાલી તળાવ જોવા ગયો સર્વ લોકને તળાવની નીચે ઉભા રાખ્યા અને પોતે એકલો તળાવની પાળપર ચઢયો અને અષ્ટાક્ષર મંત્ર કહીને તળાવ પર નજર કરી કે તરત તળાવ ભરાઈ ગયું. આ જોઈ સર્વ લોક વિસ્મય થયા અને પંડિતો પણ વિચારમાં પડયા કંઈ સમજણ પડી નહી કારણ કે તેઓ ભગવદ્નામનો વિષ્ણુ ધર્મનો પ્રતાપ જાણતા નહોતા. ગામનો રાજા આ વાત સાંભળી તરત ત્યાં ગયો. અને પાણી જોઈને ઘણો પ્રસન્ન થયો. રાજાને વિશેષ મુલક આપ અને રાજી કરી તેને ઘેર મોકલ્યો

સાંઇજી શ્રી જગન્નાથરાયજી પધાર્યા ત્યારે પુષોતમદાસ
ગુસાંઇજીની સાથે આવ્યા. પુરૂષોતમદાસે જગન્નાથ ક્ષેત્ર
સખડી મહાપ્રસાદ આરોગાવ્યો આજ સુધી વલ્લભકુ
બાળક પુરૂષોતમ ક્ષેત્રમાં શ્રી જગન્નાથજીનો સખડી મહા
સાદ વૈષ્ણવોના હાથનો આરોગે છે પુરષોતમદાસની કૃપ
હજુ સુધી એ રીત છે, શ્રી ગુસાંઈજી કાશી થઈ શ્રી ગોકુળ
ધાર્યા. અને સર્વ ખટલો લઈ પુરૂષોતમદાસ શ્રી ગુસાંઇ
સાથે આવ્યા. અને શ્રી ગોકુળમાં રહ્યા. શ્રી ગુસાંઇજીના
ળથી કથા સાંભળતા. એક દિવસ પુરૂષોતમદાસે શ્રી ગુસ
જીને પુછયું કે મર્યાદા માર્ગમાં અને પુષ્ટિમાર્ગમાં ભેદ શો
શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે મર્યાદામાર્ગમાં સાધન
ક્રિયા કર્મ બળ અને કર્મફળની ઈચ્છા અને સાધનની મુખ્ય
છે, પુષ્ટીમાર્ગમાં સ્નેહપુર્વક કૃષ્ણસેવા મુખ્ય છે. ભગવદીય
શત્સંગ અને કેવળ ભગવદનું ગ્રહનું બળ અને નિઃસાધન
અતે ભગવદ ધર્મ મુખ્ય છે. લૌકીક વૈદીક લોકોને દેખા
કરે છે પરંતુ મુખ્યતા તો ભગવદ ધર્મની છે. આ સાંભળી
પુરૂષોતમદાસ ઘણા પ્રસન્ન થયાં. સિદ્ધાંતરહસ્ય ઈત્યાદિ ગ્ર
અભિપ્રાય સહિત શ્રી ગુસાંઇજી પાસે શીખ્યા. અને શ્રી ઠા
રજી પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યા ભગવદરસ સંભ
સર્વ વાર્તા અષ્ટપ્રહર શ્રી ગુસાંઇજીને પુછયું કે શ્રી ઠાકુ
પીતાંબર કેમ ધરે છે અને શ્રી સ્વામિનીજી નીલિવસ્ત્ર કેમ
છે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રી સ્વામિનીજીનો
ંચન જેવો વર્ણ છે તે વિના શ્રી ઠાકુરજી રહી શકતા

શ્લોક—रुपंतवेतदतिसुंदरनीलमंयमोघत्तडित्वदहरंव्रजभूषणांगि ॥
एतत्समानमितिपतिवरंदूकूलमूराद्गुरस्यपिविमर्तिसदासनानः ॥ १ ॥

આથી પીતાંબર ધરે છે. અને શ્રી ઠાકુરજીનો શ્યામવર્ણ છે. શૃંગાર રસરૂપ છે. જેમાં અગાધ રસ ભર્યો છે એ સ્વરૂપ વિના શ્રી સ્વામિનીજી રહી ન શકે. જેથી શ્રી સ્વામિનીજી નીલામ્બર ધરે છે. આ સાંભળી પુરૂષોતમદાસ આ રસમાં મગ્ન થઈ ગયા. એવી એવી કેટલીક વાત પુરૂષોતમદાસની લખીએ. શ્રી ગુસાંઇજીના ચરણારવિંદ છોડી કંઇ જતા નહિ. એ પુરૂષોતમદાસ એવા કૃપા પાત્ર હતા.

( વેણીદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૮૦ મી. )

વેણીદાસ પુર્વના સંગમાં શ્રી ગોકુળ આવ્યા. શ્રી ગુસાંઇજીના દર્શન કર્યા તો સાક્ષાત કોટિ કંદર્પ લાવણ્ય પુર્ણ પુરૂષોતમ એવા સ્વરૂપનાં દર્શન થયાં. વેણીદાસે વિચાર કર્યો કે એમની શરણ જઇએ તો સારૂં. તે શ્રી ગુસાંઇજીના સેવક થયા. શ્રી નવનીત પ્રિયાજીના દર્શન કર્યા. એટલે ભગવત્સ્વરૂપનું જ્ઞાન થયું. શ્રી નાથજીના દર્શન કર્યા એટલે દેહાનુસંધાન રહયું નહિ. બે ઘડી પછી સ્મૃતી આવી. વેણીદાસને શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે શ્રી નાથજીના દર્શન કર્યા. ત્યારે વેણીદાસે વિનંતી કરી કે આપની કૃપાથી શ્રી નાથજીએ દર્શન દિધા. જીવની કંઇ સામર્થ્ય નથી. શ્રી નાથજી આપને વશ છે. આપની ઇચ્છા હોય તેને શ્રી નાથજી દર્શન દે. વેણીદાસે વિનંતિ કરી શ્રી ઠાકુરજીની સેવા પધરાવી ભગવત્સેવા કરવા લાગ્યા. ઘણા દિવસ સુધી શ્રી ગુસાંઇજીની પાસે રહયા.

અને પુષ્ટીમાર્ગની રીત શીખ્યા. વેણીદાસ આજ્ઞા માગી પોતાને ઘેર ગયા રસ્તામાં વરસાદ ઘણો પડયો તેથી ગામમાં જગ્યા શોધવા ગયા. એક મોટી જગ્યા હતી ત્યાં વેણીદાસ ઉતર્યા. અને શ્રી ઠાકુરજીની સેવા કરી પ્રસાદ લીધો રાત્રે વેણીદાસજી ભગવદવાર્તા કરી ચુકયા પછી જુએ તો એક પ્રેત ઉભો છે તેને પુછયું કે તું કોણ છું ત્યારે તેણે કહ્યુ કે હું પ્રેત છું. અહિં જે ઉતરે છે તે પાછું જતું નથી. હું ઘણો વખત થયા અહીં ઉભો છું. પરંતુ તમારા પર મારો દાવ ચાલતો નથી. વેણીદાસને દયા આવી તેથી તેના ઉપર જળ છાંટયું એટલે પ્રેતની પ્રેતયોની છુટી ગઇ અને દિવ્ય દેહ થઇ ગઇ. પ્રેતે વેણીદાસને કહ્યુ કે ધન્ય છે તમને મારી પ્રેતયોની છોડાવી મારૂં તમે કલ્યાણ કર્યું હવે હું વૈકુંઠમાં જઇશ. મારી પ્રેતયોની છોડાવવાને કોઇ સમર્થ નહોતું. આમ કહી વેણીદાસને દંડવત કરી પ્રેત વૈકુંઠમાં ગયો. વેણીદાસજી પોતાને ઘેર આવી શ્રી ઠાકુરજીની સેવા ઘણી સારી રીતે કરવા લાગ્યા. એ વેણીદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર થયા.

( હંસ હંસણીની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) વાર્તા ૧૮૧ મી. )

એક દિવસ શ્રી ગુસાંઇજી બદ્રિકાશ્રમ પધાર્યા હતા ત્યાં નિર્જન વન હતું. અને માનસરોવર હતું. હંસ બહુ હતા તે દિવસે કોઈ જીવ શરણ આવ્યો નહોતો તેથી ગુસાઇજીએ તેમને નામ સુનાવી છોડી મુકયા. અને તેમને મહાપ્રસાદ ધરાવ્યો તે હંસે મહાપ્રસાદ લીધો એટલે તેમને આગલા જન્મની સ્મૃતી થઇ. એને ભગવદલીલાની સ્ફુર્તી થઇ. શ્રી ગુસાંઈ-

જી ત્યાં પધાર્યા પછી તળાવ પર કોઇ વઇષ્ણવ આવે તેની પાશે તે હંસ બેસતા. બીજા કોઈની પાશે આવતા નહોતા. કોઈ દેશમાં એક રાજા હતો તેને કોડ નિકળ્યો તે કોઇ ઉપાયથી મટે નહી. ત્યારે વૈદે કહ્યું કે હંસનું રૂધિર ચોપડે તો મટે રાજાએ પારધી લોકને બોલાવી કહ્યું કે જો તમે હંસ લાવશો તો તમને લાખ રૂપિયા ઇનામ દઇશ. પારધી તે દેશમાં હંસ પકડવા ગયો પરંતુ હંસ હાથ આવે નહીં. ઘણા ઉપાય કર્યા અને ઘણા દિવસ રહેયો પરંતુ તે હાથ આવે નહીં. એક દિવસ વઇષ્ણવ ત્યાં આવ્યા તેમની પાશે હંસ આવ્યા. આ વાત તે પારધીએ જોઇ એટલે બીજે દિવશે પારધી વઇષ્ણવ બની ત્યાં ગયો. હંસ તેને વઇષ્ણવ જાણી તેની પાસે આવ્યા. એટલે તેમને તેણે પકડી લીધા. અને રાજાને લાવી આપ્યા. રાજાએ લાખ રૂપીયા ઇનામ આપ્યું. તે લઇ ગયો. શ્રી ઠાકુરજીએ વિચાર કર્યો કે મારા ભકતનું દુ:ખ હું કેમ સહુ. શ્રી ઠાકુરજી વૈદ્ય બની બજારમાં ગયા, કોઈ રોગનું અઉષધ દે કે તત્કાલ તેનો રોગ મટી જાય. આ પ્રમાણે બે ચાર ઘણીમાં સેંકડો મનુશ્યોનો રોગ મટી ગયો. વૈદ્યનો યશ બહુ ફેલાયો. વઇદને રાજા પાશે લઈ ગયા. વઇદે કહ્યું કે હમણાં થોડું અઉષધ દઉં જો થોડો કોડ મટે તો આખા શથીરે પછી લગાવીશ. પછી અઉષધ દીધું. થોડા શરીર પર લગાડયું એટલે થોડું શરીર નીર્મળ થયું; એટલે રાજા ઉઠી પગે પડયો અને કહ્યું કે મારો બધો કોડ મટાડી દો. જે માગો તે હું આપું. શ્રી ઠાકુરજીએ કહ્યું કે હં[illegible] રાજાએ છોડી દીધા. શ્રી ઠાકુરજીએ અઉષધ ચો[illegible]

મટાડી દીધો.રાજાએ કહ્યું કે તમે મનુષ્ય છો કે દેવ છો કે ઈશ્વર છો તે મને કંઇ ગમ પડતી નથી. આપ કૃપા કરી જણાવો તો સારૂં. શ્રી ઠાકુરજીએ કહ્યું કે તમે શ્રી ગોકુળ જઇ વઇષ્ણવ થાઓ તો તમે મને ઓળખશો. રાજાએ શ્રી ઠાકુરજીનું આ વચન સાંભળી શ્રી ગોકુળ જઈ શ્રી ગુસાંઇજીનો સેવક થયો વઈષ્ણવનો સત્સંગ કરી શ્રી ગુસાંઇજીની કૃપાથી ભગવત્સેવા કરવા લાગ્યો. ધીરે ધીરે શ્રી ઠાકુરજીએ પોતાનું સ્વરૂપ તે રાજાને જણાવ્યું, એ હંસ હંસણી શ્રીગુસાંઇજીના એવા કૃપા પાત્ર ભગવદિય હતા. જેમને શ્રી ઠાકુરજીએ વૈદ બનીને છોડાવ્યા.

( પારધીની વાર્તા. ) (પ્રસંગ ૧ લો.) ( વાર્તા ૧૮૨ મી. )

પારધી રાજા પાશેથી લાખ રૂપીયા લઈ ગયો અને શ્રી ઠાકુરજીએ વૈદ બની હંસને છોડાવ્યા. પારધીએ વિચાર કર્યો કે વઈષ્ણુવ ધર્મ સર્વથી શ્રેષ્ઠ છે. મેં વઇષ્ણવનો વેશ પહેર્યો તો હંસ પકડાયાં હંસને શ્રી ઠાકુરજીએ છોડાવી દીધા, આવો વિચાર કરી આ પારધી વઇષ્ણવ થવા માટે શ્રી ગોકુળ જઇ શ્રી ગુસાંઇજીની શરણ ગયો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે નિર્વાહ કેમ ચલાવીશ. ત્યારે તેણે હાથ જોડી વિનંતી કરિ મહારાજ મેં વઇષ્ણવનો જુઠો વેશ પહેર્યો તો એ મને લાખ રૂપીયા મળ્યા અને સાચો વષ પહેરીશ ત્યારે શ્રી ઠાકુરજી શું નહી દે. આ સાંભળી શ્રી ગુસાંઇજી ઘણા પ્રસન્ન થયા અને પારધીને શરણ લીધો. શ્રિ ગોવર્ધનનાથજીના દર્શન કરાવ્યાં. અને તેને માથે ભગવત્શેવા પધરાવી, અને પોતે કૃપા

રે તેથી તે પારધી માર્ગની રિત અનુસારે શેવા કરવા લાગ્યો ડા દીવસ પછી તે પારધિને શ્રિ ઠાકુરજી અનુભવ જણાવવા ગ્યા, પારધિએ ઘણા દીવસ શેવા કરિ અને જેટલું દ્રવ્ય હતું સર્વ શ્રી ગુસાંઈજીને ભેટ કરિ દીધું, એ પારધી શ્રી ગુસાંઇ-ના એવા કૃપાપાત્ર હતા.

(એક વઇષ્ણુવ જેણે ભૈરવને તુચ્છ ગણ્યો તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો.)      (વાર્તા ૧૮૩ મી.)

એ વઇસ્ણુવ આગ્રેથી સામગ્રિ ભરિ ગોપાલપુર લાવતો ો, રસ્તામાં ભઈરવનું મંદીર આવ્યુ ત્યાં ગાડાં ઉભા રહ્યાં ડાવાળાએ કહ્યું કે અહીં બે નાળિયેર ચડાવો તો ગાડા ચા-શે. સર્વ લોક નાળિયેર ચઢાવે છે. વઈસ્ણુવે ભૈરવના મંદિ-માં જઇને કહ્યું કે તેં ગાડા કેમ અટકાવ્યા તે ગાડા ચાલવા નહીં તો ગાડાના બળદને બધલે તને જોડીશ, ભઇરવ ઉઠી હાથ ડી ઉભો રહયો અને કહ્યું કે મારિ સામર્થ્ય તમારા ગાડા ટકાવવાની નથિ પરંતુ મને તમારા દર્શનનિ અને શ્રિ થજીની પ્રસાદનિ અભિલાષા છે જેથિ ગાડા અહીં ઉભા ખ્યા છે નહી તો ત્રણ લોકમાં શ્રિ નાથજીના ગાડા અટકા-વાને કોઈ સમર્થ નથિ. વઇસણવે શ્રિનાથજીનો પ્રસાદ ગાં-ડીમાંથિ કાઢીને ભઇરવને દીધો. ભૈરવે પ્રસાદ લીધો પછી ઇરવે ગાડાનિ ધુંસરિમાં બેસી એક કલાકમાં ગાડાં ગોપાલપુર હોંચાડી દીધાં, આ ગાડાના મનુષ્યોએ જાણ્યું કે તેમણે નાળિ-ર આપ્યું હશે આ વાત શ્રી ગુસાંઈજીએ સાંભળી ત્યારે પોતે ાજ્ઞા કરી કે ભૈરવને નાળિયેર આપ્યા હોય તો આ

મગ્રી છોવાઇ ગઈ. વઈષ્ણવે શ્રી ગુસાંઇજી પાસે યથાર
નંતિ કરી કે મહારાજ ભઇરવે પ્રસાદ માગ્યો તે મેં આપ
નાળિયેર આપ્યું નથી. અને ગાડામાં જોડીને ભેરવને લાવ્યે
તે હજુ બહાર ઉભો છે. શ્રીનાથજીના મંગળાના દર્શન
જશે આ સાંભળી શ્રી ગુંસાઇજી પ્રસન થયા અને સ
ભંડારમાં ધરવાની આજ્ઞા આપી એ વૈષ્ણવ શ્રી ગુસા
એવા કૃપાપાત્ર હતા. તેમણે ભરવને તુચ્છ ગણ્યો.

(એક વઇસ્ણવ સુરતમાં રહેતો હતો તેની વાર્તા.)

(પ્રસંગ ૧ લો) (વારતો ૧૮૪ મી.)

આ વૈષ્ણવ દર વર્ષ વૃજયાત્રા કરવા જતો, શ્રી
ના દર્શન કરી વ્રજયાત્રા કરી પાછો ઘેર આવતો, વૃજમાં
એકની એક હાંડી રાખતો રસોઈ કરી ઘોઇ નાંખી કામ
બાંધી વૃક્ષે લટકાવી રાખતો. એક દિવસ વૈસ્ણવોને શ્રી
ઈજીએ કહ્યુ કે આ વૈસ્ણવ અનાચાર બહુ કરે છે.
સાંઇજીને આ વઇસ્ણવને પુછયું કે આ બધા શું કહે છે.
શ્રી ગુસાંઇજીએ વિનતિ કરી કે મહારાજ એ સઘળાની
દ્રષ્ટી છે, વૃજના સ્વરૂપને જાણતા નથી. આપની કૃપા
તેમને વ્રજનું સ્વરૂપ જણાવું છું. આટલું કહીને તે સર્વ
જનું સ્વરૂપ દેખાડયું વૈસ્ણવ જુએ તો વૃજ સુવર્ણમય દે
લાગ્યું શ્રીગુસાંઇજી સર્વને કહેવા લાગ્યા કે આણે વૃજન
નું સ્વરૂપ જાણ્યું છે જેથી તેને કંઇ દોષ નથી. એ સા
વાન છે. તેને કંઈ બાધ નથી તમે એમ ન કરો. આ સ
વઇસ્ણવ તેને ધન્ય ધન્ય કહેવા લાગ્યા. એ વઇસ્ણ

સાંઈજીનો એવો કૃપાપાત્ર હતો જેણે વૃજ સુવર્ણમય દેખાડી ધું. વૃજ રજની હાંડી સુવર્ણમય જાણી કાઢતો નહોતો એવો રમ ભગવદીય હતો.

(એક રાજાની વાર્તા) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૫ મી.)

એ રાજા શ્રી ગુસાંઈજીનો સેવક હતો. એ શ્રી ઠાકુ-જીની સેવા ઘણી સારી રીતે કરતો હતો તેને ઘેર વૈષ્ણવ બહુ ાવતા તેમને તે પુછતો કે ગ્રહસ્થનો ધર્મ સારો કે વિરકતનો ારો રાજા સર્વને પુછતો પરંતુ તેનો સંદેહ જતો નહિં. ષ્ણવ જેમ બને તેમ જોત્તર દઈ જતા. પરંતુ વારંવાર પુછયા ર્યા કરતો હતો એક દિવસ ભગદિચ્છાથી અદભુતદાસ તે ાજાને ઘેર આવ્યા ત્યારે રાજાએ તેમને પુછયું ત્યારે અદભુત-ાશે કહ્યું કે બેચાર દિવસ અહીં રહી તમને કહીશ. પરંતુ તમે ાડાપર બેસી ગામથી પાંચ સાત ગાઉ પર એક વઈસ્ણવ છે ને મળી આવો રાજા ઘોડા પર બેસી વઇસ્ણવને મળવા ગયો સ્તામાં જતા પવન આવ્યો તેથી ઘોડો કંઇને કંઇ નીકળી યો. રાત પડી તેથી રાજા વનમાં એક વૃક્ષ નિચે રહ્યો આ ૃક્ષના ઉપર હોલો હોલી બે પક્ષી રહેતાં હતા. તે રાજાને આવેલ જોઈને હોલાએ કહ્યું કે આપણે ઘેર પરોણો આવ્યો છે તેથી તેને ફળ દઈશું. બન્ને સ્ત્રી પુરૂષે વિચાર કરી ફળ આપી દીધા બને વ્રક્ષ ઉપર જઈ સર્વ ફળ તોડી નાંખ્યા. રાજાએ ફળ ખા-ધા. અને હોલો હોલી ભુખ્યા રહયાં. સવાર થઇ એટલે રાજા ઘોડાપર બેસી ચાલ્યો. એક નગર આવ્યું તેમાં ગયો, ત્યાં

જુએ તો શર્વ રાજા એકઠા થયા છે. તે ગામના રાજાની પુત્રી
સ્વયંવર હતો. તેલની કઢાઈ ચડાવી હતી તેમાંથી જે વીં
કાઢે તેને કન્યા આપવી એવું આ રાજાને નિયમ હતું. ઉ
તેલ તાઢું કરીને અગર કોઇ બીજા ઉપાયથી ઉઘાડા હાથ ન
ખીને વીંટી કાઢવી જોઇએ. નીચે બળતણુ બળતું હતું તે
તેલ તાઢું પડતું નહોતું. આથી સર્વ રાજા અટકી રહયા હ
તેમાં આ રાજા પણ બેસી રહયો. એટલામાં અદભુતદાસ
આવ્યા અને તેલની કઢાઈમા હાથ નાંખી વીંટી કાઢી લીધ
સર્વ લોક આ જોઈ ચકિત થયા. ગામના રાજાએ કહ્યુ કે ત
મારી કન્યા પરણો. ત્યારે અદભુતદાસે કહ્યુ કે અમુક ગામ
રાજાને તારી પુત્રી પરણાવી દે. અદભુતદાસ ચાલ્યા ગ
રાજા વિવાહ કરી પોતાને ઘેર આવ્યો અને અદભુત દાસને
વ્યો. અદભુતદાસે રાજાને પુછયું કે તે દિવસ ઘોડે બેસીને ગ
હતા તે શું શું જોયું રાજાએ સર્વ વાર્તા કહી. અદભુતદાસ
બાલ્યા કે એ હોલા હોલીમાં ગ્રહસ્થના ધર્મ હતા. ગ્રહસ્થ
એ પ્રમાણે વર્તવું જોઇએ. જે ઘેર આવે તેને ભુખ્યો ન રા
પોતે ભુખ્યા રહે તે ફીકર નહિં. અને વિરકતનો ધર્મ એવો
કે જેણે તેલમાંથી વીંટી કાઢી અને કન્યા તમને પરણાવી. પે
દુઃખ વેઠીને બીજાને સુખી કર્યા. એ બન્ને ધર્મ તમને બતા
આપ્યા. આ સાંભળી રાજા પ્રસન્ન થયો અને સારી રિતે
ઠાકુરજીની સેવા કરવા લાગ્યો, એ રાજા શ્રી ગુસાંઇજીનો
કૃપાપાત્ર હતો, જેને તત્કાળ વિશ્વાસ આવી ગયો.

( જીવણદાસ બ્રાહ્મણની વાર્તા. ) ( પ્રસંગ ૧ લે. ) ( વાર્તા ૧૮૬ મી. )

એ લાહોરમાં રહેતા હતા. જીવનદાસ હરિદ્વારમાં શ્રી ગુ-ાંઇજીના સેવક થયા હતા. શ્રી ઠાકુરજીની સેવા પધરાવિ લા-ારમાં રહેતા. અને ભગવત્સેવા કરતા. કંઈ બહાર જતા આ-તા નહીં. જ્ઞાતીના લોક તેની નીંદા કરવા લાગ્યા. ઘણા વર્ષ ાછી જીવણદાસની દેહ છુટી લોકોએ અગ્નિસંસ્કાર કર્યો. ત્યાં ેક વૃક્ષ ઉપર બે પ્રેત રહેતા હતા. એક આ વખતે બહાર ગયો ાતો. અને એક પ્રેત વૃક્ષ ઉપર બેઠો હતો. પ્રેતને જીવણદાસની ચેતાનો ધુમાડો લાગ્યો તેથી તે પ્રેત યોનીથી મુકત થયો અને દેવ્ય દેહ ધરી સ્વર્ગમાં ગયો. બીજો પ્રેત આવ્યો ત્યારે તેણે આ વાત જાણી. ત્યારે તે રોવા લાગ્યો અને હાય હાય કરી બુમો પાડવા લાગ્યો. રસ્તામાં એક પંડિત જતો હતો તેણે પ્રે-તને રોતો જોયો તેથી તેને પુછ્યું કે તું કોણ છે, અને કોણ રોવ છે. પ્રેતે કહ્યું કે હે બ્રાહ્મણ તું મારી વાત સાંભળ, હું પ્રેત છું. એક પ્રેતનો ઉદ્ધાર થયો છે અને મારો નહીં થયો તેથી હું દુઃખી છું. બ્રાહ્મણે કહ્યું કે એ વાત સાચી કેમ મનાય. ત્યારે પ્રેતે કહ્યું કે આ ચિતામાં બે ચાર લાકડાં નાંખજો તેમાંથી મને ધુમાડો લાગશે તો મારો ઉદ્ધાર થઈ જશે. બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું. પ્રેત જય જય કરતો દીવ્ય દેહ ધરી જીવનદાસની સ્તુતિ કરતો સ્વ-ર્ગમાં ગયો. આ જોઇ બ્રાહ્મણ ઘણો વિસ્મય પામ્યો. ગામમાં જઈ બ્રાહ્મણે ખબર કાઢી કે આજે કોણ મરી ગયું છે. ત્યારે તેને માલુમ પડયું કે જીવણદાસની દેહ છુટી છે. બ્રાહ્મણે ખબર ઢી કે એ કયા ધર્મમાં હતો. તેને ખબર મળી કે તે વઈ

માં હતો. તે બ્રાહ્મણ પોતાનું કુટુંબ લઈ શ્રી ગોકુળ આ
વઇષ્ણવ થયો. એ જીવણદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપા
હતા. જેમની ચિતાનો ધુમાડો લાગવાથી પ્રેતની દિવ્ય દેહ

( લાહોરના પંડિતની વાર્તા. ) ( પ્રસગ ૧ લો. ) ( વાર્તા ૧૮૭ મી.

એ બ્રાહ્મણ જીવણદાસનું ચરિત્ર જોઇ શ્રી ગોકુળ
વ્યો. અને સહકુટુંબ શ્રી ગુસાંઇજીનો શેવક થયો. શ્રી નવ
તપ્રિયાજીના અને શ્રી નાથજીના દર્શન કર્યા. શ્રી ગુશાંઇ
ના મુખાંવિંદથી પુષ્ટી માર્ગનો સિદ્ધાંત સમઝયો. શ્રી ઠા
જીની સેવા પધરાવી અને વ્રજયાત્રા કરી પોતાને દેશ ગ
અને સારી રીતે માર્ગની રિતી અનુસાર શેવા કરવા લા
એક દીવસ એક મનુષ્ય હત્યારો ભિક્ષા માગવા આવ્યો
બ્રાહ્મણ હતો. તે એમ બોલતો કે રામકૃષ્ણ રાધાકૃષ્ણ,
એ બ્રાહ્મણે તેને બોલાવી ભોજન કરાવ્યું. પંડિતની જ્ઞાતિ
લોકે અને બીજા પંડિતોએ એકઠા થઈ તેને કહ્યું કે તમે હત
રાનો સ્પર્શ કેમ કર્યો. ત્યારે પંડિતે કહ્યું કે તેણે કૃષ્ણ
લીધું તેથી તેની હત્યા રહી નહિ. પંડિતોએ કહ્યું કેએ
અમે માનીએ નહિ. પંડિત જે વઇષ્ણવ હતો તેણે કહ્યું કે
શાસ્ત્ર ભણ્યા છો પરંતુ તમારા હૃદયનું અંધારૂં ગયું નથી
અંધકાર જ્યારે દુર થશે ત્યારે તમે સત્ય માનશો. પંડિત
કહ્યું કે હરિદ્વારમાં શ્રવણનાથ મહાદેવજી છે. તેમના નંદિ
જો આના હાથનું ખાયતો સત્ય માનીએ. પછી આ વઈશ
પંડિત તથા બીજા પંડિતો સર્વ મળી હરિદ્વાર આવ્યા. ર
શ્વરની આગળ આ હત્યારાએ પ્રસાદનો થાળ મુકયો. ત

ાઈશણુવ પંડિત બોલ્યો કે જો કૃશણુ નામ લેવાથી આની હત્યા
ાઈ હોય તો તમે તેના હાથનું ભોજન કરો. નંદિશ્વર જે મહા-
ાવજીનું વાહન તે તરત તરત ખાવા મંડી ગયા. આથી સર્વ
ાંડિત વઇશણુવ પંડિતને પગે પડયા. એ બ્રાહ્મણુ શ્રી ગુશાંઇજીનો
મેવો કૃપાપાત્ર હતો. જેના કહેવાથી નંદીશ્વર તરત ખાવા લાગ્યો.
મને જેના દર્શનથી હત્યારાની હત્યા ગઇ એ પંડિત વઈષ્ણે શ્રી
ાુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા.

(વિરકત વઈષ્ણવની વાર્તા.) (પ્રસંગ ૧ લોઃ) (વાર્તા ૧૮૮ મી.)

આ વિરકત વઇસ્ણુવ ચુકટી માગી નિર્વાહ કરતા હતાં.
નેત્ય શ્રી ગિરિરાજની પરિક્રમા કરતા. તેની પાસે બે બીજાં
ાઇષ્ણુવ આવીને રહયા. તેમને આ વિરકત વઈષ્ણુવ ચકટી મા-
ાી રસોઇ કરી પ્રસાદની પાતળ ધરતા. એક દીવસ વીરકત
ાઈસ્ણુવને શ્રમ ઘણો થયો તેથી થાકી ગયા હતા. શ્રી નાથજી
ાનો શ્રમ સહન કરી શકયા નહીં. ત્યારે શ્રી નાથજીએ આ-
ાીને બન્ને વઇશણુવને કહ્યું કે તમે બે રસોઇ કરો અને વિર-
ાત્ત વઈશણુવ ચુકટી માગી લાવશે એ બન્ને રસોઇ કરવા લાગ્યા
મને ત્રણુ જાણુ મળી મળીને પ્રસાદ લેતા, એ વિરકત વઈષ્ણુવ
ાી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા. જેમનો શ્રમ શ્રી નાથજી
ાહી શકયા નહિ.

(ભીમસેન રાજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૮૯ મી.)

ભીમસેન રાજાએ અને તેમની સ્ત્રીને પુર્વ જન્મ નું જ્ઞાન
ાતું. શ્રી ઠાકુરજીએ ભીમસેન રાજાને સ્વપ્નમાં કહ્યુ કે
ાીર્થયાત્રા કરવા જાઓ. અને જે તમને પુર્વ જન્મની

શ્રિ ઠાકુરજીએ ઉતમદાસને ઘરમાં દર્શન દિધા. એ ઉત
એવા કૃપા પાત્ર હતા.

( ભગવાનદાસ ગૌરવા રજપુતની વાર્તા. ) (પ્રસગ ૧ લો. ) ( વાર્તા ૧૯૧

એ જન ભગવાન વૃજમાં ફર્યા કરતા. શ્રી ગોસાં
કથા સાંભળતા અને અહરનિશ ભગવદ લીલાનો વીચાર
શ્રી ગુસાંઇજીના શેવક વિના બીજાની સાથે ભાષણ કરતા
કોઇ દીવસ શ્રીજીદ્વાર અને કોઇ દીવસ ગોકુળ ફર્યા
અને નવા પદ બનાવીને ગાતા એક પદ ગાયું તે પદ
સારંગ. " ગ્વાલ વધાઈ માગન આયો ગોપી ગોરસ હ
સંગ સબહિ આય સીરનામે ॥ ૧ ॥ અબયે ગર્વગીનત
કાહુ કરીયત મતક્કે ભાયે ॥ જહાં નંદ બૈઠે નાંદી મુખ
ગહનકો ધાયે ॥ ૨ ॥ બદન બરન પાયે પટ વૃજ જન
આનંદ સમાયે ॥ જન ભગવાન જશોદા રાની જગકી
જાયે ॥ ૩ ॥ આ વધાઈ જન ભગવાનદાસે ગાઇ શ્રી ગુર
આ પદ સાંભળી ઘણા પ્રસન્ન થયા, એવા અનેક પદ
ભગવાનદાશે ગાયાં. અ ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના
કૃપા પાત્ર હતા.

( એક રાજાની વાર્તા. ) ( પ્રસગ ૧ લો. ) ( વાર્તા ૧૯૨

આના ગામમાં સાચોરાને માર્યા હતા તે જીવતા
તે બન્ને ભાઈ સાચોરાને લઇ રાજા શ્રી ગોકુળ ગયો. ત્ય
શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યા તો સાક્ષાત પુર્ણ પુરૂષો
દર્શન થયા રાજાએ હાથ જોડી વિનંતિ કરી કે મહારાજ
શરણ લ્યો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે થોડા

ગોકુળ રહો પછી વિચાર કરી તેમને શરણ લઈશ. શ્રી
ગુસાંઇજીએ શ્રી નાથજીને પુછ્યું કે આ રાજાએ સાચોરા ભ-
ક્તોને મરાવ્યો છે તેથી તેને શરણે લેવો જોઇએ કે કેમ. શ્રી
નાથજીએ આજ્ઞા કરી કે ભકતનો અપરાધ ભકત ક્ષમા કરે.
આ રાજાનો અપરાધ સાચોરાએ ક્ષમા કર્યો છે તેથી તેને શ-
રણે લેવામાં કંઇ બાદ નથી. હવે તેનો અપરાધ રહયો નથી.
શ્રી ગુસાંઈજી શ્રી ગોકુળ પધાર્યા અને તેને શરણ લીધો. રા-
જાએ શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે સેવા પધરાવી અને કહ્યું
આપ કૃપા કરી મારે ગામ પધારો અને સર્વ ગામને વઈષ્ણવ
કરો. આ સચોર. બન્ને ભાઇ મને ત્યાગ ન કરે એવિ કૃપા
કરો. શ્રી ગુસાંઇજીએ રાજાને કહ્યુ કે એ બન્ને ભાઇ તમને ત્યા-
ગ કરશે નહિં પરંતુ તમે તેનો ત્યાગ કરશો મા. આ સાંભળી
રાજા ઘણો પ્રસન્ન થયો. શ્રી ઠાકુરજી પધરાવી અને સાચોરા
બંને ભાઈઓને સાથે લઈ પોતાને દેશ આવ્યા અને ભગવત્સેવા
કરવા લાગ્યો જે પ્રમાણે આ બે ભાઈ રહેતા તે પ્રમાણે રાજા
વર્તતો. રાજાને શ્રી નાથજી સાનુભાવ જણાવવા લાગ્યા. એ
રાજા શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો.

(રેડા ઉદંબર બ્રહ્મણની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૩ મી.)

રેડા કપડવંજમાં રહેતો હતો. તે અબધુત દશામાં રહેતો
હતો. શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે રેડાએ નામ નિવે-
દન કર્યું. પછી શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. થોડા
દિવસ પછી રેડા શ્રી ગોકુલ ગયો અને શ્રી ગુસાંઇજીની ખવા-
સી કરવા લાગ્યો, એ બ્રાહ્મણની ડોસી રહેતી હતી તેને

ડાએ શ્રી ઠાકુરજી પધરાવ્યા. અને ત્યાંજ તે પ્રસાદ લેત
એક દિવસ રમણરેતીમાં શ્રી ઠાકુરજી રેડાને દર્શન
રેડા દેહનું સંધાન ભુલી ગયો શ્રી ઠાકુરજીએ તેને પ્ર
બા પહેરાવી રેડા આખી રાત ત્યાં પડી રહ્યો. બીજે
ખબર પડી કે રેડા રમણરેતીમાં પડયો છે તેથી શ્રી ગુ
ત્યાં પધાર્યા અને રેડાને ચરણ સ્પર્શ કરાવ્યા અને
કરી કે હજુ લીલામાં જવાને વાર છે. રેડા શ્રી ગોકુળ
એક દિવસ શ્રી ગુસાંઈજીને પંખો કરતો હતો ત્યારે શ્રી
ઈજીએ આજ્ઞા કરી કે રેડા તું દેશ જા અને વિવાહ કર
કહ્યું કે મારી પાસે દ્રવ્ય નથી તેથી કન્યા કોણ દેશે. શ્રી
ઇજીએ આજ્ઞા કરી કે શ્રી ઠાકુરજીએ સર્વ સિદ્ધ કરી
છે. તેજ સમય રેડા આજ્ઞા લઈ દેશ આવ્યો. કપડવં
સંજાઇ ગામ છે. ત્યાં મુકામ કર્યો. આ ગામમાં એક
બ્રાહ્મણ રહેતો હતો તે દ્રવ્ય પાત્ર હતો તેને એક બાર
પુત્રી હતી. તેને સર્પ કરડવાથી તે મરવા જેવી થઈ ગઇ
તે બ્રાહ્મણે ગામ બહાર જઇ ખબર કાઢી કે આને કોઇ
તો સારૂં રેડાએ બ્રાહ્મણને કહ્યું કે મારી પાસે એક ઉ
બ્રાહ્મણે કહ્યું કે તે ઉપાય કરો. રેડાએ ચરણામૃત આપ્યુ
કહ્યું કે તમે આને તેના મોહોમાં મુકશો તો તે બચી જશે
મોઢામાં કંઈ જતું નહોતું તેથી તેના હોઠ પર ચોપડયું.
તે પુત્રીને વિષ ઉતરયું આ છોડીની માએ બાધા લીધી
કે જો છોકરી જીવશે તો કો નિષ્કંચનને દઇશ., બ્રહ્મ

રીને જીવતી જોઈને રેડાની જાત પુછી. રેડાએ પોતાની જાત
ાતાવી. એ કન્યા રેડાને પરણાવી. રેડા પરણીને શ્રી ઠાકુરજી-
ી સેવા કરવા લાગ્યો. રેડાને ભગવત્શેવા કરતા જોઈને સર્વ
ાસ રાજી થયું. રેડાને એક પુત્ર થયો. આ દેશમાં કોઈ દિવસ
ી ગોકુળનાથજી પધાર્યા ત્યારે રેડાએ પોતાની જાતને અને
ાજમાન નીમા વાણિયાને શ્રી ગોકુળનાથજીના શેવક કરાવ્યા
ાઓ આજ સુધી શ્રી ગોકુળ નાથજી શેવક છે. રેડાનો પુત્ર
ોટો થયો ત્યારે રેડા શ્રી ઠાકુરજી પધરાવી શ્રી ગોકુલ ગયો
મને શ્રી ગુશાંઈજીની શેવા કરવા લાગ્યો, રેડાને કોઈ દિવસ
ાસલીલાના કોઈ દિવસ બાળલીલાના દર્શન થતા. આવા
અનેક પ્રકારના દર્શનશ્રી ઠાકુરજી રમણ રેતીમાં રેડાને દેતા
હતા એ રેડા શ્રી ગુસાંઇજીનો એવો કૃપા પાત્ર હતો.

( પર્વતસેનની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૪ મી. )

પર્વતદાસના મનમાં એમ હતું કે શ્રી ગુસાંઈજી શ્રી ના-
થજીના સાક્ષાત સ્વરૂપ છે પરંતુ એવા દર્શન થાય તો સારૂં.
એક દિવસ બેઠકમાં શ્રી ગુસાંઇજી બીરાજતા હતા ત્યારે પર્વ-
સેનને કહ્યું ચંદન લગાવો. પર્વતસેને શ્રી ગુશાંઇજીને ચંદન સ-
મર્પ્યું. પર્વતશેનને શ્રી નાથજીના દર્શન થયા. પર્વતસેને વિ-
ચાર કર્યો કે આતે સ્વપ્ન છે કે શું ? શ્રી ગુશાંઇજીએ આજ્ઞા
કરી કે પર્વતશેનજી તમને શો સંદેહ છે ત્યારે તેમણે કહ્યું
કે આપની કૃપાથી બધા સંદેહ મટી ગયા ને પર્વતસેનને લી-
લાનો અનુભવ થયો અને નવા પદ કરીને ગાવા લાગ્યા. એ પ-
ર્વતસેન શ્રી ગુશાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

(સાસુ વહુની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૧૯૫ મી.

સાસુનુ નામ જમનાબાઈ એને વહુનું નામ રેવા
હતું. વહુ બહુ ભોળી હતી એક વખત જમનાબાઈને
ગામ જવા લાગ્યો ત્યારે તેણે તેની માએ કહ્યું કે બે ચાર
વસમાં શ્રી ગુશાંઈજી પધારશે ત્યારે તમે આને નામ નિવે
કરાવજો. આમ કહીને તે પરદેશ ગયો. જમનાબાઈ વહુને
શ્રી ગુશાંઇજીના દર્શન કરવા ગઇ. અને વિનંતી કરી કે અ
નામ સુનાવો અને વહુને કહ્યું કે શ્રી ગુશાંઇજી કહે તે પ્રમ
તું બોલજે. શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે વહુ બેસ તને ન
સુનાવું. ત્યારે વહુ બોલી કે બેસ તને નામ સુનાવું. આ
શ્રી ગુસાંઇજી હસ્યા અને જાણ્યું કે આ બહુ ભોળી છે. શ્રી
સાંઇજી ઉઠીને તેની પાસે આવ્યા અને ત્રણ વખત અષ્ટા
મંત્ર કહયો. વહુએ અષ્ટાક્ષર મંત્ર કહયો. તેને અત્યંત ભો
જાણીને તેજ વખતે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તેને ન્હ
ડાવી લાવ્યા. શ્રી ગુસાંઈજીએ શ્રી ઠાકુરજીને શૃંગાર કરીને
વેદન કરાવ્યું. અને તેની સાસુને કહ્યું કે હવેથી શ્રી ઠાકુરજી
સેવા આની પાસે કરાવજો. સાસુએ કહ્યુ કે આતો વહુ ગાં
જેવી છે તે સેવામાં શું સમજસે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા ક
કે શ્રી ઠાકુરજી આપ શીખવી લેસે. બીજે દીવસે જમનાબાઇ
અટકાવ આવ્યો ત્યારે વહુને કહ્યુ કે તું સેવા કર. હું નદી
જાઉં છું. વહુ ન્હાઇ અને સેવામાં મંદિરમાં ગઇ. સેવામાં તે ક
સમજતી નહોતી. શ્રી ઠાકુરજીને જગાવ્યા. શ્રી ઠાકુરજી કૃ
કરી સેવાની સર્વ રીત શીખવવા લાગ્યા. ઝારી ઉઠાવી

વી રસોઇ કરવિ, ભોગ ધરવો શૃંગાર કરવો વિગેરે પ્રસાદી
ણપ્રસાદી વિચાર બધુ શ્રી ઠાકુરજીએ વહુને શીખવ્યું. વ-
એ શ્રી ઠાકુરજીને કહ્યું કે જો કસર પડશે ને મારી સાસુ મને
ડશે તો રીસાઇને મારે પિયેર જતી રહેશ. શ્રી ઠાકુરજીએ કુ-
કે તે નહીં વઢે. આપ્રમાણે ચાર પાંચ દિવસ વહુએ સેવા
રી. સાસુ પાંચમે દિવસ શેવામાં ન્હાઈ ત્યારે તેને શૃંગાર કરતાં
દિનું ઝોકુ આવ્યું ત્યારે શ્રી ઠાકુરજીએ તેને સ્વપ્નમાં કહ્યું
મને વહુના હાથનો શૃંગાર સારો લાગે છે. આથી જમના-
ાઇએ વહુને બોલાવી શૃંગાર. કરવા બેસાડી અને પોતે રશો-
ની સેવા કરવા લાગી વહુની સાથે શ્રી ઠાકુરજી હાસ્યવિનોદ
રતાં. અને સર્વ વાર્તા જણાવતા એ સાસુ વહુ શ્રી ગુસાઇ-
જના એવા કૃપા પાત્ર હતા.

( માન કુંવરબાઈની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૬ મી. )

આ શેઠની પુત્રિ હતી. તે દશ વર્ષની થઈ ત્યારે તે વિધવા
ઇ હતી. થોડા દિવસ પછી શ્રી ગુશાંઇજી ગુજરાત પધા-
ર્યા ત્યારે આ શેઠની પુત્રિને બ્રહ્મ સંબંધ કરાવ્યું. અને શ્રી મ-
નમોહનજીની સેવા પધરાવી દિધી. એ માનકુંવરબાઈ શ્રી
ાદનમોહનજીની સેવા કરવા લાગી. તેણે જન્મ સુધી સેવા
રિ જન્મ સુધી તેણે શ્રી મદનમોહનજી શિવાય બીજા સ્વરૂ-
નાં દર્શન કર્યા નહિં કેમકે તે ઘર છોડી કંઇ જતી નહિં-
ત્યારે માનકુંવરબાઇ સાઠ વર્ષની થઇ ત્યારે તેનો પિતા ભગવદ
ારણારવિંદમાં પહોંચી ગયો. તેથી તે મનુષ્ય રાખી શેવા કર-
ી એક દિવસ એક વિરકત વઇષ્ણવ તે ગામમાં આવ્યો. શી-

કાળનો વખત થયો હતો, તે માનકુંવરબાઈને ઘેર ઉતર્યો માન
કુંવરને શ્રી ઠાકોરજી આપી દઈ તળાવ પર ન્હાવા ગયો માન
કુંવરબાઈએ શ્રી ઠાકુરજી જગાવ્યા, શ્રી ઠાકુરજી શ્રી બાલકૃ
ષ્ણજી હતા. માનકુંવરે શ્રી મદનમોહનજી શિવાય બીજા ઠાકુ
રના દર્શન કર્યા નહોના તેથી તે એમ સમજી કે શ્રી ઠાકુરજ
ટાઢને લિધે આમ સુકવાઇ ગયા છે ટાઢ ઘણી છે અને આ
વૈષ્ણવે કંઈ યત્ન રાખ્યો નથી. આવો વિચાર કરી તેના નેત્રમ
જળ ભરાઇ આવ્યું અને મનમાં ઘણો તાપ થયા. સઘડી લે
અને અનેક પ્રકારના ગરમ ઔષધ તેલમાં નાખી ગરમ કરી શ્ર
ઠાકુરજીનાં હાથ પગ ચોરવા લાગી. મનમાં એમ સમજી
શ્રી ઠાકુરજીને શ્રમ બહુ પડયો છે. આપ કૃપા કરી અપરા
ક્ષમા કરો. આવી તેની પ્રાથના અને શુદ્ધ ભાવ જોઇ શ્રી ઠાકુ
રજી શ્રી મદન મોહનજીનું સ્વરૂપ થઈ ગયા. ડોશીએ રાજભો
ધર્યા અને વૈષ્ણવે આવિ દર્શન કર્યા પરંતું શ્રી ઠાકુરજીએ ગદ
ઓઢયા હતા તેથિ તેને કંઈ સમજણ પડી નહિં. આમ કરત
દશ પંદર દિવસ ત ત્યાં રહયો. માનકુંવરબાઈએ કહ્યુ કે સીત
કાળના દિવશ અહીં રહો.. શ્રી ઠાકુરજીને ટાઢ ઘણી વાય છે
ત વળી થોડા દિવસ ત્યાં રહ્યો. જ્યારે ફાગણ માસ આવ્યે
ત્યારે ચાલવાની તૈયારી કરી. શ્રી ઠાકુરજી પધરાવવાની વેળા
એ માનકુવરની સાથે ત વિરકત વૈષ્ણવે ઝઘડો કર્યો
તેં મારા ઠાકુરજી બદલાવી લીધા છે. જો તું મારા ઠાકુ
નહિં દે તો તારાપર હું પ્રાણત્યાગ કરીશ ત્યારે ..

રે કહ્યુ કે મેં તારા ઠાકુરજીને બદલાવ્યા નથી. આથિ ઝઘડો યો બન્ને જણ શ્રી ગોકુળ આવ્યા અને શ્રી ગુસાંઇજીને નંતી કરી ત્યારે શ્રી ગુસાંઇજીએ બન્નેની વાત સાંભળી. પોતે પી ખોલી શ્રી ઠાકુરજીના દર્શન કર્યા ત્યારે શ્રી ઠાકુરજીએ ગુશાંઇજીને કહ્યું કે એ ડોશીના શુદ્ધ ભાવથી હું મદનમો- થયો છું, તણે કોઇ દિવસ બીજા સ્વરૂપના દર્શન કર્યા ી. તેનો ભાવ શુદ્ધ છે. શ્રી ગુશાંઇજીએ ઝઘડો ચુકાવી દીધો ને વઇષ્ણુવને આજ્ઞા કરી કે આજ તારા શ્રી ઠાકુરજી છે. ડોશીએ કહ્યું કે એ ઠાકુરજીને ટાઢે મારે છે તેથી તેને શ્રી ુરજી પધરાવી દેવા ન જોઈએ. આ સાંભળિ શ્રી ગુસાંઇજી યા અને વિચાર કર્યો કે આ ડોશીનો કેવો શુદ્ધ ભાવ છે. ેકત વઈષ્ણુવ ડોસીને પગે પડયો. અને કહ્યું કે જન્મ સુ- તારે દ્વાર પડી રહીશ. અને તારી ટહેલ કરીશ. પછી શ્રી ુનાપાન કરી અને શ્રી નાથજીના દર્શન કરી પોતાને દેશ વી શેવા કરવા લાગી એ માનકુંવરબાઇ શ્રી ગુશાંઇજીન. નાં કૃપા પાત્ર હતાં.

માધવદાસ વડનગરમાં રહેતા તેમની વાર્તા.
(( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૭ મી. )

માધવદાસ મોટા પંડિત હતા. તે અન્યમાર્ગિય હતા. ને વઈષ્ણુવને ટિલવા કહેતા. એક સમય શ્રી ગુશાંઈજી વડ- ગર પધાર્યા ત્યારે પંડિતની સભા કરી. સર્વ પંડિતોમાં મા- દાસ પ્રમુખ હતા. માધવદાસ શર્વ પંડિતોને લઇને મા- ં આવ્યા. ત્યાં સાકાર નિરાકારનો વાદ થયો. શ્રી ગ

એ સાકાર બ્રહ્મનું પ્રતિપાદન કર્યું. સભામાં બહુ વિવાદ થ
માધવદાસના મનમાં એમ હતું કે પુષ્ટીમાર્ગ વેદ નિર્મૂલક
એ સંદેહ તેમનો મટી ગયો. માધવદાસજી તેજ વેળાએ
ગુશાંઇજીના સેવક થયા. સર્વ પંડિતો કહેવા લાગ્યા કે તમે
મુખ્ય હતા છતાં વઇષ્ણુવ કેમ થયાં. ત્યારે માધવદાસે કહ્યુંકે
રાગ્રહ હોય તે ન સમજે પરંતુ સારવેતા હોય તે તોતરત સર
મને પુષ્ટીમાર્ગ વેદમાં સર્વોપર માલુમ પડયો તેથી મંદુરા
છોડી દીધો છે. આ સાંભળી પંડિતો પોત પોતાનો ઘેર ગ
અને માધવદાસજી શ્રિ ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ
અને વઈષ્ણુવનો સંગ કરવા લાગ્યા. માધવદાશના ઉપર શ્રી
કુરજી જલદીથી પ્રસન્ન થયા. એમાધવદાસશ્રિ ગુશાંઇજ
એવા કૃપા પાત્ર થયા. જેમણે દુરાગ્રહ છોડિને સુંદરમાર્ગ પકડ

( કણબી પટેલની વાર્તા. ) (પ્રસંગ૧ લો. ) (વાર્તા ૧૯૮ મી.)

ગુજરાતમાંથી એક સાથ શ્રી ગોકુળ જતો હતો તેની સ
શ્રી ગોકુળ જતો હતો તેની શાથે આ કણબી વઇષ્ણુવ ચાલ
મહેનત મજુરી કરીને રસ્તામાં વઇષ્ણુવને ઘેર પ્રસાદ લેતો જ
ગોપાલપુર આઠ ગાઉ રહ્યુ ત્યારે સર્વ વઇષ્ણુવોએ પોતપોતા
પોટકામાંથી ભેટ કાઢી રાખી. ત્યારે આ કણબી પટેલને ચિ
થઇ કે હું શી ભેટ કરૂં. ત્યારે ઘાસમાં શંખાવલીની લતા હ
તે તણે જોઈ: ત્યાંથિ ફુલ લઈ માળા ગુંથિ અને ભીના વસ્ત્ર
લપેટી, સર્વથિ આગળ ચાલ્યો. મનમાં વિચાર કર્યો
માળા કરમાઇ ન જાય તો ઘણું સારૂં. શૃંગારનો સમય શ્રી
થજીનો થયો ત્યારે શ્રી નાથજીએ શ્રી ગુશાંઇજીને આજ્ઞા કરી

ક પટેલ માળા લઈને આવે છે તેના અંતઃકરણમાં તાપબહુ તેથિ માળા આવશે ત્યારે હું રાજભોગ આરોગીશ. શ્રી ાંઈજીએ પોતાની સ્વારીનો ઘોડો એક સ્વાર બેસાડીને મો-ચો તે ઘોડો એક કલાકમાં ૧૨ ગાઉ ચાલતો હતો, એક સ્વાર ને તે પટેલને લાવ્યો. અને માળા શ્રી નાથજીને અંગીકાર ગીકાર કરિ. અને પટેલે રાજભોગના દર્શન કર્યા. શ્રી નાથ. ની આ લિલા જોઇને સુંરદાસજીએ કીર્તન ગાયું. પદ શ્યામ રેબનહિકો માહેક ॥ દિવાનાથ હમારે ઠાકુર સાચી પ્રિતનિ-હ ॥ ૧ ॥ કહા વિદુરકી પાતકુવ પ્રેન પ્રિતકે લાયક ॥ કહાં દામાકે ધન હતો સાચી પ્રિતકે ચાશક ॥ ૨ ॥ કહાં પાંડવ ાકિ ઠકુરાઈ અરજુન રથ કે વહક ॥ સુરદાસ સડતા તે હ-સજ અરત દુઃખ કેદાહક ॥ ૩ ॥ આ પદ સુરદાસજીએ ગાયું. ા સાંભળિ શ્રી નાથજી તથા શ્રી ગુસાંઇજી પ્રસન્ન થયા. પ-ને શ્રી નાથજીએ માળા પહેરિ જોઇને પોતાનું હૈયું ઠાર્યું-ને મનમાં એમ જાણ્યું કે શ્રી નાથજીએ સારી કરેલી માલા ંગીકાર કરિ, એ પટેલ શ્રી ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર તો જેની આરતી શ્રી નાથજી સહી નશકયા.

( લાડભાઇ અને ધારબાઇની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૯ મી. )

આ લાડબાઇ અને ધારબાઇ બન્ને બહેનો હતી. તેઓ ાણકપુરમાં રહેતી હતી એક વખત શ્રી ગુસાંઇજી ચિત્રકુટ ધાર્યા ત્યારે આ બન્ને બહેનો શ્રી ગુસાંઇજીની સેવક થઈ. ાણકપુર ચિત્રકુટથી ૧૦ ગાઉ છે તેઓ શ્રી ઠાકુરજી પ' ાવા કરવા લાગી. લાડબાઈ જે કોઈ વઇસ્ણવ આવે

ઘણી શારી રીતે કરતી હતી આમ કરતાં તેઓ બન્ને વૃદ્ધ થ
ત્યારે પોતાનું દ્રવ્ય નવલક્ષરૂપીયા એકઠા કરિ શ્રી ગોકુળ ગ
અને શ્રી ગુસાંઈજીને વિનતિ કરી કે આ દ્રવ્ય આપ અંગી
કરો શ્રી ગુસાઈજીએ જાણ્યું કે આ દ્રવ્ય આસુરી છે જેથી પે
અંગિકાર ન કર્યું. દશ પંદર વરસ પછી શ્રી ગોકુલનાથજી
તળપર બિરાજતા હતા ત્યારે લાડબાઈએ તેમને તે દ્રવ્ય અ
ગિકાર કરવા વિનતિ કરી શ્રી ગોકુલનાથજીએ દ્રવ્ય આસુ
જાણી અંગિકાર ન કર્યું. શ્રી ગોકુલનાથજીના અધિકારી
શ્રી ગોકુળનાથજીને પુછ્યા વિના એક છતમાં નાખી ઉ
કાંકરા પાથરી ચુનો લગાડી દિધો. છતમાં દ્રવ્ય રહ્યું, સાઠ વ
પછી જુલમી ઓરંગજેબપાદશાહના સમયમાં મલેચ્છ લે
લુંટવાને આવ્યા. ત્યારે શ્રી ગોકુળમાંથી સર્વ લોક ભાગી ગ
અને મંદિરબધુ ખાલી થઈ ગયું. ગામમાં કોઈ મનુશ્ય રહ્યું ન
મલેચ્છેત તે છત ખોદિ તો નવલક્ષ રૂપીયા નિકળ્યા. આ
મમાં જેટલા મંદિર હતા તે બધાની છત ખોદાવી નાખી આ
સુરી દ્રવ્યના સંગથી સર્વ ગોકુળની છત ખોદાઈ. એ લાડબ
તથા રાધાબાઈ શ્રી ગુસાંઈજીની એવી કૃપાપાત્ર હતી જેમ
બુદ્ધિ આસુરી દ્રવ્યના પ્રભાવથી પણ ફરીનહી. અને ભગ
ધર્મ છોડયો નહીં. દ્રવ્યમાં જે જે અનર્થ છે તે કંઈ તેને બા
કરી શકયા નહીં અને ભગત્સેવા કરતી રહીં જેનું ચિત્ત
ગવચ્ચરણારવિંદમાં છે તેને કોઈ બાધા કરી શકે નહિં.

બે વઇષ્ણવ જેમણે ઇંટ પર અક્ષર લખ્યા તેમની વાર્તા.
( વાર્તા ૨૦૦ મી. ) ( પ્રસંગ ૧ લો. )

બંને વઇષ્ણવ જુદા જુદા ગામમાં રહેતા હતા. એકનુ ાામ વલ્લભદાશ હતું અને બીજાનું નામ બલદેવદાસ હતું. એ ાન્ને રસ્તામાં એક વાવડી ઉપર મળ્યા. અને ભગવદ વારતા ્રવા લાગ્યા, ત્યારે બલદેવદાસે પુછ્યું કે શ્રી ઠાકુરજી મોરપીં-છનો મુગટ ધરે છે. તેનુ કારણુ શું ? બીજા જનાવરની પાંખ કેમ ારતા નથી. અનેક પ્રકારના પક્ષીઓની ઘણી સુંદર પાંખ છે. આ સાંભળી વલ્લભદાસ બોલ્યા કે શ્રી ઠાકુરજીનું સ્વરૂપ આ-ાંદરૂપ છે. વિષઈજીવોને દુર્લભ છે. અને વિષય રહિત જેમને ્નેહ છે તમને વશ છે જેમ મોર વિષય રહિત છે કે જે દ્રષ્ટીદ્વારા ાસદાન કરે છે. શ્રિઠાકુરજી પોતાના દાસને એવિ સુચના કરે છે કે જેમ મોર વિષય રહિત છે અનેદ્રષ્ટીદ્વારારસદાન કરે છે. કે જ્યારે તે નૃત્ય કરે છે ત્યારે તે પોતાના સર્વ શરીરને જુએ છે અને ઘણો પ્રસન્ન થાય છે. પરંતુ જ્યારે તે તેના પગ જુએ છે ને તે કાળા હોય છે, તેથી સ્યાતારૂપી પોતાનો દોષ જોઇને તે રૂદન કરે છે કે આટલો મારામાં દોષ ન હોય તો સારૂં. આ વખતે મો-રના નેત્રમાંથી જળ પડે છે તે મોરની સ્ત્રી (ઢેલ) મુખમાં ઝીલી લેછે તેથી તેને આનંદ થાય છે. અને કામ નિવૃત થાય છે. દ્રષ્ટીદ્વારા તેનો સર્વ મનોરથ પુર્ણ થઈ જાય છે અને ગર્ભ સ્થિતિ રહે છે એવો જે મોર શ્રી ઠાકુરજીને બહુ પ્રિય છે. જેમ મોર દ્રષ્ટીદ્વારા કામ નિવૃત કરે છે તેમ શ્રી ઠાકુરજી સર્વ જી-વનો દ્રષ્ટીદ્વારા કામ નિવૃત કરે છે જેના વિશયી જીવ છે તે

શ્રી ઠાકુરજીને બહુ પ્રિય છે અને તેથી પોતે મોરપીંછ શ્રી મ
સ્તક પર ધરે છે. ત્યારે બળદેવદાસે કહ્યું કે કાછની કેમ ધરે છે
ત્યારે વલ્લભદાસે કહ્યું કે કાછનિનો ઘેર થાય. જ્યારે બહુ
પીંછ એકઠા કરે ત્યારે ઘેર થાય તેને અનેક ભકતને એકઠા કરી
એક કાલાવચ્છિન્ન સર્વના મનોરથ દ્રષ્ટીદ્વારા પુર્ણ થાય- છે
આ સુચનાને માટે શ્રી ઠાકુરજી મુગટકાછનિનો શુંગાર ધરે છે
આ સાંભળી બળદેવદાસ ઘણા પ્રસન્ન થયા. અને એક ઈંટ પ
લખ્યું કે બે ઘડી જીવ્યો. આ ઈંટ જયાં હતી ત્યાં રાજા ફરતે
ફરતો આવ્યો તેણે ઈંટ પર એવા અક્ષર જોયા તેથી તેને સંદેહ
થયો રાજાએ વિચાર કર્યો કે લખવાવાળો એમ લખે છે કે બે
ઘડી જીવ્યા ત્યારે તે કયારે જનમ્યો હશે ? કયારે ભણ્યો હશે
અને કયારે આ વાવ પર આવ્યો હસે ? અને કયારે આ લખ્યું
હશે ? બે ઘડીમાં તેણે આટલું કામ કેવીરીતે કર્યું હશે ? રાજાને
બહુ સંદેહ પડયો. રાજા ઈંટ પોતાને ઘેર લઇ ગયો. જે કોઇ
આવે તેને પુછે કે આ લખવાળો મનુષ્ય બે ઘડિ જીવતો ર-
હયો તો બે ઘડીમાં તેણે કેટલું કામ કર્યું હશે ? રાજાને સંદેહ વ-
ધતો ગયો. અને રાજાનું ચિત્ત આ વાતમાંજ ચોંટી ગયું. જે કોઇ
આવે તેને પુછે, એટલામાંભગવદીચ્છાથીએક વઇષ્ણુવ આવ્યા.
તેમને રાજાએ પુછયું. ત્યારે તેમણે કહ્યું કે રસ્તામાં બે વૈશણુવ
મળ્યા હશે અને અન્યો અન્ય ભગવદવાર્તા કરી હશે ત્યારે તે
વઇશણુવે ચાલતીવેળા લખ્યુંહશે.રાજાનો સંદેહ મટી ગયો અને
વઇશણુવના સંગથિ વઇશણુવ થયો એ બન્ને વઇશણુવ શ્રીગુસાંઈ-
જીના એવા કૃપા પાત્ર હતા જેમના અક્ષરથી રાજા વૈશણુવ

( એક રાજાની વાર્તા. ) (પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૧૯૦ મી. )

આ રાજાના ગામમાં બે બ્રાહ્મણ રહેતા હતા. એક વૈઈસ્ણવ તોઅને એક શૈવ હતો. બ્રાહ્મણ રાજાની પાસે બહુ આવતો જતો તો. રાજાએ તેને કહ્યું કે મારે પુત્ર થાય એવો ઉપાય કરો, તેણે હુ ઉપાય કર્યા પરંતુ વીસ વર્ષ સુધી પુત્ર ન થયો. એક દિ- સ રાજાએ વઈસ્ણવ બ્રાહ્મણને કતયું કે મારે પુત્ર થાયતો ઠીક. યારે વૈઇસ્ણવપંડિતે કહ્યું કે પુત્ર એક શું પણ ચાર થશે. પરંતુ મે વૈઇસ્ણવ થાઓ તો. રાજા એ કહ્યું કે હું વૈસ્ણવ ઇશ. એક વર્શની અંદર રાજાની ચાર રાણીને ચાર ત્ર થયા. રાજાએ વૈઇસ્ણવ બ્રાહ્મણને કહ્યુ કે મને વૈઈસ્ણવ રો. બ્રાહ્મણે કહ્યુ કે વૈઈસ્ણવ તો શ્રી ગુસાંઇજી કરશે. તમે શ્રી ાકુળ ચાલો. બન્ને જણા શ્રી ગોકુળ ગયા. શ્રી ગુસાંઇ- જીના દર્શન કર્યાં તો સાંક્ષત પુર્ણ પુરૂષોતમના દર્શન થયા. ાજા શ્રી ગુસાંઈજીનો સેવક થયો. અને શ્રી ગોકુળમાં રહિ પુ- ટીમાર્ગની રીત શીખ્યો, શૈવ બ્રાહ્મણ પણ વૈસ્ણવ થયો. જેવી ાજાની પુત્રમાં અશક્તિ હતી તેવી શ્રી ઠાકુરજી વિષે થઈ.સ- ામ બુદ્ધા હતી તે મટી ગઇ અને નીસ્કામ બુદ્ધી થઈ. અંતઃ- રણથી સર્વ કામનાત્યાજી દીધી અને ભગવત્સેવા પધરાવી ોતાના દેશ આવ્યો. ઘરમાં ભગવત્સેવા કરવા લાગ્યો. થોડા ીવસ પછી શ્રી ગુસાંઇજીને પોતાને દેશ પધરાવ્યા અને સર્વ કુટુંબને અને ગામના લોકોને વૈશણવ કર્યા એ રાજા બ્રાહ્મણના સંગથી એવો વૈશણવ થયો

( મદનગોપાલદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૦૨ મો. )

મદનગોપાલદાસ મહાવનમાં રહેતા હતા. નીત્ય સવાં આવી શ્રી ગુસાંઇજીનાં દર્શન કરતા. શ્રી ઠાકુરજી મદનગો પાલની સાથે હસતા. બોલતા વાતો કરતા અને જે જોઇએ તે માગી લેતા. એક દીવસ તેમના પુત્રને ઘણો તાવ આવ્યો તેથ તેમની સ્ત્રીએ છાનામાના એક યોગીનો દોરો કરાવીને પુત્ર બાંધ્યો. આથી તેમના શ્રી ઠાકુરજીએ શ્રી ગુસાંઇજીને ક કે મદનગોપાળદાસને અન્યાશ્રય થયો છે જેથિ હું તેમની સાં બોલીશ નહીં. શ્રી ગુશાંઇજીએ શ્રિ ઠાકુરજીને વિનંતિ કરિ થોડા દીવસ દંડ દેવો પરંતુ એકદમ ત્યાગ કરવો નહીં જોઇએ આથી શ્રી ઠાકુરજી ચુપ કરી રહયા. મદનગોપાલદાસે ઉત્થાપ કર્યા ત્યારે જુએ તો શ્રિ ઠાકુરજી ઉદાસ બિરાજે છે મદનગોપાલદાસે ભોગ ધર્યા ત્યારે શ્રિ ઠાકુરજીએ લાત માં થાળ ફેંકી દીધો. મદનગોપાલદાસ આથિ રોવા લાગ્યા અ પ્રણુપતિ કરવા લાગ્યા તોપણ શ્રિ ઠાકુરજી માને નહીં. મદન ગોપાલદાસ શ્રી ગુસાંઇજીની પાસે આવ્યા અને નેત્રમાંથિ જ વહેવા લાગ્યું. ગદ ગદ કંઠ થઈ ગયા અને ધુજવા લાગ્યા. અ શ્રી ગુસાંઇજીને વિનંતી કરિ ત્યારે શ્રિ ઠાકુરજીએ આજ્ઞા ક કે તમારિ સ્ત્રિએ અન્યાશ્રય કર્યો છે જેથી શ્રી ઠાકુરજી અપ્રસ ન્ન છે આ વાત સાંભળી મદનગોપાલદાસ ઘેર આવ્યા અ તેજ ક્ષણે સ્ત્રીને જુદા ઘરમાં રાખિ. શ્રિ ઠાકુરજીની સર્વ સે પોતાને હાથે કરવા લાગ્યા. શ્રિ ગુસાંઇજીના શ્રિ મુખથિ

ાશ્રત સાંભળ્યા. કે અન્યાશ્રય ઘણોજ બાધક છે વિવેક ધૈર્યા-
ય ગ્રન્થમાં લખ્યું છે કે

श्लोक–अन्यस्यभजनंतत्रिस्तुतोगमनमेवच । प्रार्थनाकार्यमात्रोपितत्तौऽन्यत्रविवर्जयेत् ॥

અર્થ. અન્ય દેવનું ભજન. અન્ય દેવનું સ્થાનપર સ્વત:
મન ઉદેશ કરિને જવું. અને કાર્ય માત્રમાં અન્ય દેવનિ પ્રા-
ના કરવિ એ ત્રણ વાત વર્જીત છે. અન્ય સંબંધી ગંધ પણ
હિં જોઇએ. વાકય. अन्यसंबंधगंधोपिकदरामवबाध्यते આ પ્રમાણે ગ્રન્થમાં
ાનેક વાકય છે. આ સાંભળિ મદનગોપાલદાશે બીજો વિવાહ
ર્યો. અને સ્ત્રિનેતજી દીધિ. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઈ બોલવા લા-
ા એ મદનગોપાલદાસ શ્રિ ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા
'મણે અન્યાશ્રય માટે સ્ત્રિનો ત્યાગ કર્યો.

ક્ષત્રી વઇષ્ણવ ગુજરાતના વાસીની વાર્તા, વાર્તા ૨૦૩ મી. (પ્રસંગ ૧ લો.)

આ ક્ષત્રી વઇષ્ણવ ચાચાજીની સાથે ગુજરાત જતા હતા.
યારે આ વઇષ્ણવ ભગવદવાર્તા કરતા ત્યારે ભગવદરસમાં મ-
ન થઇ જતા. તેમની રહસ્ય વાર્તા શ્રી ગોવર્ધનનાથજી સાં-
ળતા. એ ક્ષત્રી વઈષ્ણવ રસ્તો ભુલી ગયો અને ચાચાજીથી
ુદો પડી ગયો. ત્યાં એક વઈષ્ણવ રહેતો હતો તે આ ક્ષત્રી વૈ-
ણુવને પોતાને ઘેર લઇ ગયો. અહીં ભગવદવાર્તા કરવા બેઠો.
ામાં તે રસાવેશ થઇ ગયા. શ્રી ગોવર્ધનનાથજી તેમની વાર્તા
ભા ઉભા સાંભળ્યા કરતા હતા, ચાચાજી શોધતા તેમને મ-
યા તો તે ભગવદરસમાં છકેલા હતા. આખી રાત વીતિ ગઇ
તી. શ્રી ગોવર્ધનનાથજીને ઉજાગરો થયો હતો તોપણ કંઇ

દેહાનુસંધાન કશું નહોતું. મુખથી ભગવદવાર્તા જ કર્યા કરતા ચાચાજી તેમની પાસે જઇને ઉભા રહયા તોપણ તેમને કંઇ ખબર પડી નહીં. જ્યારે ચાચાજીએ તેમનો હાથ પકડી ઉઠાડયા ત્યારેદેહાનુસંધાન આવ્યું. ચાચાજીએ કહ્યું કે તમે તો ભગવદરસમાં મગ્ન થઇ રહયા છો અને શ્રી ગોવર્ધનનાથજી આખી રાત ઉભા છે. પ્રભુને શ્રમ પડે છે જેથી સાંભળીને કરો. આટલું કહી ચાચાજી તેમને લઇ ગયા. એ ક્ષત્રી વઇષ્ણવ એવા કૃપા પાત્ર હતા જેમની વાણિ સાંભળવાને શ્રી ગોવર્ધનનાથજી પોતે પધારતા જેથી તેમના ભાગ્યની બડાઇ શી કરીએ.

(કૃષ્ણ સ્વામી મથુરામાં રહેતા હતા તેમની વાર્તા.) (પ્રસંગ ૧ લો. વાર્તા ૨૦૪)

કૃષ્ણસ્વામી શ્રી ગોકુળ આવ્યા શ્રી ગુશાંઇજીના દર્શન કર્યા તો સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમના દર્શન થયા. કૃષ્ણસ્વામી શ્રી ગુસાંઇજીના સેવક થયા. એક માસ શ્રી ગોકુળ ચંદ્રમાજીનું સ્વરૂપ પધરાવી મથુરામાં આવી ભગવત્સેવા કરવા લાગ્યા એક દીવસ શ્રી ગુસાંઇજી મથુરા પધાર્યા ત્યારે કૃષ્ણસ્વામીએ શ્રી ગુસાંઇજીને પુછયું કે શ્રી ગોકુળ ચંદ્રમાજીનો દક્ષિણ ચરણારવિદ ટેડો કેમ છે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે શ્રી ઠાકુરજીના વામ ચરણારવિદમાં પુષ્ટિરસ છે અને દક્ષિણ ચરણારવિદમાં મર્યાદા છે. શ્રી ઠાકુરજી મર્યાદાને ઉલંઘી પુષ્ટીનો આશ્રય દેછે. અને વામચરણારવિદથી પુષ્ટીને સ્થાપન કરે છે કૃષ્ણદાસસ્વામીએ પુછયું કે કુટી અને ગ્રીવા કેમ નમે છે ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે રસભર્યું પાત્ર ખાલી ઠલવે તે ભર્યું પાત્ર નમે, કૃષ્ણદાસ સ્વામીએ પુછયું કે દક્ષિત પરાગ

ષ્ટ હોય તો સ્ત્રી પુરૂષને મોહ કરે. આ સાંભળી કૃશણસ્વામી ડુ પ્રસન્ન થયા. અને શ્રી ગોકુળ ચંદ્રમાજીની સેવા ઘણી ને કરવા લાગ્યા. મથુરાજીમાં જે વૈસ્ણવ આવે તેને ઘણો દર સત્કાર આપતા. ભગવદરસમાં છકયા રહેતા. સંસાર- કંઇ આપેક્ષા રાખતાનહીં એક દિવસ ચાચાહરિવંશજી ણસ્વામીને મળ્યા, ત્યારે તેમને પુછયું કે મુરલીના સપ્ત- નું સ્વરૂપ શું. ચાચાજીએ કહ્યું કે છ ધર્મ, ઐશ્વર્ય વિર્ય, ા, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય અને સાતમાં ધર્મી સાત પ્રકારનું ગવન્નસ્વરૂપ પુરૂષ સુધા- વેણુથી પ્રગટ થાય છે, તેથી સપ્ત ન છે. શ્રી ઠાકુરજીનું સ્વરૂપ શ્રી મહાપ્રભુજી અને વેણુસ્થા- પન્ન શ્રી ગુશાંઇજી અને સપ્ત સપ્તગ્રરૂપી સાત બાળકનું ગટ જાણવું. પદ્મદાસજીએ ગાયું છે. પદ. " મધુર વૃજ ા વશ મધુરકીનો ાા મધુર વલ્લભ નામ મધુર ગોકુળ ગામ ધુર વિઠલ ભજન દાન દિનો ાા ૧ ાા મધુર ગિરિધરના આદિ ી તનુ વેણુનાદ સપ્ત સંપ્રત મધુરરૂપ લિનો ાા મધુર ફળ ા અતિ લલિત પદ્મનાભ પ્રભુ મધુર ગાવત સરસ રંગ નો ાા ૨ ાા આ પ્રમાણે વેણુંનું સ્વરૂપ ચાચાજીએ કહ્યું તે ભળી કૃશણસ્વામી બહુ પ્રસન્ન થયા. અને શ્રીગોકુળ ચં- માજીમાં બહુ અસાકતવાન થયા. દિવસે દિવસે તેમની ીતિ વધવા લાગી. એ કૃસણસ્વામી શ્રી ગુસાંઇજીના એવા પાપાત્ર હતા.

ઇશ્વરદાસની વાર્તા.) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૦૫ મી.

એ ભગવન્નામ ખુબ લેવા, ભગવત્સેવા અસ્ટપ્રહર

ન અડાડતા અને ધોયા વિના હાથ ન લગાડતા. અને ફુ-
ા ન જાય એવો પ્રયત્ન રાખતા. એક દિવશ શ્યામદાશે
ુશાંઇજીને વિનંતિ કરી કે મહારાજ પુલનું એવું સ્વરૂપ
તાં તેને સોઈમાં કેમ પરોવાય છે. શ્રી ગુશાંઈજીએ આજ્ઞા
ે સોઇ છે તે સુચી છે. વૃજભકતના ચિત્તમા ભગવતશં-
ની સુચના કરે છે એ સુચનાથી તેમનું ચિત્ત બહુ પ્રશન્ન
છે તેઓ એમ જાણે છે કે હવે ભગવત્શબંધ અમને જ-
થશે. પ્રભુ હવે તુર્ત અંગિકાર કરશે. આ સાંભળી સ્યામ-
ા સંદેહ મટી ગયો. એક દિવસ શ્યામદાસે વૃજભકતોના
ોળાં પુલગરમાં જોયા. તેમને તેમણે પુછયું કે હું તમને
મતા નથી. વૃજભકતોએ આજ્ઞા કરી કે તમે જે પુસ્પોની
જે અંગિકાર કરાવો છો તે અમારૂં સ્વરૂપ છે? અમે
ા પર પ્રસન્ન થઈને તમને દર્શન દઇએ છીએ. તમે કંઇ
ા સ્યોમદાસે વિનંતી કરી કે મારૂં ચિત કોઈ દિવશ સેવા
ને કંઈ ન જાય. વૃજભકતોએ "અસ્તુ" કહ્યું એ પ્રમાણે
સ્યામદાસે એ વાત શ્રી ગુશાંઇજીને કહી ત્યારે પોતે આ-
કરી કે જેનો છેલ્લો જન્મ હોય તેનાથી શ્રી ઠાકુરજી કંઇ
રાય રાખતા નથી. એવા જીવને માટે આ માર્ગ પ્રગટ
છે. આ સાંભળી શ્યામદાસ બહુ રાજી થયા. શ્યામદાશ
ગુશાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

ણીદાસ છીપાની વાર્તા.) (પ્રસંગ ૧ લો. ( (વાર્તા ૨૦૭ ની.)

વેણીદાશ ગુજરાતમાં રહેતા હતા, જ્યારે શ્રી ગુસાંઇજી
પધાર્યા ત્યારે વેણીદાસને શ્રી ગુસાંઇજીના

સામાન્ય સુતક છે. પરંતુ ગુરૂ તો એક અને શિશ્ય અનેક
તેથી જો ગુરૂ એવા સુતક પાળે તો જન્મપર્યંત ભગવત્શેવા
રવા ન પામે જેથી સુતકનો વિચાર કરવો. શાસ્ત્રના વચન
અનેક રિતના છે. પરંતુ વિચારીને માનવા જોઈએ. જેમ છ
કોઇથી અભડાય નહિ. એવું વચન નિકળશે પરંતુ ક્ષત્રી વઇ
તથા શુદ્ર તથા અશુદ્ર તેમના વાસણની અથવા તેમના જળ
છાશ આપણાથિ કેમ લેવાશે. વળિ શાસ્ત્રમાં કહ્યું કે જેટ
વસ્તુ ત્રાજવે તોળાય તે સર્વ શુદ્ર છે. પરંતુ એ વચન સ
માનીને અગ્રાહ્ય પદાર્થ એ વચનના બળથી ગ્રહણ થતો ન
એ પ્રમાણે સુતક વિષે પણ રૂસીના અનેક પ્રકારના મત છે
વિચાર વિના કેમ ગણાય. આ શાંભળી લક્ષ્મિદાસ બોલ્યા
મહારાજ સન્યાસ ગ્રહણ કરવો કે નહિ. ત્યારે શ્રી ગુસાંઇજી
આજ્ઞા કરી કે શ્રી મહાપ્રભુજીએ વિરહદશામાં ત્યાગ કહયો
જ્યાં સુધી ભગવદવિરહ ઉત્પન્ન ન થાય એવો સન્યાસ લે
કળિયુગમાં પશ્ચાતાપ થાય. જેથી અત્યંત વિરહ ઉત્પન્ન થ
વિના ગ્રહસ્થપણું ત્યાગ કરવું નહિ. ત્યારે લક્ષ્મિદાસે વિન
કરિ કે મહારાજ મારૂં ચિત્ત કંઇ ચોટયું નથિ. શ્રી ગુસાંઇજી
આજ્ઞા કરી કે તમે ભગવત્સેવા કરો, લક્ષ્મીદાસ શ્રી ગુસાં
જીની સાથે શ્રી ગોકુળ ગયા. અને શ્રી નવનિતપ્રિયાજીનાં
ર્શન કર્યાં, શ્રી નાથજીના દર્શન કર્યાં અને તેથિ તેનું

ગ્યા. લક્ષમિદાસ જોશીએ એ રીતે કાળ વ્યતિત કર્યો.

( મહીધરજી અને ફુલબાઇની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૧૦ મી. )

મહિધરજી ક્ષત્રી અલીયાણામાં રહેતા હતા. ફુલીબાઇ મની બહેન હતી. તેઓ નરહર જોશીના યજમાન હતા. અને મના સત્સંગથી વૈશ્ણવ થયા હતા એક દિવશ અલિયાણામાં ાગ લાગી ત્યારે નરહર જોશીએ ખેરાળુમાં બેઠા બેઠા ઓલવી તી. આ વાર્તા જગન્નાથ જોશીનિ વાર્તામાં લખી છે. મહી-રજી જ્યારે સરકારના કામદાર થયા ત્યારે શ્રી ગુશાંઇજીને ધરાવી લાવ્યા. ઘણા દિવસ શ્રી ગુશાંઇજી તેમને ઘેર બિરાજ્યા. યારે શ્રી ગુશાંઇજી ભાઇલા કોઠારીને ઘેર પધારતા ત્યારે મહિ-રજીને ઘેર પધારતા હતા. મહિધરજીનું ચિત્ત શ્રી ગુશાંઇજી ાવાય શીજે કંઇ લાગતું નહોતું. આજ સુધી શ્રી ગુશાંઇજીની ઠક અલિયાણામાં પ્રસિદ્ધ છે જેને ઘેર શ્રી ગુશાંઇજી આજ ન સુધી દર્શન દે છે. જે દિવસે મહિધરજીને શ્રી ગુશાંઇજી ર્શન નથી દેતા તે દિવસે તેમના પેટમાં પીડા થતી. નિત્ય શ્રી શાંઇજી એકાંતમાં પ્રગટ થઇ મહિધરજીને દર્શન દેતાં મહિધ-જી એવા કૃપાપાત્ર હતા.

( ભુધરદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૧૧ મી. )

એ વઇષ્ણવ બારાડીમાં રહેતા હતા. શ્રી ગુંસાંઇજી દ્વારકાં ધાર્યા ત્યારે તેમના સેવક ગયા. અને તેમની સાથે દ્વારકા આવ્યા. શ્રી રણછોડજીના દર્શન કર્યા. થોડા દિવસ રહિને ી ગુસાંઈજી પધાર્યા ત્યારે ભુધરદાસ પણ તેમની સાથે આવ્યા. સ્તામાં મુકામ કર્યો ત્યાં તેમના મનમાં એમ આવ્યુ કે

શ્રી ગુસાંઈજી કંઈ મહાત્મ્ય દેખાડે તો સારૂં, એટલામાં વાદળું ચઢી આવ્યું અને સર્વ ઠેકાણે ઘટા પથરાઇ ગઇ એ વખતે અડધી રસોઈ થઇ હતી. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તું અહિં વરસીસ નહીં, અમારો મુકામ મુકીને વરસજે ત્યાં વરસાદ પડયો: ત્યારે શ્રી ગુસાંઈજીના ડેરાથી સો સો હાથ દુ પડયો અને એટલો વરસ્યો કે બાર બાર માસનું જળ તળાવ માં ભરાઇ ગયું. અને નદિમાં પુર આવ્યું, શ્રી ગુસાંઇજીના મુકામ ઉપર એક છાંટો સરખો પડયો નહીં, ચારે તરફ સર્વ ઠેકાણે જળ ફેલાઇ ગયું. આ મહાત્મય ભુધરદાસે જોયું તે દીવસથી તેમણે એવું નિયમ લીધું કે જન્મ પર્યંત શ્રી ગુસાંઈજીની ટહેલ કરીશ. શ્રી ગુસાંઈજી પછી શ્રી ગોકુળ પધાર્યા અને ભુધરદાસને શ્રી નાથજીની સેવામાં રાખ્યા. થોડા દીવસ પછી શ્રી નાથજી તેમની સામે બોલવા લાગ્યા. એ ભુધરદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

ાયા. મગનભાઇની પાશે દ્રવ્ય બહુ હતું. તે નિત્ય શ્રી ગુસાં-
જીના દર્શન કરવા જતા હતા. મગનભાઈએ લક્ષ રૂપૈયા શ્રી
ુસાંઇજીને ભેટ કર્યા. થોડા દિવસ પછી મગનભાઇએ વિ-
ાર કર્યો કે બ્રહ્મ સંબંધ કર્યાથી નવો જન્મ થાય છે તેની
ું પરિક્ષા કરૂં તો સારૂં. મગનભાઈ વિચાર કરવા લાગ્યા કે
મમુક બ્રાહ્મણ પાંચ હજાર રૂપીયા મને આપીને તિર્થ કરવા
ાયો છે અને તેના ગયા પછી મેં બ્રહ્મ સંબંધ કર્યો છે તેથી
ે હવે આવશે ત્યારે તેના રૂપીયા ના કબુલ કરીશ. એટલે
પરીક્ષા થશે. આ પ્રમાણે તે બ્રાહ્મણ આવ્યો અને મગનભાઈ
પાસે રૂપીઆ માગ્યા ત્યારે તેમણે કહ્યું કે તુ જુઠું બોલે છે. આ
જન્મમાં તો મેં તારી પાસેથી લીધા નથી. બ્રાહ્મણે આથી રા-
જ્યમાં ફરિયાદ કરી ત્યારે રાજાએ મગનભાઈને કહ્યું કે આ
જન્મમાં મેં તેના રૂપીયા લીધા નથિ. રાજાએ લોઢાની પાંચ
શેરિ મંગાવી અગ્નીમાં તપાવી મગનભાઇના હાથમાં આપી.
મગનભાઇએ શ્રી ગુસાંઈજીનું ધ્યાપ ધરિને કહ્યું કે મેં આ જ-
ન્મમાં રૂપીયા લીધા હોય તો મારા હાથ બળી જજો. મગન-
ભાઇના હાથના બળ્યા નહિ તેથિ રાજાએ કહ્યું કે નાંખી દો.
બ્રાહ્મણે કહ્યું કે એ બરોબર તપી નથી. મગનભાઈએ ભોંય નાંખી
દીધી અને બ્રાહ્મણે ઉપાડી તો તેના હાથ બંને બળી ગયા.
આથી રાજાએ હુકમ કર્યો કે આ બ્રાહ્મણને કેદખનામાં
મોકલી આપો અને તેનું ઘર લુંટી લો એ બ્રાહ્મણ જુઠો છે.
મગનભાઇએ રાજાને કહ્યું કે બ્રાહ્મણનો કંઈ દોષ નથિ તે સાચો

છે તેનું ઘર ના લુંટો. મેં પરિક્ષા કરવાને આ કામ કર્યું છે ત્યારે રાજાએ પુછ્યું કે શાનિ પરિક્ષા કરવાને? મગનભાઈએ સર્વ વાત કહી. આ સાંભળિ રાજાની સભા બધિ ચકિત થઇ ગઇ અને શ્રી ગુસાંઇજીને પધરાવી રાજા, બ્રાહમણ અને બીજા શભાસદ સર્વ શ્રી ગુસાંઇજીના શેવક થયા, અને સર્વ ભગવત્શેવા કરવા લાગ્યા. મગનભાઇ પણ શ્રી ઠાકુરજી પધરાવી માર્ગની રિત પ્રમાણે શેવા કરવા લાગ્યા. એ મગનભાઈને શ્રી ગુસાંઇજી ઉપર એવો વિશ્વાસ હતો.

એક બ્રાહ્મણ જેણે મગનભાઇને ઘેર પાંચ હજાર રૂપીયા મુકયા હતા તેની વારતા.
(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૩ મી.)

બ્રાહમણનું નામ ગોવરધન ભટ હતું. રાજાની કચેરીમાં હાથ બળી ગયા અને રાજાએ તેના ઉપર દંડનો હુકમ કર્યો અને મગનભાઈએ તેને છોડાવ્યો તે દિવસથી તેણે એવી પ્રતિજ્ઞા લીધી કે હુ શ્રી ગુસાંઇજીની શરણ જઇશ ત્યારે અન્ન લઈશ ત્યાં સુધી ફલાહાર કરિશ. આવો આગ્રહ ગોવરધન ભટને જોઈને મગનભાઇએ અને ગામના રાજાએ શ્રી ગુસાંઇજીના ઉપર પત્ર લખી આપ્યો જે લઈ તે શ્રી ગોકુળ આવ્યો અને શ્રી ગુસાંઇજીના દર્શન કર્યાં અને તેમની પાસે મગનભાઇની સર્વ વાત નિવેદન કરિ. આ સાંભળી શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે પુષ્ટીમાર્ગમાં વિસ્વાસ ફળિભુત થાય છે. પુષ્ટી માર્ગમાં ભગવાન સ્થિત છે. જીવને લૌકિક ગતિ કરતા નથી. જીવને વિશ્વાસ હોય તો તેનું સર્વ કાર્ય સિદ્ધ થાય છે. શ્રી મહાપ્રભુએ આજ્ઞા કરી છે કે,

શ્લોક—भगवानपियुष्टिस्थोनकरिष्यतिलैकिर्यिचगतिम् ॥

વિવેક ધર્માશ્રમ ગ્રન્થમાં શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા .રે છે કે.

શ્લોક—अविश्वासोनकर्तव्यः सर्वयावाधकरतुसः ॥
वह्मस्त्रचातकौगाव्यो मासंसेवेतिनिर्मम ॥ १ ॥

જેથી સર્વથા પુષ્ટી માર્ગમાં વિશ્વાસ જોઈએ. આ સાં- ળી ગોવરધન ભટ બહુ પ્રસન્ન થયા અને શ્રી ગુસાંઈજીના ાવક થયા શ્રી નવનિત પ્રિયાજીના અને શ્રી ગોવરધનનાથ- ીના દર્શન કર્યાં. પછી વૃજયાત્રા કરી ઘણા દિવસ વ્રજમાં ્યા. પછી જ્યારે શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તેમની ાથે આવ્યા અને શ્રી ગુસાંઇજીને ખંભાત પધરાવી લાવ્યા ાજાને વૈષ્ણવ કરાવ્યો, એક દિવસ ગોવર્ધન ભટે શ્રી ગુસાં- જીને વિનતી કરી કે મહારાજ મારી પાસે પંચાયતન પુજા ે તે હું આપની પાસે લાવ્યો છુ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી ઃ ચાર દેવતાનો આયતન છે તેથી તેમની પુજાનો વશત નથી.

શ્લોક—कलैादशहस्राणिविष्णुस्तिष्ठतिमेदिनी ॥ तदर्धंजान्हवीतोयंतदर्धंसर्वदेवताः ॥१॥

આથી સર્વ દેવતા પૃથ્વીને ત્યાગ કરિ ગયા છે તેમની નેત્ય પુજાનો વખત નથી, નૈમીત્ય પુજાનો વખત છે તેથી આવાહન વીસરજ છે વિષ્નુ ભુતળ પર સ્થિત છે, તે- મની સાક્ષાત પુજાનો કાળ છે જેથી ભગવત્સેવા કરો. આ સાંભળી ગોવર્ધન બહુ પ્રસન્ન થયા. અને શ્રી ગુસાંઈજી પાશે શ્રીઠાકુરજી પધરાવિ ભગવત્સેવા કરવા લાગ્યા. અને ઘરના સર્વ મનુષ્યને નામ નિવેદન કરાવ્યું. માર્ગનિ રિતી

રારી આચાર્ય એવા ટેકના વૈષ્ણવ હતા. જેમણે અન્યમાર્ગી
યની કંઈ પણ વસ્તુ ઘરમાં રાખી નહીં. ગામપર્યંત તજી દિધુ
એ મોરારી આર્ય શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(માટવના એક રજપુતની વાર્તા.) (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૫ મી)

એ રજપુત્ર માટવનથી શ્રી ગોવરધન આવ્યો અને મ
નસીગંગામાં ન્હાયો. માનસી ગંગાથી ચંદ્રસરોવર ગયો. ત્
કુમાનદાસજીએ એક માલી પાસેથી કેરીઓ લીધી હતી
કેરીઓ પહેલવહેલી આવિ હતી. એને દશરૂપૈયા ઠરાવીને લી
ધી હતી. કુંડપર ધોઇને શ્રી નાથજીને ભોગ ધર્યો. શ્રી નાથ
કુમાનદાસજીના ખોળામાં બેસી આરોગ્યા. પછી ટોપલામ
કેરીઓ મુકીને માળીની પાસે ટોપલો ઉપડાવ્યો અને કહ્યું
ચાલ તને દશ રૂપીઆ આપું. પછી તેમણે વિચાર કર્યો
ઘરમાં તો રૂપીઆ નથી તેથી ભેંસ અને પાડી વેચીને આ
દઇશ. પરંતુ હાલમાં તો કોઇના ઉધાર લઇ અને આપી દઉં
આવો વિચારકરી માળિનિ સાથે ચાલ્યા, રસ્તાનાં એક રજ
પુત મળ્યો તેણે પુછ્યું કે આ કેરીનું શું લઇશ. ત્યારે કુમન
દાસે કહ્યું કે દશ રૂપીઆમાં મેં ઠરાવેલી છે પરંતુ જો તમા
જોઈતી હોય તો લઇ લો. રજપુતે દશ રૂપીયા આપી કેરીઓ
લીધી. કુમનદાસનો મનોરથ પુર્ણ થયો. રજપુતે કેરી ખા
ધી તો ખાતામાંજ તેનો સર્વ દોષ નિવૃત થયો. અને શુદ્ધ ચિ
થઇ ગયું અને તેથી કુમનદાસજીને પુછ્યું કે આ સંસારમ
ભગવત્પ્રાપ્તિ કેવિ રિતે થાય કુમનદાસજીએ કહ્યું કે શ્રી ગુ
ંઈજીની શરણ જાઓ તો ભગવત્પ્રાપ્તિ થશે આથી રજ

.પાલપુરમાં આવી શ્રી ગુસાંઇજીનો સેવક થયો. શ્રી ગોવ-
ર્ધનનાથજીના દર્શન કર્યા એટલે તેના મનમાં એમ
એમ આવ્યું કે શ્રી ગોવર્ધનનાથજી છોડીને કંઇ જવું નહીં-
થી તેણે શ્રી ગુસાંઇજીને વિનતિ કરી કે મને કંઇ સેવા બ.
તાવો. શ્રિ ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે હથિયાર બાંધી
ઘોડાઉપર સ્વાર થઇ શ્રી નાથજીની ગાયો સાથે જાઓ. ગાયો-
માં સિંહ વાઘ આવે છે તે તેમને મારિ નાંખે છે તથિ તેમની
રક્ષા કરો. અને અનસખડી મહાપ્રસાદ સાથે લઈ જાઓ. રજ-
પુતે તે પ્રમાણે કર્યું. નિત્ય ગાયોની સાથે જતો. થોડા દિવસ
પછી શ્રી નાથજી તેને દર્શન દેવા લાગ્યા. કોઇવાર શ્રી નાથજી
તેની સાથે બોલે, કોઈવાર ઘોડાપર સ્વાર થાય. આ પ્રમાણે શ્રી
નાથજી તેની સાથે અનેક પ્રકારની ક્રીયા કરવા લાગ્યા, એક
દિવસે રજપુતનો પુત્ર તેને બોલાવવા આવ્યો ત્યારે તેને કહ્યું
કે તું એમ જાણ કે તારો બાપ મરી ગયો છે અને હું એમ
જાણીશ કે મારો પુત્ર જનમ્યો નથી. આવું કહી પુત્રને પાછો
મોકલ્યો પરંતુ શ્રી નાથજીના ચરણારવિંદ છોડી કંઇ ગયો નહીં
કુંભનદાસજીની કૃપાથી તે રજપુત શ્રી ગુસાંઈજીનો દ્રઢ સે-
વક થયો.

એક વઇષ્ણવ ગુજરાતમાં રહેતો હતો તેની વાર્તા.
(વાર્તા ૨૧૬ મી.) (પ્રસંગ ૧ લો.)

એક વખત શ્રી ગુસાંઇજી ગુજરાત પધાર્યા ત્યારે તે વૈ-
ષ્ણવ સેવક થયો હતો. અને શ્રી ઠાકુરજી પધરાવી પુષ્ટીમાર્ગીય
પરિણાલીકા પ્રમાણે સેવા કરવા લાગ્યો. આ વૈશ્ણવને ત્યાં

વૈષ્ણવ આવતા જતા હતા. એક વખત શીતકાળમાં તેને
બહુ વશણવ આવ્યા. તેને સર્વને તણે ઓઢવા પાથરવા આ
અને પોતે લંગોટો મારી આખી રાત બેશી રહયો ટાઢને લં
નીંદ્રા આવી નહીં. તેથી તમણે ભગવન્નામ લીધા કર્યું.
ઠાકુરજીએ મંદિર બહારપધારીને કહ્યું કે તું ટાઢમાં કેમ બે
રહયો છું. તને ટાઢ વાય છે તેથી મને ઉંઘ આવતી નથી ર
હું પણ ટાઢે ધ્રુજું છું. શ્રી ગુસાંઈજીએ વૃતચર્યા માં કહ્યું દે

श्लोक–संखिनिर्भरात्तुगात्माप्तोयंन्निखिलगोपिकैकात्म्यं ॥
तद्रूपंतच्चीतोवपासंकंपपुलकः स्वपंनासत् ॥ १ ॥

વૈશણવે હાથ જોડીને કહ્યું કે મારે ઘેર આપના જે
પધાર્યા છે તેમને જો ટાઢ લાગી હોત તો પણ આપને
ન આવત. આપના જાગવાનો અને શ્રમનો અપરાધ મારે
પડયો તે હું ભોગવીશ. નહિતો આપના જાગવાનો અપ
વઈષ્ણવને પડત જેથી વઇષ્ણવને બદલે મને દુઃખ થાય અને
પરાધ ભોગવું તેની ફીકર નહીં. આ સાંભળી શ્રી ઠાકુરજી
સ્યા અને આજ્ઞા કરી કે તારા જેવા વઇષ્ણવનું નામ લીધ
એ લોકોનો અપરાધ મટિ જશે. તો તનેજ અપરાધ કેમ
ગશે. હું તારા પર પ્રસન્ન છું તું કંઈ વર માગ ત્યારે વઈષ
માગ્યું કે દિનપ્રતિદિન મારો સ્નેહ વઈષ્ણવ પર વધતો રં
જેના પ્રતાપથી આજે આપ મારી સાથે બોલ્યા છો. શ્રી ઠ
રજીએ આજ્ઞા કરી કે એ પ્રમાણે થશે. આ સાંભળી વઇષ
બહુ પ્રસન્ન થયો અને જલદી ન્હાઇને ઉત્તમ સામગ્રી ર
કરી. શ્રી ઠાકુરજીને ભોગ ધર્યો. અને વઇષ્ણવને પ્રસાદ લેવ

ર્યો, તે દિવસથી શ્રી ઠાકુરજી નિત્ય આ વૈસ્ણવ સાથે બે
તા અને જે જોઇએ તે માગી લેતા. આ ગુજરાતી વૈ
એવા કૃપાપાત્ર હતા.

(નિષ્કંચન વૈષ્ણવની વાર્તા.) (વાર્તા ૨૧૭ મી.) (પ્રસંગ ૧ લો

આ નિષ્કંચન વૈસ્ણવ ગુજરાતમાં શ્રી ગુસાંઇજીનો
વક થયો હતો. તેને એવો મનોરથ ધાર્યો કે મારી પાસે
હોય તો હું વૃજયાત્રા કરૂં. અને શ્રી નાથજીને અને સાતે
રૂપને સાંમગ્રી આરોગાવું. અને સર્વ કુંડમાં સ્નાન કરૂં ચ
મનોરથ ધારીને સર્વ લોકને વાત કહેતો હતો તે ગા
એક ચુનીલાલ શેઠ હતા. તેની પાસે દ્રવ્યબહુ હતું. વ
શેઠે આ વાત જાતી ત્યારે નિસ્કંચન વઈસ્ણવને બોલા
અને કહ્યું કે તારા મનોરથ મુજબ હું તને દ્રવ્ય દઊં અને
મનોરથ કર પરંતુ પુણ્ય સર્વ મારૂં. નિસ્કંચન વઈસ્ણવે
કહી. અને દ્રવ્ય લઇ વૃજમાં જઈ સર્વ મનોરથ કર્યા,
સર્વ વૃજયાત્રા કરી. એક વર્ષ ગોપાલપુરમાં રહી શ્રી નાથ
ની સેવા દર્શન કર્યા પછી તે નિસ્કંચન વૈઇસ્ણવ પોતાને
આવ્યો ત્યારે લોકોએ કહ્યું કે એણે યાત્રા કરી તો શું શ
પુણ્ય તો ચુનીલાલ સેઠનું છે ત્યારે વૈશણવ બોલ્યો કે અમ
પુષ્ટી માર્ગમાં પુણ્યની જરૂર નથી. અમારે કંઈ ફળની આપે
નથી. પુણ્ય ભલે શેઠ લઇ જાય, પરંતુ આ દેહે શ્રીજીની ટ
કરી અને નેમથી દર્શનનું સુખ લીધું તે સુખચુનીલાલ
કંઇ લઇ શકશે. આ વખતે ચુનીલાલ શેઠ પાસે બેઠો હતો તે
આ બધુ સાંભળ્યું હતું તેથી તેના મનમાં એમ આવ્યું કે

ાણુ વૈસ્ણુવ થઉં તો સારૂં. આથી તે નિસ્કંચન વૈસ્ણુવને બો ાાવી તેની સાથે વૃજયાત્રા કરવા ગયો અને શ્રી ગોકુળ ઈ શ્રી ગુસાંઈજીનાં દર્શન કર્યાં તો સાક્ષાત પુર્ણ પુરૂષોત્ત મનાં દર્શન થયાં. આથીચુનીલાલ શેઠે વિનતી કરી કે મહા ાજ મને શરણુ લો કૃપા કરી શ્રી ગુસાંઈજીએ શ્રી નવનિત પ્રેયાજીની સંનીધાન નામ નિવેદન કરાવ્યું. પછી નિસ્કંચ વૈશણુવે શ્રી ગુસાંઇજીને વિનતી કરી કે મહારાજ જે કોઇ શુ કર્મ કરે અને બીજાનું દ્રવ્ય ખરચે તો તેનું પુણ્ય કરવાવાળાં મળે કે ખરચ કરવાવાળાને મળે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા ક કે પુષ્ટિમાંર્ગમાં સકામ કર્મ અનિત્ય ધર્મમાં ગણે છે અ અનિત્ય ધર્મ કરે તો વેદ વિરૂદ્ધ બાધક થાય જેથી પુષ્ટીમા ર્ગમાં નિસ્કામ કર્મ કરવું જોઇએ અસ ફળની આશા મન માંએ રાખવી નહી જોઇએ, જો રાખે તો વેદ વિરૂદ્ધ બાધક થા આ સાંભળી નિસ્કંચન વૈસ્ણુવ પ્રસન્ન થયો. અને ચુનીલાલ શેઠ બોલ્યા કે મહારાજ ! મારા રોમેરોમ કામનાથી ભર્યા છે આપ કૃપા કરો તો મારૂં નિસ્કામ અંતઃકરણુ થાય જેથી મને આપ કૃપા કરી ઉપાય બતાવો તો મારૂં કારણુ સિદ્ધ થાય. શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે શ્રી ઠાકુરજીની શેવા કરો. ત્યાં ચુનિલાલે કહ્યુ કે મને સેવાની રીતની કંઈપણુ ખબર નથ આપ કૃપા કરો તો સમજાણુ પડે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કર કે આ વૈસ્ણુવની પાસે સર્વ માર્ગનો વિધી શીખો. ત્યારે ચુ નિલાલે વિનતિ કરી કે મહારાજ તે નિસ્કંચન છે તેને આ આજ્ઞા કરો તો જન્મ સુધી તે મારૂ ઘર છોડીને કયાંય પણ

જાય નહીં. મારા ઘરમાં સર્વ હુકમ તેને સોંપું. શ્રી ગુસાંઇજીએ નિસ્કંચન વઇષ્ણવને ચુનિલાલની પાસે રાખી આપ્યા. અને શ્રી ઠાકુરજી પધરાવી દિધા. બન્ને મળી શેવા કરવા લાગ્યા. અને શ્રી ગુશાંઇજીથી વિદાય થવા લાગ્યા. ત્યારે નિસ્કંચન વઇષ્ણવે કહ્યું કે હું તેની પાશે રહીશ. પરંતુ વર્ષમાં એક વખત વૃજમાં આવું અને શ્રી નાથજીની તથા શ્રી નવનિતપ્રિયાજીની ઝંખા કરૂં તેમાં મને શેઠ કંઇ પ્રતિબંધ ન કરે એવી આપ તેમને આજ્ઞા કરો. પછી બન્ને વિદાય થઇ ગુજરાતમાં આવ્યા અને હળી મળીને શેવા કરવા લાગ્યા. જન્મપર્યંત ચુનિલાલ શેઠ તે નિસ્કંચન વઇષ્ણવની આજ્ઞામાં રહયો એ નિસ્કંચન વઇષ્ણવ શ્રી ગુશાંઇજીના એવા કૃપા પાત્ર હતા.

રસખાન પઠાણ દિલ્હીમાં રહેતા હતા તેમની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૧૮ મી.)

દિલ્હીમાં એક શાહુકાર રહેતો હતો. આ શાહુકારને એક સુંદર પુત્ર હતો. આ છોકરામાં રસખાનનું મન લાગ્યું હતું, તેની પાછળ તે ફર્યા કરે અને તેનું એઠું ખાય. આઠે પહોર તેની નોકરી કરે. પગાર કંઈ લે નહિં, દિવસ રાત તેનામાં આશક્ત રહે. આથી બીજા મુસલમાન તેની નિંદા કરતા હતા. પરંતુ રસખાન કંઇ ગણકારતા નહોતા. અષ્ટપ્રહર તે શાહુકારના પુત્રમાં તેમનું મન લાગી રહ્યું હતું. એક દિવસ ચાર વઇષ્ણવ મળી ભગવદ વાતો કરતા હતા. તેમાં એવી વાત નીકળી કે જેવું રસખાનનું ચિત્ત શાહુકારના પુત્રમાં લાગ્યું છે તેવું પ્રભુમાં લગાડવું જોઇએ. આવામા રસખાન તે રસ્તેથી નિકળ્યા

અને તેમણે આ વાર્તા સાંભળી. ત્યારે રસખાને કહ્યું કે
મારી શી વાત કરો છો ? વઈષ્ણવોએ એ વાત કહી હતી
કહી, ત્યારે રસખાન બોલ્યા કે પ્રભુનું સ્વરૂપ જોઉં તો
લગાડું વઇષ્ણવોએ શ્રી નાથજીનું ચિત્ર દેખાડયું. રસખાને
તામાંજ ચિત્ર લઈ લિધું અને મનમાં એવો સંકલ્પ કર્યો
જયારે આવું સ્વરૂપ જોઉં ત્યારે અન્ન ખાઉં. પછી ઘોડા
બેશીને એક રાતમાં વૃંદાવન આવ્યા અને આખો દિવસ
બદલીને સર્વ મંદિરમાં ફર્યા. સર્વ મંદિરમાં દર્શન કર્યા
રંતુ તેવાં દશંન થયાં નહિ. પછી ત્યાંથી ગોપાલપુર આવ્
અને વેષ બદલી શ્રી નાથજીનાં દર્શન કરવા ગયા. ભગવદ્
ચ્છાથી સિધપોરિયાએ તેમનાં ચિન્હ મુસલમાનમાં જોઇ
તેથી તેમને ધકા મારી કાઢી મુકયા. તે જઈને ગોવિંદકુંડ પ
પડી રહયા. ત્રણ દિવસ સુધી પડી રહયા. ખાવા પીવાની કં
અપેક્ષા રાખી નહિ. શ્રી નાથજીએ જાણ્યું કે જીવ દૈવ
અને શુદ્ધ છે તેથી તેમણે તેમને દર્શન દિધાં તે ઉઠી શ્રી નાથ
જીને પકડવા દોડયો. એટલે શ્રી નાથજી નાશી ગયા. શ્રી નાથ
જીએ શ્રી ગુસાંઇજીને કહ્યું કે આ જીવ દૈવી છે અને મ્લેચ્છ
યોનીને પામ્યો છે તેથી તેના પર કૃપા કરો અને શરણ લો જય
સુધી તમારો સંબંધ જીવને નહિ થાય ત્યાં સુધી હું તે જીવને
સ્પર્શ નહિ કરૂં તેમ તેની સાથે બોલીશ પણ નહિ. વળી તેન
હાથનું ખાઇશ પણ નહિ. જેથી આપ એનો અંગિકાર કરો
શ્રી નાથજીના આવા વચન સાંભળી શ્રી ગુસાંઇજી ગોવિંદ-
કુંડ પર પધાર્યા. અને તેને નામ સંભળાવ્યું. સાક્ષાત શ્રી ના-

જીનાં દર્શન તેમને શ્રી ગુશાંઇજીના સ્વરૂપમાં થયાં. શ્રી
ાાંઇજી તેમને સાથે લઇ પધાર્યા અને ઉત્થાપનનાં દર્શન
ાવી મહાપ્રસાદ લેવરાવ્યો. રસખાનજી શ્રી નાથજીનાં
ારૂપમાં આસકત થયા રસખાને અનેક પ્રકારનાં કીર્તન
વત અને દોહા બનાવ્યા. જે લીલાના તેમને દર્શન થતાં તે
લાનાં તે વર્ણન કરતા. એ રસખાન શ્રી ગુશાંઇજીના એવા
પા પાત્ર હતા. જેમનું ચિત ચીત્રના દર્શન કરતાંજ સંસાર-
ાંથી ખેંચાઇ શ્રી નાથજીમાં લાગ્યું તેના ભાગ્ય શું કહીએ.

( એક રજપુતની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૧૯ મી. )

એક સમય શ્રી ગુશાંઇજી ગુજરાત પધરતા હતા ત્યારે
ારવાડમાં એક ગામમાં મુકામ કર્યો. ત્યાં એક રજપુત તે
શના રાજાની તરફથી હાંસલ ઉઘરાવતો હતો, શ્રી ગુશાંઇજી-
ા મુકામ જોઇ તે ત્યાં આવ્યો. અને શ્રી ગુસાંઇજીના દર્શન
ર્યા તે સાક્ષાત પુર્ણ પુરૂષોતમનાં દર્શન થયાં. તેથી તેને
ાાષ્ટાંગ દંડવત કર્યા અને શ્રી ગુસાંઇજીનો શેવક થયો અ-
હેંથી તેનું ગામ દશ ગાઉ દુર હતું ત્યાં વિનંતિ કરી શ્રી ગુ-
ાાંઇજીને પધરાવ્યા. અને ઘરના સર્વને સેવક કરાવ્યાં. અને
વેનંતિ કરી કે મહારાજ મારૂં મન બહુ દુષ્ટ છે તો આપ કૃપા
કરો તો મારૂં મન પવિત્ર થાય. અને પુષ્ટિ માર્ગમાં લાગે શ્રી
ગુશાંઇજીએ રજપુતને શ્રી ઠાકુરજી પધરાવી દીધા. અને મા-
ર્ગની રીત સીખવી. રજપુત શેવા કરવા લાગ્યો એક દિવસ
આ રજપુતે જવાર શેકી શ્રી ઠાકુરજીને ભોગ ધરી શ્રી ઠાકુરજી
પ્રસન્ન થઇને આરોગ્યા. શ્રી નાથજીએ શ્રી ગુશાંઇજીને આજ્ઞા

કરી કે તમારા સેવક રજપુતે જુવાર ધરી છે તે બહુ સું
અને હું પ્રસન્ન થઈ આરોગ્યો છું. આ વાત સાંભળી શ્રં
સાંઈજી તે રજપુતપર બહુ પ્રસન્ન થયા અને ચાચાહરિવં
ને બોલાવી ને તે રજપુતને ગામ મોકલ્યા, અને આજ્ઞા ક
જોઈ આવો ચાચાજી કેટલેક દિવશે પહોંચ્યા. રજપુતે ચ
જીને શ્રી ગુસાંઈજીના નિજ શેવક જાણીને બહુ આદરસ
કર્યો. અને ગદગદ કંઠ થઈ ગયો. અને કહેવા લાગ્યો કે
મહા ભાગ્ય કે તમારા જેવા ભગવદીયે મારૂં ઘર પવિત્ર
આવું કહીને ચાચાજીને ઉતરવાનું સ્થળ દીધું. પછી ચ
જીએ કહ્યું કે શ્રી ઠાકુરજીને શો સમય છે ત્યારે રજપુતે ક
મારા જેવા જીવને સમય પુછવાની આપેક્ષા હોય છે
આપ જેવા ભગવદિયતો શ્રી ઠાકુરજીનું સ્વરૂપ છો અને
જેવાને જુદાજુદા દેખાઓછો જેથી આપ ભીતર પધારો.
ચાજીએ ભીતર જઇ ડેરો ખોલ્યો તે વખતે રાજભોગ અ
હતા. ચાચાજી જઇને જુએ છે તો શ્રી ઠાકુરજી આરોગે
અને ચોકી સિંહાસનથી બહુ દુર હતી. તેથી શ્રી ઠાકુરજી
નમી નમીને લે છે. આથી ચાચાજીએ રજપુતને કહ્યું કે
સિહાસનની પાસે મુકો. રજપુતે કપડાં પહેર્યાં હતાં અને
ખશેડી તો શ્રી ઠાકુરજી સ્નેહથી આરોગવા લાગ્યા. ચાચ
ડેરો દઇ બહાર આવ્યા અને રસોઇ કરી ભોગ ધરી મહાપ્ર
લીધો. થોડા દિવસ રહીને ચાચાજી શ્રી ગોકુળ આવ્યા.
શ્રી ગુસાંઇજીને સર્વ સમાચાર કહ્યા, અને કહ્યું કે ત્ય
મહાપ્રસાદ લીધો નહિ. શ્રી ગુસાંઇજીએ પુછ્યું કે કેમ

ધો ત્યારે ચાચાજીએ કહ્યું કે અનાચાર બહુ હતો શ્રી ગુસાં-જીએ આજ્ઞા કરી કે સ્નેહમાં આચારનુ કામ નથી. જેને તરમાં ભગવત્સ્નેહ છાઇ ગયોછે તેમને આચાર વિચા ર-ા નથી. સાંભળીઆ ચાચાહરિવંશજી બહુ પ્રસન્ન થયા ને વિનતિ કરી કે આપનિ કૃપાથી એવા મહાપુરૂષના મારે ર્શન થયા. મેં તેમનું સ્વરૂપ જાણ્યું નહી. એ રજપુત શ્રી સાંઇજીના એવા કૃપાપાત્ર હતો.

( શૈવ્યનાની પુત્રની વાર્તા. ) (પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૨૦ મી. )

એક ક્ષત્રી શ્રી માહાપ્રભુજીનો સેવક હતો અને શ્રી નવ-તપ્રિયાજીના જળઘરાની સેવા કરતો હતો. શ્રી નવનિતપ્રિ-જી તેને અનુભવ જણાવતા હતા. કોઈ દિવસ તેનો અપ-ધ થયો અને તેનો દેહ છુટયો ત્યારે તેણે શૈવ બ્રાહ્મણને ઘેર ાવી જન્મ લીધો. પરંતુ કોઇ બોલે નહિ રડે નહિ અને ચુ-ા ચુપ પડયો રહે. જ્યારે દુધ પાય ત્યારે પીએ. ૧૨. મહીના ા પ્રમાણે વિતી ગયા, જ્યારે તેની જન્મગાંઠ આવી ત્યારે ાતી ભોજ ન કરાવ્યું તે વખતે " શ્રી વલ્લભચાર્યજી " ેટલા અક્ષર બોલ્યો. બીજે વર્ષ પાછી તેની જન્મગાંઠ આવી યારે તે ' શ્રી વલ્લભ, શ્રી વિઠલ' એ બે નામ બોલ્યો, ત્રીજે ર્ષે ત્રણ, ચોથે વર્ષે ચાર અને પાંચમે વર્ષે પાંચ નામ તેણે ીધાં. ત્યારે તેના પિતાએ પુછયું કે નીત્ય તું કેમ બોલતો થી. ત્યારે તેણે કહ્યુ કે મને શ્રી ગોકુળ લઇ જાઓ એટલે હું ોલીશ. તેનો પિતા તેને શ્રી ગોકુળ લઈ ગયો ત્યાં તેણે તેના પિતાને કહ્યું કે તમે શ્રી ગુસાંઇજીના સેવક થાઓ અને

શેવક કરાવો. તેનો પિતા શેવક થયો અને પુત્રને પણ સે કરાવ્યો. શ્રી નવનિતપ્રિયાજીનાં દર્શન કરતાં તેનાં નેત્ર ભ આવ્યાં તેથી તેમણે તેનો હાથ પકડયો અને લીલામાં તેને ગયા તેનો પિતા વિદ્વાન હતો તેથી તેણે કહ્યું કે એનું ધ ભાગ્ય કે તેના સંગથી મારે પણ શ્રી ગુસાંઇજીનાં દર્શન થ અને હું વૈષ્ણવ થયો. એ શૈવનો પુત્ર શ્રી ગુસાંઈજીનો એ કૃપાપાત્ર હતો જેને પુર્વ જન્મની વાત યાદ રહી હતી અને સંદેહે ભગવદ્લીલામાં ગયો.

( ત્રણ વઇષ્ણુની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૨૧ મી.

આ ત્રણ જણા એક શાહુકારનો પુત્ર જેનું નામ મે નદાસ હતું તે, તથા વજીરની પુત્રી જેનું નામ ગોપીબાઈ હ તે તથા વાણિયો જેનું નામ ન્હાલચંદ હતું તે હતા તેઓ ન નિશાળે ભણતા હતા એક સમય શ્રી ગુસાંજી તે ગામમાં ધાર્યા હતા ત્યારે આ ત્રણે જણ શ્રી ગુસાંઇજીના સેવક થયા હ મોહનદાસને અને ગોપીદાસને સ્નેહ બહુ વધ્યો ત્રણજણા ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યા. મોહનદાસ નિત્ય ગો બાઈને ઘેર જઈ ભગવદ્વાર્તા વાંચતા હતા. જે દિવસ મોહદ ન જતાં તે દિવસ ગોપીબાઈ પ્રસાદ લેતી નહી. એક દિવસ ગા ના રાજાના મનુશ્યને મોહનદાસને ગોપીને ઘેર જતા જો તેથી તેણે રાજાને ખબર આપી. આથી રાજા વેશ બદલીને ફર નીકળ્યો એમ છુપા વેશ બે ચાર દિવશ બન્નેની ચેષ્ટા જે અને નિશ્ચય કર્યો કે તેમના સ્નેહમાં કાંઈ વિકાર નથી. પર લોક ચર્ચા બહુ છે તેથી તે બંધ કરવી જોઇએ. રાજાએ મો

ાસને બોલાવ્યા અને કહ્યું કે રાજ્યમાં ચાલો. તેમને રા-
જ્યમાં લઇ ગયો અને કહ્યું રાતરે કેદમાં રહો અગર જામીન
આપો મોહનદાશે પોતાનાં માબાપને જામીન થવા કહ્યું
ારે તેમણે ના કહી. બીજું કોઈ જામીન ન થયું. ત્યારે ન્હા-
ચંદ જામીન થયો, તેથી મોહનદાસને છુટા કરયા. બીજે દિ-
વસે રાજ્યના મનુષ્ય તેમને લઈ ગયા. પછી રાજાએ હુકમ કર્યો
તેમને ગામ બહાર લઇ જાઓ. અને ત્યાં તેને મારી નાંખો.
ંતુ હું ત્યાં આવું ત્યારે મારજો. પછી તેને ગામ બહાર લઇ
ગયા. તમાસો જોવાને ત્યાં ભીડ બહુ થઈ ગોપીબાઈ પુરૂષનો
વેશ પહેરીને ઘોડા પર બેશી ત્યાં આવી, જ્યારે રાજા ત્યાં આ-
ા ત્યારે ગોપીબાઇએ તરવાર ખેંચી રાજાના મનુષ્યને નસા-
ા, અને મોહનદાસને ઘોડાપર બેસાડી લીધા રાજાએ તેને
ાળખી. અને તેથી મનુશ્યોને હુકમ કર્યો કે દુર જાઓ. તમે
ઈ તેમને કહેશો નહીં, અને પ્રધાનને કહ્યું કે તારી પુત્રી આને
ડાવી લઇ જાય છે. મે પરીક્ષા કરી છે કે તેમનામાં કંઇ વિ-
ાર નથી. એ ભગવન્નામ લે છે જેથી તેમનો અન્યો અન્ય
ાવાહ કરો તો સારૂં. પ્રધાને આ વાત કબુલ કરી. ઘેર જઈ
ણે વિચાર કર્યો કે મોહનદાસ સાથે તેનો વિવાહ કરી દઉં,
રંતુ મોહનદાસે અને ગોપીબાઇએ કહ્યું કે અમારો ભાઇ બે-
નો સંબંધ છે અને અમે એક બીજાને ભાઇ બેન બોલ્યા છી-
ા તેથી અમારો વિવાહ નહીં થાય. આ સાંભળી પ્રધાન બહુ
ખુશી થયો અને કહ્યું કે તમારો વિવાહ હવે હું નહીં કરૂં.
ેક બીજાને ઘેર જાઓ આવો તેમાં હું પ્રતિબંધ

હિં. અને કોઇ નિંદા કરશે તો તેને હું જવાબ દઇશ. એ
જાણ એવા ટેકના વઈષ્ણવ હતા જેમણે શીશ દેવું કબુલ કર્યું
રંતુ સ્નેહ છોડયો નહીં.

એક વ્રજવાસી રાવલમાં રહેતો હતો તેની વાર્ત્તા
( પ્રસંગ ૧ લો. ) વાર્ત્તા ૨૨૨ મી.

એ વ્રજવાસી ગાય ચરાવતો હતો. એક દીવસ શ્રી ગે
કુળમાં જઈને શ્રી ગુશાંઇજીને વિનંતી કરી કે મહારાજ
શરણ લો. શ્રી ગુશાઇજીએ કૃપા કરી નામ નિવેદન કરા
પછી વૃજવાસી ગાય ચરાવવા ગયો. એક દીવસ ચિંતાહર
ઘાટ સુધી ગયો ત્યાં જુએ છે તો અંબર, ગુલાલ, ચુવા, ચં
કેશર, ગોરો. મૃગ મદ, જખકરદમ, ઘનસાર, જવાદ એને શ
એવી અનેક સુગંધીની વર્ષા થઇ રહી હતી. આ સર્વ ચી
માંથી થોઢી થોડી બધી લઇને જુદી જુદી પોટકી બાંધી.
ગોકુળ શ્રી ગુશાંઈજીને દેખાડવા આવ્યો. શ્રી ગુસાંઇજીએ
પા કરી બધું જોયું અને તેને પુછ્યું કે તું આ કયાંથી લાવ
તેણે સર્વ સમાચાર કહ્યા. શ્રી ગુસાંઇજી પધાર્યા અને તણે
જગ્યા તેમને દેખાડી. શ્રી ગુશાંઇજીએ નિશ્ચય કર્યો કે શ્રી
કુરજી હોળી ખેલતા ખેલતા અહીંથી આગળ પધાર્યા છે અ
શ્રી ગુશાંઈજી આગળ પધાર્યા તો શ્રી ઠાકુરજી હોળી ખેલે
અને વૃજભકતના અનેક યુથ ઉભા છે. શ્રી ઠાકુરજી દુર ઉ
રહયા, એટલે શ્રી ઠાકુરજી હાથ પકડીને ભીતર લઈ ગયા.
પોતાની સાથે ખેલાવ્યા. વૃજવાસી દુર ઉભો રહયો. જયારે
ગુસાંઇજી ખેલીને પધાર્યા ત્યારે તેણે પુછ્યું કે એ કોણ

અને એ હજારો સ્ત્રીઓ ક્યાંથી આવી હતી. મને કંઈ પણ સમજણ પડી નહીં. શ્રી ગુસાંઇજીએ કૃપા કરીને તેને દીવ્ય નેત્ર આપ્યાં તેથી તેને શ્રી ઠાકુરજીનાં દર્શન સર્વ લીલા સહીત થવા લાગ્યાં. બે ઘડી સુધી તે વ્રજવાસીને દર્શન થયાં. પછી વ્રજવાસીને સાથે લઇને શ્રી ગુસાંઇજી શ્રી ગોકુળ પધાર્યા એ વ્રજવાસી શ્રી ગુસાંઇજીના એવા કૃપા પાત્ર હતા જેને આ દેહે લીલાનો અનુભવ થયો.

ઝવ્હેરચંદ ગુજરાતમાં રહેતા હતા તેમની વાર્તા

વાર્તા ૨૨૩ મી. (પ્રસંગ ૧ લો)

ઝવ્હેરચંદ શ્રી ગોકુળ આવ્યા અને શ્રી નવનીતપ્રિયાજીનાં દર્શન કર્યા. સાત સ્વરૂપનો મનોરથ કર્યો. અને શ્રી નાથજીનો વાઘાવસ્ત્ર અને સામગ્રીનો મનોરથ કર્યો બાળક તથા વહુ બેટીનો મનોરથ કર્યો પછી શ્રી ગુશાંઈજીને વિનંતિ કરી કે મારે હજાર વઇષ્ણવને ભોજન કરાવવાની ઈચ્છા છે ત્યારે શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે એક મરયાદીને ભોજન કરાવી દયો તો હજારે આવી જશે ઝવ્હેરચંદે વળી વિનંતી કરી કે હજાર મરયાદીને ભોજન કરાવું. ત્યારે શ્રી ગુસાઇજીએ આજ્ઞા કરિ કે એકસ્નેહીને કરાવો કે જેને ભગવાન અને ભગવદિયમાં સ્નેહ હોય ત્યારે તેણે કહ્યું કે હજાર પ્રેમીને કરાવું તો કેમ ત્યારે પોતે કહ્યું કે હજાર આસક્તિવાનને કરાવું તો કેમ ત્યારે પોતે આજ્ઞા કરિ કે એક વ્યસનવાળા ને કરાવો તો સર્વ આવી જશે. ત્યારે તેણે કહ્યું કે હજાર વ્યસનવાળા ક્યાંથી મળે. વ્યસન અવસ્થા તો ગજનધાવનને સિદ્ધ થઇ છે. અને

કિત કુમ્ભનદાસજીને સિદ્ધ થઇ છે બીજા લાવો કયાંથી. આથી ઝવ્હેરચંદે પુછ્યું કે વ્યસન અવસ્થાનું સ્વરૂપ શું છે અને આસકિતવાનનું સ્વરૂપ શું છે તે કૃપા કરીને કહો. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરિને કે સ્હીને જોયા વીના જેને જવર જન ચઢિ આવે. વ્યાકુળ મન થઇ જાય ગ્લાની થાય, ઉદ્વેગ થાય; ઉન્માદ થાય. શોચ થાય, હર્ષ થાય અને રૂદન કરે એવા અનેક પ્રકાર ક્ષણ ક્ષણમાં થાય; જેને બુદ્ધિમાન વ્યભિચારિભાવ કહે છે તે વિપ્રયોગમાં થાય તેનું નમ વ્યસન અવસ્થા છે અને આસકિતવાનને ગ્રહના કાર્ય આત્રમાં અરૂચી થાય છે અષ્ટપ્રહર જોવામાં મન રહે છે. વ્યસન અવસ્થાથિ તે ઉતરતી અવસ્થા છે. તે પછિ વ્યસન સિદ્ધ થાય છે. શ્રી મહાપ્રભુજીએ ભકિત વર્ધીની ગ્રંથમાં આજ્ઞા કરિ છે.

श्लोक–स्नेहाद्रागनिनाश.स्यादासत्तत्यपास्थागृहारुचिः ॥
गृहस्थानांवाधकत्वमनात्मत्पचंमासते ॥ यदास्थाद्व्यसनंकृष्णेकृतार्थस्यातदैरहि ॥ १ ॥

આ પ્રમાણે શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી છે જેથી એવી અવસ્થા બોલવાથી નહિ થાય પરંતુ હજારનું નિયમ છોડી ત્યાગીને પ્રસાદ લેવરાવીશ તો સારૂ કલ્યણ થશે, અને શ્રી ઠાકુરજી પ્રસન્ન થશે. આ સાંભળી ઝવ્હેરચંદે એ પ્રમાણે કર્યું. એ ઝવેરચંદ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપ ત્ર હતા.

( દામોદરદાસ અને તેમની બે સ્રીની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો ) વાર્તા ૨૨૪ મી.)

આ દામોદરદાસ જે કોઇ વૈષ્ણવ ઘેર આવતા તેમને બહું આદારથી પ્રસાદ લેવરાવતા. અને ગમે તેઓ વૈસ્ણવ આવે તે પણ તેના પર અભાવ લાવતા નહોતા. આ વાત એક ઇશ્વર-

દાસ વૈસ્ણવે સાંભળી તેથી તે દામોદરદાસની પરીક્ષા કરવાને તે ગામમાં આવ્યા. અને આવીને વાવડીપર સુઇ રહ્યા. દામોદરદાસ નિત્ય વાવપર આવ્યા ગયા વઈસ્ણવની ખબર કાઢવા જતા હતા. તે આવીને જુએ તો વઇસ્ણવ સુતો છે તેના ગળામાં કંઠી જોઈને તેને જગાડયો ત્યારે ઇશ્વરદાસ ગાળો ભાંડવા લાગ્યો છતાં તેનો હાથ પકડી તેને પોતાને ઘેર લઇ ગયો અને ન્હવરાવી મહાપ્રસાદ લેવાની વિનતી કરી. ઈશ્વરદાસે કહ્યું કે હું મહાપ્રસાદ નહિં લઉં, દામોદરદાસે હાથ જોડીને કહ્યું કે તમે કેમ નહિ લ્યો, ત્યારે ઈશ્વરદાસે કહ્યું કે તમારૂં ઘર, દ્રવ્ય અને સ્ત્રી મને આપો તો હું લઉં ત્યારે દામોદરેદાસે કહ્યુ કે તમને આપી ચુકયો ત્યારે ઇશ્વરદાસે કહ્યું કે તમે ઘરબહાર નીકળો તેથી દામોદરદાસે શ્રી ઠાકુરજી પધરાવી નિકળવાનો વિચાર કર્યો ન્હાઈને શ્રી ઠાકુરજીની ઝાંપી કરવા લાગ્યા. ત્યારે શ્રી ઠાકુરજી બોલ્યા કે વૈસ્ણવ પ્રસાદ ના લે તો તેની મરજી પરંતુ તું મને કેમ પધરાવે છે. દામોદરદાસ બોલ્યા કે હે પ્રભુ ? હે દિનબંધુ ? આટલા દિવસ આપ કોઇ દિવસ બોલ્યા નહોતા પરંતુ જ્યારે વઈસ્ણવ કોપાયમાન થતાં ત્યારે આપ બોલ્યા છો. તેથી જેના કોપથી આટલુ ફળ થયું તો તેની પ્રસન્નતાથી અનિર્વચનીય ફળ થાય તો તેમાં શું કહેવું ? જેથી કરીને હું તો જઈશ અને તે પ્રસન્ન થઈમહાપ્રસાદ લેશે એટલે મારૂ ચિત પ્રસન્ન થશે. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઇ બોલ્યા કે એ વઈસ્ણવ તારાપર પ્રશન્ન છે અને હું પણ પ્રસન્ન છું. જેથી તું કાંઇ પણ માગ. દામોદરદાશે માગ્યું કે મારાપર કોઇ દિવસ વઈસ્ણવ અપ્રસ-

ન ન થાય અને મને અભાવ ન આવે એ હું માગુંછું. શ્રી ઠાકુરજીએ આજ્ઞા કરિ કે એ પ્રમાણે થશે પછી બંને વઈસ્ણવોએ મળીને મહાપ્રસાદ લીધો. ઇશ્વરદાસે કહ્યું કે હું તમારી પરીક્ષા લેવાને આવ્યો છું તો આપ મારો અપરાધ ક્ષમા કરો. એ દામોદરદાસ એવા કૃપાપાત્ર હતા. જેમને કોઇ દિવસ વૈઈષ્ણવના ઉપર અભાવ આવતો નહિ. તેમની સાથે શ્રી ઠાકુરજી બોલતા, ચાલતા. અને વાર્તા કરતા હતા તેમની શી મોટાઇ કહિયે.

(કબુતર કબુતરીની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૨૫ મી.)

એક સમય શ્રી ગુસાંઇજી ગુજરાતે પધાર્યા હતા ત્યારે મહિ નદી ભરપુર આવિ હતી. અહીં શ્રી ગુશાંઇજીએ મુકામ કર્યો ત્યાં જંગલ હતું. ત્યાં સામગ્રી થઈ. જ્યારે ભોજનનો વખત થયો ત્યારે શ્રી ગુસાંઇજીએ ભોજન ન કર્યું. તેથી ચાચાજીએ વિનતિ કરી કે આપ ભોજન કેમ કરતા નથી ? શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે આજ કોઇ જીવ શરણ આવ્યો નથી. ઓછામાં ઓછા બે જીવ નિત્ય શરણ આવવા જોઈએ. મને શ્રી ઠાકુરજીની એવી આજ્ઞા છે તેથી હું ભોજન નહિ કરૂં. ચાચાજી જઇને ઝાડપરથી કબુતર કબુતરીનિ જોડ લાવ્યા શ્રી ગુસાંઇજીએ કૃપા કરી તેમને નાંમ સંભળાવ્યું. તે ત્યાં બેસી રહયાં, અને શ્રી ગુસાઇજીએ ભોજન કર્યું. પછી તેમને જુઠનધરી તેથી તે કબુતર કબુતરીને જ્ઞાન થયું. પછી તે ત્યાંથી ઉડી ગયા અને જ્યાં વૈષ્ણવ રહેતા હતાં ત્યાં તે ગામમાં એક વૃક્ષ પર માળો બાંધીને બંને રહ્યા ભગવદ વાર્તા થતી તે સાંભ-

ાં જતાં. વઈષ્ણવના સત્સંગમાં બેસતા વૈષ્ણવની પાસે ફર્યા અને ભગવદ્દવાર્તા થઈ જાય ત્યારે ઉઠીને ઠેકાણે જાય. એ મમાં એક રાજા હતા તેને કોડ થયો હતા બહુ ઉપાય કર્યા તુ કોડ મટે નહિ. રાજાને સર્પે વરદાન દીધું હતું કે પશુ પ- વાત કરશે તેતું સમજીશ તેથી તે રાજા સમજતા હતા ક વઈદે કહ્યું કે કબુતરનું રૂધીર લાવો તો ઔષધ આપું જેથી ; મટી જશે આથી રાજાએ હુકમ કર્યો કે કબુતર પકડી લાવો ક મનુષ્ય જાણતા હતા કે ભગવન્મંડળીમાં કબુતર આવે છે ી તે તિલક કંઠી પહેરીને કબુતર કબુતરીને પકડી લાવ્યો. ને રાજાને આપ્યાં. રાજાએ પાંજરામાં રખાવ્યાં અને પીંજરૂં પોતાની પાસે રાખ્યું. કબુતરી કબુતરી સાથે બોલી કે ાપણને કેમ પકડી રાખ્યાં છે. કબુતરે કહ્યુ કે રાજાને કોડ થયો તેથી આપણને મારી આપણું લોહી ચોપડશે એટલે તેને ડ મટસે. આવું વઈદે રાજાને કહ્યુંછે. કબુતરી બોલી કે વૈદ્ય સુ- ર છે. આપણી વિષ્ઠા લગાડે તો કોડ તુરત મટી જાય. અને હી લગાડેતા બે મહીને મટે. આવાત રાજાએ સાંભળી રા- ને બોલી સમજવાનું વરદાન હતુ તેથી તે ઝટ સમજી ગયો. જાએ પોતાને હાથે વિષ્ટા ચોપડી કે તુરત કોડ મટી ગયો. જાએ તેજ ક્ષણે તેમને છોડી મુકયા એ કબુતર કબુતરી એવાં ા પાત્ર હતાં. જેમને લીધે શ્રી ઠાકુરજીએ પ્રથમથીજ વરદાન ાપ્યું હતું તેમના ભાગ્યનો પાર નહીં.

વિઠલદાસની વાર્તા. (પ્રસંગ ૧ લો) (વાર્તા ...

વિઠ્ઠલદાસ આગ્રામાં રહેતા હતા. તે જરીનો વે

હતા. બાળક તથા વહુ બેટી લાયક જરીના વસ્ત્ર બહુ એકઠાં કરી પોટકું બાંધી શ્રી ગોકુળ લઈ આવ્યા. અને શ્રી ગુશાંઇજીને વિનંતિ કરી કે આપ અંગિકાર કરો. શ્રી ગુશાંઇજીએ સર્વ વસ્ત્ર શ્રી યમુનાજીમાં પધરાવી દીધાં આથી વિઠ્ઠલદાસ બહુ ઉ-દાસ થયા. તેથી શ્રી ગુસાંઇજીએ જાણ્યું. તેથી પોતે વિઠ્ઠલદાસને સાથે લઇને રમણરેતી પધાર્યા અને તેમને ત્યાં. દિવ્ય નેત્ર આ-પ્યાં. રાસનાં દર્શન થયાં. તેમાં શ્રી ઠાકુરજી અને વ્રજભક્ત શ્રી સ્વામીનિજીએ તે જરીના વસ્ત્ર પહેર્યા હતા. વિઠ્ઠલદાસ દર્શન કરી બહુ પ્રસન્ન થયા. અને જાણ્યું કે શ્રી ગુશાંઇજીના વિના આંવા દર્શન કોણ કરાવે. મારા મહાભાગ્ય છે પોતાનો જન્મ સફળ માન્યો પછી શ્રી ગોકુળ આવિ શ્રી નવનિતપ્રિ-યાજીનાં દર્શન કર્યાં તો તે જરીના વસ્ત્રનાં દર્શન થયાં. શ્રી નાથજીનાં દર્શન કર્યાં તોએ તેજ જરીના દર્શન થયાં. આથી વિઠ્ઠલદાસે વિચાર કર્યો કે જરી તો થોડી હતી છતાં સર્વ ઠે-કાણે તેજ જરીના દર્શન થાય છે તેથી શ્રી ગુશાંઇજી શ્રિ ઠાકુ-રજી અને શ્રી યમુનાજી ત્રણે એકજ સ્વરૂપ છે એવો અનુભવ વિઠલદાસને થયો એ. શ્રિ ગુસાંઇજીના એવા કૃપા પાત્ર થયા.

(રત્નાવતી રાણિની વાર્તા.) (પ્રસંગ ૧ લો) ((વાર્તા ૨૨૭ મી.)

રત્નાવતી આગ્રામાં રહેતી હતી. તે માનસિંહ રાજાના ભાઇ માધોસિંહની રાણિ હતિ. આ રત્નાવતિની પાસે એક ખવાસણી રહેતિ હતિ. તે શ્રી ગુંસાઇજીની સેવક હતિ અનન્ય વઈસ્ણવ હતી. આ ખવાસણીને જ્યારે બગાસું આવતું તથા છીંક આવતિ તથા કંઇ વિસ્મય જેવું થતું. ત્યારે તે શ્રી કૃષ્ણ

સંબંધી ભગવાન્નામ લેતિ હતિ. કોઇવાર નંદકીશોર, કોઈવાર નંદકુમાર, કોઇવાર વૃંદાવનચંદ, કોઇવાર ગોકુળચંદ, કોઈવાર યશોદાનંદ આવાં નામ લેતિ હતી અને તે વખતે તેના નેત્રમાં જળ ભરાઈ આવતું હતું. આ પ્રમાણે ક્ષણ ક્ષણમાં થયા કરતું તે સર્વ રત્નાવતી રાણી જોયા કરતી હતિ એક દિવસ રત્નાવતિએ કહ્યું કે તું ઘડીએ ઘડીએ કોનું નામ લે છે? અને તારા નેત્રમાં જળ કેમ ભરાઇ આવે છે?અને શરીર શુદ્ધિ તું કેમ ભુલી જાય છે? ત્યારે ખવાસણિએ કહ્યું કે આ માર્ગ તો તાપ કલેશનો છે. તમે સુખી લોક આ વાતમાં શાં વાસ્તે પડો છો? રાણીએ ઘણો આગ્રહ કર્યો ત્યારે ખવાસણીએ કહ્યું કે પરમ ભગવદીય જે સ્નેહી છે તેમની કૃપા થાય તો વિરહ ઉત્પન્ન થાય અને આ શરીર વિરહનું દુઃખ ખમી શકે. રાણીએ કહ્યું કે તું મને સમજાવ તેમ હું કરૂં. ત્યારે ખવાસણીએ પુષ્ટિમાર્ગની રીત બતાવી. રાણીએ ખવાસણીની ટહેલ છોડાવી તેણે ભગવન્નામ સંભળાવ્યા કરવું એવો ઠરાવ કર્યો. ખવાસણી આખો દિવસ તે રાણિને પુષ્ટિમાર્ગીય ભગવત્સ્વરૂપ અને ગુરૂનું સ્વરૂપ અને વઇસ્ણવનું સ્વરૂપ સમજાવ્યા કરતી હતી એક દિવસ શ્રી ગુસાંઇજી ત્યાં પધાર્યા ત્યારે રત્નાવતી શેવક થઇ અને પોતાના પુત્ર પ્રેમસિંહને સેવક કરાવ્યો. ઈંદ્ર નિલમણિનું સ્યામ સ્પરૂપ સિદ્ધ કરાવી પુષ્ટિ કરાવી સેવા કરવા લાગી. ધીરે ધીરે ભાવ વધવા લાગ્યો અનેક પ્રકારની સામગ્રી અને પકવાન ભોગ ધરે. શ્રી ઠાકુરજી લાડ લડાવે. શૃંગાર કરે, અને નિમગ્ન થઇ જાય તેથિ તેના રોમે રોમમાં માધુર્યતા

ભરાઇ ગઇ. આથી તેણે ખવાસણીને પુછ્યું કે પ્રગટ સ્વરૂપ કેમ મળે. ત્યારે ખવાસણીએ કહ્યું કે મહેલની પાસે એક બીજો મહેલ કરાવો. અને તેમા વઇષ્ણવો આવીને ઉતરે તમયે પ્રસાદ લેવરાવો તો શ્રી ઠાકુરજી પ્રગટ થઈ દર્શન દેશે અને તેથી ભગવત્કૃપા સંપુર્ણ થશે આથી તેણે બીજો મહેલ કરાવ્યો અને ગામ બહાર ચોકી બેસાડી કે જે કોઈ વેઈષ્ણુવ વૃજયાત્રાએ જાયતે વૈષ્ણુને અહીં લાવી આ મહેલમાં ઉતારવાં અને અનસખડી પ્રસાદ તેમને લેવાને મોકલવો. જ્યા વઇસ્ણુવ લે ત્યારે રાણી પડદો નાખી વૈઇષ્ણુવતાંના દર્શન કરતી એક દિવસ વઇસ્ણુવ મંડળીમા શ્રી ઠાકુરજીનાં તેમને દર્શન થયાં. તેથી તે ખવાસણીને કહીને પડદો છોડી બહાર નીકળીને મંડળીમાં જઈ બેઠી નાથ જોડી વઈસ્ણુવને ભગવત્સમરણ કર્યાં અને વિનતિ કરી કે મારા મનમાં ઘણા દિવસથી એવી અભિલાષા છે તો તમે પ્રસન્ન થઈ આજ્ઞા આપો તો હું મારા હાથથી વઇસ્ણુવને નસાદ ધરૂ. વઇસ્ણુવોએ હા કહી તેથી તે સોનાનો થાળ લઇ સર્વ વઇસ્ણુવોને પીરસીને પ્રસાદ લેવરાવ્યો, ચંદન લગાડ્યુ. અને બીડી ખવરાવી ભગવદવાર્તા કરવા લાગી. આનંદ બહુ આવ્યો. ગામમાં ખબર પડી કે રાણી પડદો છોડી બહાર આવી છે તેથી આખુ ગામ જોવાને આવ્યું અને ગામમાં ઘણી ધામ ધુમ મચી, આ દિવશે રાજા દુર ગામ ગયો હતો તેને દીવાને પત્ર લખી માણસ મોકલ્યું. માણસે રાજાને પત્ર આપ્યો જે પત્ર વાંચી રાજા ક્રોધયુકત થયો, આ સમયે રાણીનો પુત્ર પ્રેમસિંહ પાસે માળા તિલક ધરી સલામ કરવા આવ્યો હતો

ને રાજાએ કહ્યુ કે આવો દાસીનાં, આ સાંભળી પ્રેમસિંહ ઉભો રહયો. અને રાજા ક્રોધે ભરાઈ અંદર ગયો. પ્રેમસિંહ લોકોને પુછયું કે મારાકાકાએ મને શું કહ્યું, ત્યારે લોકોએ સર્વ સમાચાર કહયા. તે પછી પોતાને મુકામે આવ્યો. અને સભા વચ્ચે તેના કાકાએ તેને લુંડીનો કહયો હતો. તેથી એ વાતનો સ્વાંગપુરો કરવો જોઇએ એ નીશ્ચય કરી પોતાના માજીને પાત્ર લખ્યો કે સભા વચ્ચે મને મારા કાકાએ લોંડીનો કહયો છે. જેથી તમે એ સ્વાંગ પુરો કરી બતાવો. હું લોંડીનો રહું તો સારૂં. પ્રાણુતો એકવાર જશે. આ પત્ર માણુશે પ્રેમસિંહની માતા રત્નાવતી રાણી છે પડદા બહાર નીકળી હતી તેને આપ્યો. રાણી પાત્ર વાંચી બહુ પ્રસન્ન થઇ અને શ્રી ઠાકુરજીની અને વહૈસ્ણવની આજ્ઞા લઇ માથું મુઠાવી નાખ્યું, પતી જીવતો હતો તો પણ ભગવદ ધર્મને મુખ્ય માની સંસારમાંથી આસકિત છોડવાને માથું મુડાવ્યું. અને શ્રી ઠાકુરજીને જે મહેલમાં વઇસ્ણવ ઉતરતા હતા તે મહેલમાં પધરાવ્ય. અને કિર્તન કરવા નાચવા, ગયા, અને આનંદ કરવા લાગી. શ્રી ઠાકુરજીને લાડ લડાવવા લાગી તેના પુત્રને પત્ર લખ્યો. મનુષ્યે જઇને તેનો પત્ર પ્રેમસિંહને આપ્યો પ્રેમસિંહને એવું નિયમ હતું કે જ્યાં સુધી તે લોંડીનો ન થાય ત્યાં સુધી અન્ન ખાવું નહિ. માત્ર ફલાહાર કરવો જ્યારે તેને પત્ર મળ્યો ત્યારે તે પત્રને માથે ચઢાવ્યો અને નોબત બેસાડી અને વધાઈ દેવા લાગ્યો. ગણો આનંદ માન્યો આ સમાચાર માનસિહજીને માલુમ થયા એટલે લોકોએ તેને કહ્યું કે સભા વચ્ચે જે તમે

કહ્યું હતું તે સ્વાંગ પ્રેમસિંહજીએ કરી બતાવ્યો છે. લોંડીનો બની ગયો છે. આ સાંભળી માનસિંહજી ઉદાસ થયો અને વિચાર કરયો કે તે રાણીને ( તેના ભાઈની વહુ ) મારી નંખાવવી પરંતુ લોક નીંદા ન થાય પથ્વીપતિને ખબર ન પડે કે માનસિંહે સ્ત્રીને મરાવી એવું બદનામ ન થાય, એવી રીતે મારાવવી. આવો વિચાર કરી રાજાએ તૈયારી કરી આ ખબર પ્રેમસિંહને થઇ ત્યારે તે બોલ્યો કે રાજા લોક ધાસ્તીને માટે માથું કપાવે છે તો એ ભકિતપર માથુ કપાવશે તેની શી ફીકર છે. રાજા ઘેર આવ્યો અને જે મોટા મોટા પુરૂષો તેને મળવા આવ્યા તે સર્વને રાજાએ કહ્યું કે આપણી નિંદા ન થાય અને કાર્ય સિદ્ધ થાય એવો ઉપાય જેમ બને તેમ શોધી કાઢો અને રત્નાવતીને મારી નાખો. પરંતુ આપણુ નામ ન પડે. ત્યારે એક માણુસે એવો વિચાર બાતાવ્યો કે પાંજરામાંથી સિંહને છોડી દેવો અને સર્વ મનુસ્યને બહાર કાઢી મુકવા અને કમાડ બંધ કરી દેવા એટલે સિંહ અંદર જઈ રત્નાવતીને મારશે પાછળથી આપણે સિંહને પકડી લઈશું એટલે વાત ગુસ રહેશે. આ વિચાર સર્વને સારો લાગ્યો તથી તેમણે સિંહને છોડી મુકયો. જ્યારે તે રત્નાવતી પાશે ગયો ત્યારે ખવાસણી બેઠી હતી અને શૃગાર કરતી હતી. ખવાસણીએ સિંહને જોઇને જયજયનો પોકાર કર્યો અને ઉભી થઈ. અને કહેવા લાગી કે શ્રી નૃસિંહજી પધાર્યા છે. મારા ભાગ્યનો પાર નથી. તે આગળ જઈ સિંહ પર હાથ ફેરવવા લાગી અને તેને તિલક કર્યું અને ફુલની માળા પહેરાવી અને હાથ જોડી ઉભી રહી. તેના

ાવની સચ્ચાઇ જોઈ શ્રિ ઠાકુરજીએ સિંહમાં પ્રવેશ કર્યો. ાને જેવિ રિતે નૃસિંહજીએ પ્રહલ્લાદજીને ચાટયા હતા તેમ આ ાહ ચાટવા લાગ્યો. શ્રી મહાપ્રભુજીએ પુરૂષોતમ સહસ્ત્રમાં ખ્યું છે તે નામ “ भक्तांगलेहनो धौतक्रोधपुंजःप्रशांतधी॥ પછી ાહ પાછો ફરી મહેલની બહાર કુદયો અને બહિર્મુખ જે લોકો ભા હતા તે સર્વ રાજાની શેનાને મારી નાંખી ગામમાં હા- ાકાર થઇ ગયો અને બહુ ત્રાસ થયો. માનસિંહરાજા બહુ ાન્યો અને તુરત દોડી ભાઇની વહુને પગે પડયો અને સાષ્ટાંગ ડવત કર્યા ઉઠવાનું ભાન પણ રહ્યું નહિ રત્નાવતી બોલી. ઉઠો ઉઠો શ્રી ઠાકુરજીનાં દર્શન કરો, શ્રિ ઠાકુરજી સિંહરૂપ જી બીજે સ્વરૂપે દર્શન દે છે તેથી ઉઠો અને દર્શન કરો. રાજા ભો થયો અને દર્શન ન કર્યા અને બોલ્યો કે તમે મારી રક્ષા રો. હું તમારે શરણ છું આ સઘળું રાજ્ય અને ધન તમારૂ ે તમે સંસારનો લોભ છોડિને માથું મુડાવ્યું છે જેથી તમારિ ચ્છા હોય તેમ વર્તો, માનશિંહરાજા ઘેર ગયો અને ખજા- ાચીને હુકમ કર્યો કે દરમહિને રાણીને દશહજાર રૂપીયા પ- ાંચાડી દેજો જો તેનાથી વિશેષ માગે તો મને પુછીને દેજો ાંતુ એક દીવશની ઢીલ કરીશ નહી, ખજાનચિ દરમહિને ાશહજાર રૂપીયા પહોંચાડતે. તે બધા રૂપીયા સામગ્રિમાં ખ- ાર્ચ નાંખતી એ રત્નાવતી રાણી શ્રી ગુશાંઇજીની કેટલી કૃપા ાત્ર હતિ અને માનસિંહ રાજા રત્નાવતીનાં ઠાકુરજીના દર્શન ાર્યા વિના જળ પીતા નહી. એ રાણી અને ખવાસણિ શ્રિ ાુશાંઇજીનાં એવા કૃપા પાત્ર હતાં.

દક્ષિણના રાજાની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૨૮ મી.)

આ રાજાને એકસો ને આઠ રાણીઓ હતી. પરંતુ કોઈને સંતાન ન થવાથિ રાજાનું મન બહુ ઉદાશ રહેતું હતું. આ દુઃખથિ રાજા યાત્રા કરવા ગયો તેથિ જગન્નનાથજીનાં દર્શન કરવા ગયો ત્યારે તેને શ્રિ ગુશાંઈજીના દર્શન થયાં તો સાક્ષાત પુર્ણ પુરૂષોતમના દર્શન થયાં. રાજા તેથિ શ્રિ ગુસાંઇજીનો શેવક થયો. અને વિનંતિ કરી કે મહારાજ મારે સંતાન નથી જેથિ મારૂં ચિત લઉકિકમા બહુ લાગી રહ્યુ છે. શ્રિ ગુસાંઈજીએ આજ્ઞા કરી કે તમે ભગત્સેવા કરો. રાજા શ્રિ ઠાકુરજી પધરાવિ ભગવત્સેવા કરવા લાગ્યો પછી પોતાને દેશ આવ્યે અને એક બીજી રાણી પરણ્યો તે ઘાંચીની પુત્રિ હતિ, આ રાજાને કહ્યું કે મને ભગવત્સેવા કરવા દો. ત્યારે રાજાએ કહ્યું કે તું શ્રિ ગોકુળ જઈ શ્રિ ગુશાંઇજીની સેવક થઇ આવ. મનુષ્યોને નવનિત પ્રિયાજીનાં દર્શન અને શ્રિ નાથજીનિ દર્શન કર્યાં પછી પોતાને દેશ આવિને અને રાજાને શર્વ સમાચાર કહય પછિ તે રાણિ સવામાં ન્હાવા લાગિ. અનેક પ્રકારની સામગ્રિ કરી. અનેક પ્રકારના વાઘા કરિ શ્રિ ઠાકુરજીને પ્રસન્ન કરતિ હતિ. આવો તેનો ભાવ જોઇને રાજા તેના પર પ્રસન્ન થયો. અને નિત્ય તે રાણી પાસે આવે અને ભગવદ વાર્તા કહે. સેવારિત સમજાવે આમ કરતાં તે રાજાને એક પુત્ર થયો તે બહુ ગુણવાન થયો રાજાએ શ્રિ ગોકુળ વિનંતિ પત્ર લખી શ્રી ગુશાંઈજીને પધરાવી વિનંતી કરિ કે મહારાજ આ પુત્રને સેવક કરો.

શ્રી શેશાંઇજીએ તેને નામ નીવેદન કરાવ્યું. રાજાએ શ્રી ગુશાં-ઇજીને વિનંતી કરી કે નીવેદન તો તાદ્રવી ભગવદીયના સંગે વિચારવું જોઇએ પરંતુ તેવા કોઈ અહીં મળતા નથી તેથી હું કોનો સત્સંગ કરૂં. શ્રી ગુશાંઇજીએ આજ્ઞા કરી કે અહી અદ-ભુતદાસ આવશે તેમનો સત્સંગ કરજો રાજ અદભુતદાસનો સત્શંગ કરવા વાગ્યો. ત્યારે શ્રી ઠાકુરજીએ રાજાને અનુભવ જણાવ્યો. રાજાની બુદ્ધિ નીષ્કામ થઇ. એ રાજાએ શ્રીગુશાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

ખુશાલદાશની વાર્તા. ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૨૯ મી. )

ખુશાલદાસ બહુ દ્રવ્ય કમાયા. સર્વ દ્રવ્ય શ્રી ગુ-શાંઇજીની પાસે લઈ ગયા. આ વખતે શ્રી ગુસાંઇજી શ્રી નાથ-જીનો શૃંગાર કરતા હતા. તે આ વાત સાંભળીને ચુપ રહયા અને સેવાથી પહોંતીને રાજભોગ પછી બહાર પધાર્યા. ત્યારે ખુશા-લદાસે શ્રી ગુશાઇજીનાં દર્શન કર્યા અને ત્રણલાખ રૂપીયાનો સામાન જેતે લાવ્યા હતા તે શ્રી ગુશાંઇજી આગળ ધર્યો શ્રી ગુશાંઈજીએ આજ્ઞા કરી કે આ દ્રવ્ય અમારા કામનું નથી તમે પાછુ લઇ જાઓ અને ઇચ્છા આવે તેમ કરો. આથી ખુસાલ-દાસે પુછયું કે મહારાજ મારો અપરાધ શો છે? ત્યારે શ્રી ગુ-સાંઇજીએ આજ્ઞા કરી કે તમારો અપરાધ કંઇ પણ નથી એ દ્રવ્ય એવું જ છે કે હું શૃંગાર કરતો હતો તે વખતે આ દ્રવ્યની મને ખબર થઈ તેથી મારૂં બે ચિત્ત થઇ ગયું. જે દ્રવ્ય આવેથીજ સેવામાંથી ચિત્ત નીકળી ગયું તો કે ભંડારમાં રહેતો શું ન કરે જેથી તે દ્રવ્ય મારા ઉપયોગનું નથી. ખુશાલદાસે વિચાર કર્યો

કે જો આ દ્રવ્ય મારા ઉપયોગમાં આવશે તો મારી બુદ્ધિ ભ્રષ્ટ કરશે આથી તેમણે તે દ્રવ્ય લુંટાવી દિધું. એક પઇસો સરખો રાખ્યો નહિં. શ્રી ગુસાંઇજીના વચન પર તેમને આવો વિશ્વાસ હતો અને સંપુર્ણ દ્રઢતા હતી. એ ખુશાલદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

ગોકુળદાસ જેમણે ગુપ્ત ભેટ કરી તેમની વાર્તા. ( પ્રસંગ ૧ લો. ) (વાર્તા ૨૩૦ મી )

આ ગોકુળદાસ પાસે દ્રવ્ય બહુ હતું. એક લાખ રૂપીયાની હુંડી લખાવી તે શ્રી ગોકુળ ગયા. આથે વૈષ્ણવ બહુ હતા. છે સર્વેએ જ્યારે શ્રી ગુશાંઇજીના દર્શન કર્યા ત્યારે ભેટ ધરી. ગોકળદાસે કંઈ ભેટ કરી નહીં. સર્વ લોક નીંદા કરવા લાગ્યા કે પઇસાવાળો થઇને કંઇ ભેટ કરી નહીં, ખાલી દંડવત કર્યા. ગોકુળદાસે છાનામાના ગાદીની નિચે કાગળ મુકી દીધો. મુકતી વખતે ખવાસે જોયો. જ્યારે સર્વ લોક ગયા ત્યારે ખવાસે શ્રી ગુસાંઇજીને વિનંતિ કરી કે એક વઇષ્ણવ છાનોમાનો કાગળ મુકી ગયાછે શ્રી ગુસાંઇજીએ તે કાગળ ભંડારમા મોકલી દીધો. ઘણા દીવસ સુધિ તે સંગ શ્રી ગોકુળ અને શ્રીજીદ્વાર રહયો. પરંતુ કોઈ દિવસ એ વાત ગોકુળદાસે પ્રગટ કરી નહિ. પોતાની નીંદા કરાવ્યા કરી એ ગોકુળદાસ શ્રી ગુસાઇજીના એવા કૃપા પાત્ર હતા.

( નરસીદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૩૧ મી. )

નરશીદાસ રસ્તામાં જતા હતા ત્યાં તેમને એક ભીલ મળયો. આ ભીલને એવો નિયમ હતો મનુષ્ય મારી તમનો માલ લઇ લેવો તેથી આ ભીલ નરશીદાસને મારવા દોડયો તો ...નું સ્વરૂપ સિંહ જેવુ દેખાવા લાગ્યુ. આથી ભીલ બીન્યો

ાથી નરશીદાસ બોલ્યા કે તું કેમ બીએ છે? આવ મારી પાસે. યારે તે બોલ્યો કે તમે મનુષ્ય છો છતાં સિંહ જેવા કેમ છો. મને કાંઇ ખબર પડતી નથી ત્યારે તેમણે કહ્યું કે તારા જેવાને શેક્ષા કરવાને હું સિંહ છું. હવે તને નહિ છોડુ આટલું કહી તેને થપડ મારી હથીયાર ખુંચાવી લીધાં ત્યારે ભીલ બોલ્યો કે મારાં હાથયાર આપો. હવે હું તમને નહી મારૂ. નરશીદાસે કહ્યું કે તારે ઘેર જઈ પુછી આવ કે તેં જેટલી હત્યા કરી છે તેનું પાપ કોને છે. તેભીલ ઘેર પુછવા ગયો તો ઘરનાં મનુષ્યોએ કહ્યું કે અમારે સાથે હત્યા નથી અમે એવું કહ્યું નથી કે મનુષ્ય મારીને ખવડાવ. ભીલે આવી નરશીદાસને કહ્યું કે મારા ઘરનાં મનુષ્ય તો હત્યામાં ભાગ લેતા નથી. ત્યારે નરશીદાસે કહ્યું કે તુ એકલો પાપ કેમ વોરે ? મારી સાથે ચાલ તારૂં કલ્યાણ શ્રી પ્રભુજી કરશે, ભીલ નરશીદાસની સાથે ચાલ્યો અને શ્રી ગુસાંઇજીનો સેવક થયો અને કૃપાપાત્ર થયો એશ્રી ગુસાંઇજીનો સેવક નરશીદાસ એવા કૃપાપાત્ર હતા. જેમના સંગથી ભીલ વૈશણવ થયો.

( રૂપ મંજરીની વાર્તા. ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૩૨ મી. )

રૂપમંજરી પૃથ્વિપતિની દાસી હતી. હીંદુ રાજાની પુત્રી હતિ અને પૃથ્વીપતિને પરણી હતી પરંતુ પાદશાહનો સ્પર્શ કરતી નહોતી અને કહેતી કે જો તું મારો સ્પર્શ કરાશ તો હું દેહ ત્યાગ કરીશ. તેનું રૂપ બહુ સુંદર હતું. પૃથ્વીપતિ તેનું રૂપ જોઇ રાજી રહેતો આ બાઇ રાત્રે આકાશ માર્ગે ઉડીને નંદદાસજી પાશે આવતી હતી, તેની પાસે એક ગુટિકા "

ગુટિકામાં એટલું સામર્થ્ય હતું કે જે કોઇ મનુષ્ય મોઢામાં રાખે ને જ્યાં કહે ત્યાં તેને પહોંચાડી દે. આ ગુટિકા રૂપમંજરીને પાસે હતી તેથી નિત્ય તેના બળથી ઉડીને નંદદાસજી પાસે આવતિ હતિ. આમ કરતાં બહું વર્ષ વિત્યાં એક દિવસ કો મનુષ્યે પૃથ્વીંપતિ આગળ પદ ગાયું. "પદ" દેખો દેખો નાગર નટ, નિરતત કાલીંથિકે તટ" આ પદની છે શ્રી ટુંકમાં આવે છે કે નંદદાસ ગાવે ત્યાં નિકટ નિકટ. આ પદ પૃથ્વીપતિએ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું કે તે એવા હતા કે પરમેશ્વરની પાસે બેસીને ગાતા હતા. જ્યારે કોઇએ કહ્યું કે આપદના ગાવા વાળાં હજુ હાજર છે શ્રી ગુસાંઇજીના સેવક છે અને ગોપાળપુરમાં રહે છે પૃથ્વિપતિએ વિચાર કર્યો કે આપણે વ્રજમાં અને નંદદાસજીને મળવું આથી પાદશાહ સહકુટુંબ વ્રજમાં આવ્યા અને ગોવર્ધનમાં મુકામ કર્યો. અને બીરબલને નંદદાસજીની પાસે મોકલ્યો. અને કહ્યું કે તમે નંદદાસજીને પુછી આવો કે અમે તમને મળવા આવીએ કે તમે આવશો. નંદદાજીએ કહ્યું-કે હું પરમ દહાડે મનસગંગા સ્નાન કરવા આવિશ ત્યારે પાદશાહને મળીશ, નંદદાસજી બીજે દિવસે વિલછુકુંડ ન્હાવા ગયો ત્યાં રૂપમંજરીનો મુકામ હતો અને રૂપમંજરીએ રાજભોગ કર્યો હતો. આ નંદદાસજીએ જોયુ તેથી પોતે એક વૃક્ષનાં થડ પાસે ઉભા રહયા. શ્રી ગોવર્ધનનાથજી રાજભોગ આરોગવા પધાર્યા હતા તેમણે કહ્યું કે નંદદાસજી બહાર ઉભા છે તેણને બોલાવી લાવ. નંદદાસને બોલાવ્યા અને તેમણે શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યા. શ્રી ગોવર્ધનનાથજીએ આજ્ઞા

રી કે તમે મહાપ્રશાદ લો. નંદદાશજીએ મહાપ્રસાદ લીધો .છી વિદાય થઇ નંદદાસજી ગોપાળપુર ગયા બિજે દીવસે મા- .સીગંગા ન્હાવાને ગયા ત્યાં પૃથ્વીપતિને મળ્યા: તેણે તમને એકાંતમાં લઈ જઈને પુછ્યું કે તમે આ પદ ગાયું તે કેવી રીત ે વાત સાંભળી નંદદાસજીએ ઉચું જોઈ દેહ છોડયો પાદ- ાહ તો વિસ્મય થઇ ગયો બહુ ઉદાસ થયો. પૃથ્વીપતિની એવી રીત હતી કે જ્યારે ઉદાસ થાય ત્યારે રૂપમંજરી મ્હોં ેવાને આવે તેથિ તે અંદર જઈને રૂપમંજમની શન્મુખ ઉભો હયો અને તેને આ વાત કહી કે પરમ ભગવદિય નંદદાશજીને ં આ પ્રમાણે પુછ્યુ એટલે તેમણે કાંઇ પણ કહ્યું નહિં. અને ામનો દેહ છુટી ગયો તેથી મારૂં ચિત્ત ઉદાસ છે. પૃથ્વપતિની મ: વાત સાંભળી રૂપમંજરીને વિપ્રયોગ ઉત્પન્ન થયો અને વેરહથી તેણે પણ દેહ છોડી દીધો. એ રૂપમંજરી શ્રી ગુસાંઈ- જીની એવી કૃપા પાત્ર હતી જેનાથી વિપ્રયોગ એક ઘડી પણ હયો ન ગયો.

કલ્યાણભટ ખંભાળીઆમાં રહેતા હતા તેમની વાર્તા

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૨૩ મી

એક સમય શ્રી ગુશાંઇજી દ્વારકાથી ખંભાળીયા પધાર્યા ્યારે કલ્યાણભટ્ટજી શ્રી ગુસાંઇજીના સેવકથયા.અનેશ્રી ગુસાં- ઇજી પાસે ગ્રન્થ ભણ્યા. તેમને ગ્રન્થ સર્વ હૃદયારૂઢ થયા અને સંસારમાંથી તેમની આસકિત નિકળી ગઈ. તેથી તેમના મનમાં એમ આવ્યું કે શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરૂં ત આથી કલ્યાણભટ્ટ શ્રી ગુસાંઇજીની સાથે ગયા અને

કુળમાં નવનિતપ્રિયાજીનાં દર્શન કર્યાં પછી શ્રિ ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. અને વિચાર કર્યો કે જન્મ સુધી અહિં રહેવું. તેથી આન્યોરમાં રહેવાને ઘર લીધું એ કલ્યાણભટ્ટજીશ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

( પ્રસંગ ૨ જો. )

એક દીવસ શ્રી ગોવર્ધનનાથજીના દુધધરિયાએ બે વટલોઇ દુધ ઓછું લીધું તેથી રાત્રે શ્રિ ગોવર્ધનવાથજી ઉઠ્યા, અને સોનાનો કટોરો લઇ દશ પંદર વર્ષના છોકરાનું રૂપ ધરી આન્યોરમાં ગયા કલ્યાણભટ્ટની પુત્રી દેવકી હતિ, તે ઘરમાં દુધ ઘણું થતું તેથી તે વેચી દેતિ હતી, એટલે શ્રી ગોવર્ધનનાથજીએ પુછ્યું કે તારી પાસે દુધ છે ? તેણે હા કહિ કે છે, પરંતુ સાડાચાર પૈસા શેરના લઇશ. શ્રી નાથજીએ સાડાચાર પૈસા કબુલ કર્યા અને કટોરામાં દેવકી પાસેથી દુધ લીધું શેર દુધ કટોરામાં લઈ પીવા લાગ્યા પરંતુ તે ફીકું લાગ્યું તેથી શ્રિ નાથજીએ કહ્યું કે તારી પાસે ખાંડ છે ત્યારે તેણે હા કહી તેથી ચાર આનાની ખાંડ લિધી અને ચાર શેર દુધ લીધું અને ખડાં નાંખી પી ગયા. પછી દેવકિએ પૈસા માગ્યા ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે મારો કટોરો રાખી મુક. કાલ કટોરો લઈ જઈશ અને પૈસા દઈ જઈશ. શ્રિ ગોવર્ધનનાથજી પોઢયા. સવારે શ્રિ ગોવર્ધનનાથજી શૃંગાર કરતા હતા, ત્યારે જુએ છે તો કટોરો નહોતો. સર્વ ભિતરિઆ શોધવા લાગ્યા. શ્રિ ગોવર્ધનનાથજીએ શ્રિગુસાંઇજીને કહ્યું કે, દુધરિઆએ દુધ ઓછું રાખ્યું હતું તેથી હું દેવકી પાસેથિ દુધ ને ખાંડ વેચાતી લઇને પી આવ્યો છું

મા વાત શ્રિ ગુસાંઈજીએ કલ્યાણભટ્ટજીને કહી. કલ્યાણભટ્ટ સાંભળિ બહુ પ્રસન્ન થયા. અને ઘેર જઇ દેવકીને પુછ્યું કે કાલ તારિ પાસે કોઇ કટોરો મુકી ગયું છે. ત્યારે દેવકિએ કહ્યું કે એક છોકરો દુધ લઇ ગયો છે અને કટોરો મુકી ગયો છે કલ્યાણ ભટ્ટજીએ કહ્યું કે એ છોકરો નહતો એતો શ્રિ નાથજી હતા. કટોરો જુએ તો શોનાનો હતો. કલ્યાણ ભટ્ટજીએ તે લઇને શ્રિ ગુસાંઇજીને આપ્યો શ્રિ ગુસાંઇજી દેવકિને સરાહના કરવા લાગ્યા અને કહ્યું કે તેના ભાગ્યની શી વડાઈ કરીએ. દુધ ઘરિયાને બોલાવી ઠપકો આપ્યો અને આજ્ઞા કરિ કે કોઇ દેવસ ઓછુ રાખીશ નહિં, નહિ તો તારિ શેવા છુટીજશે. શ્રિ નાથજીનિ ઇચ્છા હોય ત્યારે દેવકી પાસેથી દુધ દહીંલઈને આરોગતા એ કલ્યાણભટ્ટજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૨ જો)

એક દિવસ કલ્યાણભટ્ટજીએ શ્રી ગુસાંઈજીને વિનતી કરી કે આપના નીકટવર્તીસેવક સેવા કરે છે. કોઈ જળ લાવે છે, કોઈ જળ ધરે છે કોઈ બુહારી કરે છે (પુંજો વાળે છે) કોઇ તેલ લગાડે છે, કોઈ ભંડાર કરે છે કોઇ રશોઇ કરે છે અને સર્વ એમ કહે છે કે અમારૂં આટલું અંગીકાર કરજો. ત્યારે શ્રી ગુસાઇજીએ આજ્ઞા કરી કે એ સર્વની ભુલ છે અમારૂં સર્વ અંગીકાર કર્યું છે કંઇ બાકી નથિ એવું સમજવું જોઇએ તે સમજતા નથિ અને ઉલટું અંગીકાર કરશે, એમ સમજે છે તેમને વિશ્વાસ સંપુર્ણ નથિ તેથિ એમ કહે છે આ સાંભળી કલ્યાણભટ્ટજી બહુ પ્રસન્ન થયા.

(પ્રસંગ ૪ થો)

એક સમય કલ્યાણભટે શ્રી ગુસાંઇજીને વિનતી કરિ મહારા ધીરાજ શ્રિ પ્રભુજીના ઉત્તમ ભગવદિય લક્ષણ કેવાં હોય તે આપ કૃપા કરિને કહો. શ્રી ગુસાંઇજીએ કલ્યાણભટને કહ્યુ કે ઉત્તમ ભગવદિયંના લક્ષણ તો આ છે. તે સર્વના ઉપર દયા રાખે. કોઈ ભગવદિય વૈષ્ણવના ઉપર ક્રોધ ન કરવો તેનો અપ-રાધ સહેવો. તે દુર્વચન બોલે તેઓ શું આમ સમજી તેમનો અપરાધ ગણકારવો નહિ તેમના વચન સાંભળિ મન ચલાય-યમાન કરવું નહિ પરંતુ તે જે કરે તે શિક્ષા માનથી તેમની સાથે મધુર વચનથિ બે હાથ જોડી બોલવું સાચું બોલવું. શ્રિ પ્રભુજીમાં ચિત્ત રાખવું અને નિર્મળ બુદ્ધિ રાખવી. સદા સ-ર્વદા ઉપકાર કરવો. ક્ષણપર તથા ભગવદિયપર મનબ્ગડે નહિ એવું રાખવું ઇંદ્રિઓ જીતવી પોતાના મનનો વિચાર કોઇને જાણવામાં ન આવે એમ રાખવો. શ્રી પ્રભુજીની સામગ્રી કરે તેમાં ચિત્ત ચલાયમાન કરવું નહિં. પ્રશાદ લેવો તાઘમ પો-તાને હાથે કરવો. મહાપ્રશાદ ન્યુન લેતો. બહુ પ્રશાદ લેતો નિદ્રા આવે.ભગવદ્ ભજન ન થાય તેથી ન્યુન પ્રશાદ લેવો. રો-ગાદિક થાય તો શ્રિ ઠાકુરજીની સેવામાં અંતરાય પડે. અને મન છે જીતી વશ કરે તો શ્રિ પ્રભુજીના ભજનમા સ્થિર રહે. સદા સ-ર્વદા પ્રભુનાં કાર્યમાં રહે. ઇંદ્રિઓ જીતવિ. વિષયમાં ઉગાડવી નહિ. પોતે પ્રભુનો દાસ છે એમ રહે, બહિર્મુખ લોક ચર્ચા કરે તો મૌન ધારણ કરે. શ્રી પ્રભુજીની શેવામાં શદા શાવધાન રહે પ્રભુનિ રહસ્ય વાર્તા ભગવદિય વઇષ્ણવ શીવાય પ્રગટ

રે. ધીરજ છોડે નહી, ભુખ, તરશ, નિદ્રા. શીત ઉઘમ, ક્રોધ, ને લોભ એ દોષરૂપ છે તેનાથી બીતા રહે. તેને વશ થાય નહીં. ન જીતી લે, અભીમાન ન કરે, સર્વ ભગવદિય વઇષ્ણવનો ાદર કરે, પ્રભુનુ સ્વરૂપ અને તેમની લીલા ભગવદિય વૈષ્ણુ-ના હૃદયમાં રહે છે તેથી વૈષ્ણવને ભગવત્સ્રૂપ છે એમ માને, નેક નામરૂપથી પ્રભુજી લીલા કરે છે એવો વિચાર કરતો રહે પ્રથમ હું કોણુ હતો? શ્રી મહાપ્રભુજીની કૃપાથી મને શું મ-ડું છે. પોતાનો સ્વરૂપનો વિચાર કરતો રહે વિગેરે વિગેરે જેનાં ાવાં લક્ષણુ હોય તેને ઉત્તમ ભગવદિય જાણવો. શ્રી ગુસાંઈ-જીના આ વચન સાંભળી કલ્યાણભટ બહુ પ્રસન્ન થયા. અને હ્યું કે વઇષ્ણવનું સ્વરૂપ તો એવું છે. આ કલ્યાણભટ્ટ શ્રી ગુસાં-જીના એવા કૃપા પાત્ર ભગવદિય હતા. તેમની વાર્તાનો પાર થી તેથી કેટલુંક કહીએ.

( એક કાયસ્થ સુરતમાં રહેતો તેમનિ વાર્તા. ) ( પ્રસંગ ૧'લો. ) ( વાર્તા ૨૩૪)

એ કાયસ્થનું નામ મોતીરામ હતું. તે સુરતના સુબાની સે નોકર હતો તે રાજનગરમાં કોઇ કામને લીધે આવ્યો હતો ારે શ્રી ગુસાઇજીનો શેવક થયો હતો. એક વખત સુરતના બાની સાથે આગ્રે ગયો હતો. પૃથ્વીપતિને મળ્યો હતો. પાછી તી વેળાએ આ સુબાએ ગોવર્ધનમાં મુકામ કર્યો ત્યારે મો-રામ ગોપાલપુર શ્રી નાથજીનાં દર્શન માટે આવ્યો. આસમયે જભોગ થઈ ગયા હતા. તેથી તે કાયસ્થે શ્રી ગુસાંઇજીનાં દ-ન કર્યા. અને મનમાં વિચાર કર્યો કે સુબાને તો જલદી વી છે તેથી મારે શ્રી નાથજીનાં દર્શન નહીં થાય.

ભંડારીને મળ્યો અને તેને કહ્યું કે જો બે ઘડી વહેલા ઉત્થાપ કરાવો લો હું સાઠ હજાર રૂપીયા સેવાના કરૂં. આ વાત ભંડારીએ શ્રી ગુસાંઈજીને કહી તેથી શ્રી ગુસાંઇજીએ ઉલટા બે ઘ મોડા ઉથાયન કરાવ્યા મોતીરામ દર્શન કર્યા વીના સુબા સાથે કુચ કરી ગયો પછી કુબેરમાં મુકામ કર્યો, બીજે દહા મોતીરામનું મ્હોં ઉતરી ગયેલું સુબાએ જોયું તેથી તેણે પુછ્યું મોતિરામ ઉદાસ કેમ છે? ત્યારે મોતીરામે સર્વ સમાચાર કહ સુબાએ કહ્યું કે તું દર્શનને માટે સાઠ હજાર રૂપીયા ખર્ચ તે હતો તેથી હું તારા પર પ્રસન્ન છું તું જઇ શ્રી નાથજીના દર્શ કરી આવ. આથી મોતિરામે આવી રાજભોગનાં દર્શન કર શ્રી નાથજીના દર્શન કરી બહુ પ્રસન્ન થયો અને મહાપ્રસા લીધો પોતાના અત્યંત ભાગ્ય માન્યા અને લાખ રૂપીયા હીરા લઇ શ્રી નાથજીને ચિબુક આભરણ કરાવ્યું એ મોતિરા વઈષ્ણવ એવો કૃપા પાત્ર હતો જેમની આર્તી શ્રી નાથજી સ ન શકયા. ધનથી કાર્ય નથી થતું પરતુ ભગવત્કૃપાથિ સર્વ કાર્ય સિદ્ધ થાય છે એ વાર્તા જણાવી. એ મોતિરામ શ્રી ગુસાંઈજીના એવા કૃપા પાત્ર હતા.

જીવાપારેખ, સહજપાલ દોશી અને માધવદાસ દલાલની વાર્તા.

( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૩૫ મો. )

આ ત્રણે મિત્ર હતા. તેઓએ ચાચા હરિહંશજી પાસેના મ સાંભળ્યું હતુ જ્યારે શ્રી ગુસાંઈજી રાજનગર પધાર્યા ત્યારે આ ત્રણે જણા આવી તેમને ખંભાત પધરાવી લાવ્યા ,અને સહકુટુંબ શ્રી ગુશાંઇજીના સેવક થયા. શ્રી ઠાકુરજી પધરાવી સે-

વા કરવા વાગ્યા એક દીવસ માધવદાસ દલાલે અને સહજ-પાલ દોશીએ વિનંતિ કરી કે મહારાજ અમે વેપારમાં જુઠું બોલીએ છીએ. તેનું પાપ ખરૂં કે નહિ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે "'नानृतात्पाककंपरामिति" જુઠ સમાન પાપ નથી. માધવદાશે કહ્યું કે આજ પછી હું દલાલી કરૂં છું પરંતુ જુઠુ બોલીશ નહિ. મારા ગ્રાહકોને સારી રીતે માલ અપાવીશ. સહજપાલ દોશીએ કહ્યું કે હું એક આનો નફો ખાઇશ, વધારે નહિ લઉં, જેની ઇચ્છા હશે તે લેશે. એ ત્રણે જણ, એવા સત્યવાદી હતા કોઇ દીવસ જુઠુ બોલતા નહી. તેમની સચ્ચાઇ જોઇ શ્રી ઠાકુરજી બહુ પ્રસન્ન થયા. અને ભગવદ ગુણગાન કરતા ત્યારે ગદ ગદ કંઠ થઈ જતા કીર્તનના અનેક પ્રકારના અર્થ કરતા એક દિવસ માધવદાસ દલાલે જીવા પારેખને પુછયું કે અન્યાશ્રમ શું કરીએ થાય ત્યારે જીવાપારેખે કહ્યું કે કૃષ્ણ વિના બીજા અંશાઅવતારના ભજન પર્યંતથી અન્યાશ્રમ થાય છે. સર્વત્ર વ્યાયક માની બીજા દેવની પુજા કરે તો એ બાધકરૂપી છે કારણ કે અનેક દેવ રૂપી ભગવાન થાય છે અકેક દેવની પુજા વિધિ પ્રમાણે કરે તો પાર ન આવે તેત્રીસ કરોડ દેવતા છે તો મનુષ્યનું તેટલું તો આયુષ્ય નથી કે તે સર્વ દેવની પુજા કરી શકે તેથી સર્વના મુળ જે પુરૂષોત્તમદાસ તેમની સેવા કરે તો સર્વ દેવની પુજા થઈ જાય અને તેને કોઇ પ્રતિબંધ ન કરી શકે. જેમ એક વૃક્ષને અનેક પત્ર છે ફળ છે ડાળો છે તે સર્વનું પોષણ મુળમાં પાણી પાયેથી થાય છે એ પ્રમાણે સર્વ દેવનું પુજન શ્રી પુરૂષોતમની સેવાથી જાય. એક

ચાચા હરિવંશજી ખંભાત આવ્યા ત્યારે સહજપાળ દોશીએ પુછ્યું કે શ્રી ઠાકુરજીએ સાત દિવસ સુધી શ્રી ગિરિરાજ કેમ ધારણ કર્યો તેનું કારણ કહો ? ત્યારે ચાચાજી બોલ્યા કે નંદરાયજીને શાત પ્રકારનો અત્યાશ્રમ હતો તે શ્રી ગિરિરાજ પુજનથી મટયો એક તો મનુષ્ય માત્રપદ દેવનું રૂણ હોય છે. બીજુ રૂષિરૂણ હોય છે ત્રીજુ પિતૃરૂણ હોય છે ચોથુ દેહ બળનું અભિમાન હોય છે, પાચમું સગાંના બળનું અભિમાન હોય છે છઠ્ઠું આ કામ નહીં કરૂં તો લોકમાં મારી નીંદા થશે એ અભિમાન હોય છે અને સાતમું આ ત્રણે રૂણ જો નહીં કરૂં તો મારો પરલોક બગડશે એમ માને છે આ પ્રમાણે જીવને સાત પ્રકારનો અન્યાશ્રમ રહે છે તે છોડાવવાને માટે મનમાં નિઃસાધન થઈ ભગવદ આશ્રમ કરવો એ વાત નંદરાયજીને જણાવવાને શ્રી ઠાકુરજીએ સાત દિવસ સુધી શ્રી ગિરિરાજ ધર્યો છે. આ વાત પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રન્થની ટીકામાં લખી છે. આ સાંભળી સહજપાલ દોશી બહુ પ્રસન્ન થયા અને ચાચાજીને સાથે દર્શન કરવા ગયા. એ ત્રણે જણા શ્રી ગુસાંઇજીના એવ કૃપાપાત્ર હતા.

ચાંપાભાઈ અધિકારીની વાર્તા,

(પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૩૬ મી.)

ચાંપાભાઇ ગુજરાતમાં સેવક થયા હતા. શ્રી ગુસાંઈજીએ ચાપાભાઈને પોતાની પાસે રાખ્યા હતા અને નિત્ય કથા સંભળાવતા હતા શ્રી ગુસાંઇજી વિષે ચાંપાભાઇને સંપુર્ણ ભાવ ઉત્પન્ન થયો હતો. અને એની વૃતિ થઇ હતી કે શ્રી ગુસાંઈ

ની ઉપેર દોષબુદ્ધિ ન આવે. શ્રી ગુસાંઇજીએ ચાંપાભાઇની
વી દશા જોઇને અધીકાર સોંપ્યો. ચાંપાભાઈ અધીકાર
રવા લાગ્યા. શ્રી ગુસાંઇજીએ વિચાર કર્યો કે અમારા ઘરનો
અધિકાર કરે તેની બુદ્ધિ ફર્યા વગર રહે નહી. પરંતુ ચાં-
પાભાઇની બુદ્ધિ ફરશે તો આપણે તેની ઠેકાણે લાવીશું આવો
ચાર કરી તેમને અધિકાર સોંપ્યો. એક વખત શ્રી ગુસાંઇજી
ગુજરાત પધાર્યા ત્યારે રસ્તામાં બીરબલ મળ્યો. બીરબલે
ચાંપાભાઇને પુછ્યુ કે શ્રિ ગુશાંઈજી શીતકાળમાં પરદેશ કેમ
પધારે છે ત્યારે તેમણે કહ્યું કે કરજ બહુ છે. બીરબલે કહ્યું કે
જેટલું દ્રવ્ય જોઇએ તેટલું તઇયાર છે, શ્રી ગુસાંઇજીને પાછા શ્રિ
ગોકુળ પધરાવો. ચાંપાભાઇએ શ્રી ગુસાંઇજીને વિનંતી કરી
ત્યારે તમણે વિચાર કર્યો કે, ચાંપાભાઈની બુદ્ધિ ફરી ગઈ છે
હું દ્રવ્યને માટે પરદેશ પધારૂં છું એમ એ સમજ્યા. મારે પ-
ધારવાનું કારણ તો દૈવીજીવનો ઉદ્ધાર કરવાને માટે છે આથી
શ્રી ગુસાંઇજીએ અર્ધ રાતે કુચ કરિ બીરબલને ખબર ન પડી
બીજે દિવસે પોતે ચાંપાભાઇને આજ્ઞા કરી કે તમારી બુદ્ધિ
ફરી ગઇ છે તેથી તમે ચરણોદક લો અને શ્રિ સર્વોતમજીનો
પાઠ કરો. ચાંપા ભંડારિએ વિનંતિ કરી કે મેં આપની સેવાને
માટે બિરબલને વાત કરિ હતી. ત્યારે શ્રિ ગુસાંઇજીએ આજ્ઞા
કરિ કે આટલા પ્રકારનું દ્રવ્ય શ્રી ઠાકુરજી અંગીકાર કરતા ન-
થી. એક રાજાનું દ્રવ્ય, એક વેશ્યાનું દ્રવ્ય, એક કૃપણનું દ્રવ્ય
એક હિંસાનું દ્રવ્ય; એક ઠગાઇનું દ્રવ્ય, ચોરીનું દ્રવ્ય, વિશ્વા-
સઘાતનું દ્રવ્ય, આટલા પ્રકારનું દ્રવ્ય શ્રી ઠાકુરજી અંગિકાર

કરના નથી જેથી તમે કોઇને દ્રવ્ય સંબંધી વાત કરશો નહી. જેમનું પ્રભુ અંગીકાર કરવું ધારશે તેનું સ્વતઃ સિદ્ધ થશે. મહા ત્યાગી હો, ભગવત્પદવીને પ્રાપ્ત થયો હોય તો પણ દુષ્ટ અન્ન ખાય તો તેની બુદ્ધિ ફરે, આ વાત શ્રી મહાપ્રભુજીએ ભક્તિવરધીની ગ્રંથમાં કહી છે.

શ્લોક–लभतेसुदढां भक्तिसर्पतोप्यधिकांपरां ॥ त्यागेवाधक्रभूजस्त्वंदु:संसर्गात्तथान्यत: ॥१॥

આ અન્ન જે કહ્યું છે તે તો કંઇ દુષ્ટ નથી પરંતુ દુષ્ટ દ્રવ્યથી ખરિદ થયું છે તેથિ તેમાં એ દુષ્ટ પદવી આવિ જાય છે જેથી દુષ્ટ અન્ન અને દુઃસંગનો બહુ બચાવ રાખવો. આ વાત સાંભળી ચાંપાબાઈ બહુ પ્રસન્ન થયા. અને એવો નિયમ રાખ્યો કે દ્રવ્ય સંબંધી વાત કોઈને કરવિ નહિ. એ ચાંપાભાઇ શ્રિ ગુસાંપજીના એવા કૃપાપાત્ર હતા.

( તાનસેનની વાર્તા ) ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૩૭ મી )

તાનસેન મુસલમાન હતા. તેમને ગાન વિધાનો અભ્યાસ બહુ સારો હતો. દિલ્લીમાં પૃથ્વીપતિ પાસે રહેના હતા. સર્વ ગવૈયામાં તાનસેન મુખ્ય હતા. પૃથ્વીપર જ કોઇ રાજા અને મોટા પુરૂષ હતા તેમની પાસે તાનસેનજી ગાવા જતા હતા. એક વખતે શ્રી ગુસાંઇજી પાસે ગાવા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીએ દશ હજાર રૂપૈયા અને એક કોડી ઇનામ આપ્યું ત્યારે તાનસેને પુછયું કે દશ હજાર રૂપૈયા તો ઠીક પરંતુ કોડી શા માટે આપી? ત્યારે શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે પાત્સાહના કલાવંત છો તેના દશહજાર રૂપૈયા છે અને તમારા ગાવાની કિમતી અમારી પાસે એક કોડીની છે ત્યારે તાનશેને

હ્યું કે હું કેમ માનુ. ? શ્રી ગુસાંઈજીએ આથી ગોવિંદસ્વામીને
પોતાની પાશે બોલાવ્યા અને આજ્ઞા કરી કે એક પદ
ગાઓ. ત્યારે ગોવિંદ સ્વામીએ સારંગ રાગમાં પદ ગાયું
તે પદ " શ્રી વલ્લભનંદન રૂપ અનુપ સ્વરૂપ કહયાં નહી
જઇ " આ પદ સાંભળી તાનસનજી ચકિત થઈ ગયા
અને વિચાર કર્યો કે આમની આગળ મારૂ ગાન તો મખમલ
આગળ ટાટ જેવું છે તેથી આ કોડી ઈનામી ખરી છે. તાન-
સેને ગોવિંદસ્વામીને કહ્યુ કે સાહેબ મને ગાન શીખવો. ત્યારે
ગોવિંદ સ્વામીએ જવાબ દીધો કે હું અન્યમાર્ગીય સાથે ભા-
ષણ કરતો નથી. આથી તાનશેન શ્રી ગુશાંઈજીનો શેવક થયો
અને પચિસ હજાર રૂપીયા ભેટ કર્યા, ગોવિંદસ્વામીનિ પાશે
ગાયન વિદ્યા શીખ્યા અને શ્રી નાથજી પાશે કિર્તન કરવા લા-
ગ્યા તાનસેન મહિનામાં એક વખત પાત્સાહ પાસે જતા
અને વિશેષ ભાગે મહા વનમાં રહેતા. પછી રાજા આશકરણને
મળ્યા તે વાર્તા આશકરણજીનિ વાર્તામાં લખી છે. એક દિ-
વસ તાનશેનજી શ્રિ નાથજી પાસે કિર્તન કરતા હતા. ત્યારે
શ્રિ નાથજી હસ્યા તે દિવસથિ તાનશેનજીએ પાત્સાહ પાશે
જવું આવવું છોડી દિધું. અને શ્રી ગુસાંઈજી પાશેજ રહ્યા. જે-
મનિ સાથે શ્રિ નાથજી હસતા બોલતા, અને શ્રિ ગુશાંઇજીનિ
કૃપાથિ સર્વ અનુભવ જણાવતા હતા. તાનશેનજી એવા કૃપા-
પાત્ર હતા.

એક બ્રાહ્મણ અને તેની સ્રિની વાર્તા (પ્રસંગ ૧ લો.) વ તીં ૨૩૮ મી.

આ બ્રાહ્મણ પુર્વ દેશમાં રહેતો હતો. જ્યારે શ્રી ગુસાં-

ઈજી પુર્વ દેશમાં પધાર્યા ત્યારે તે શેવક થયો, અને શ્રી ઠાકુરજી પધરાવી બન્ને સ્ત્રિ પુરૂષ સેવા કરવા લાગ્યા બંનેનું મન ભગવત્સેવામાં બહુ લાગ્યું. તેઓ દહાડે ભગવત્સેવા કરતા અને રાત્રે ભગવદ્દ વાર્તા કરતાં. સેવાના પ્રતાપથિ બંને વિષયવૃતિ ભુલી ગયા અને દિવસ રાત ભગવત્સ્વરૂપનો વિચાર કરવા લાગ્યાં. આમ કરતાં ઘણા દિવસ વિતી ગયા, પછી એક દિવસ બ્રાહ્મણે એવો વિચાર કર્યો કે શ્રિજીના દરશન કરવા જઉં તો સારૂં તે ત્યાંથી સ્ત્રીને લઇને નિકળ્યો. અને થોડા દિવસમાં શ્રિજીદ્વાર આવી પહોંચ્યા, શ્રી નાથજીની સંધ્યા આરતીનો સમય હતો. ભીડ બહુ હતી અને સ્ત્રી દુર્બળ હતી તેથી તેને શ્રી નાથજીના દર્શન ન થયાં. તેને ગણો વિરહ થયો. નેત્રમાંથી જળ વહેવા લાગ્યું તેની આ દશા, જોઇને શ્રિ નાથજી તેનો હાથ પકડી નિજમંદિરમાં લઈ ગયા, તેણે શહદેહે લીલામાં પ્રવેશ કર્યો બ્રાહ્મણ પોતાની સ્ત્રીને શોધવા લાગ્યો. પરતુ કયાંય મળિ નહી ત્યારે તેણે શ્રિ ગુસાંઇજીને વિનંતી કરી કે મારિ સ્ત્રિને મેં બહુ શોધી પરંતુ કયાંય દેખાતી નથી. ત્યારે શ્રિ ગુસાંઇજીએ આજ્ઞા કરિ કે તારિ સ્ત્રી ભગવત્લીલામાં ગઇ છે ત્યારે તેણે આજ્ઞા કરિ કે ગ્રંથમાં લખ્યું છે કે ભગવત્લીલામાં લોક દેહ ત્યાગ કરિને જાય છે ત્યારે શ્રિ ગુસાંઇજીએ કહ્યું કે પ્રેમમાં કાંઈ નિયમ નથિ શ્રિ ઠાકુરજી પ્રેમને વશ છે અને પ્રેમ કંઇ નિર્બળ વિગેરે નથિ જ્યાં લાજ, અને અભીમાન છુટી ગયેલ છે આ વાત સાંભળિ તે બ્રાહ્મણે વિનંતિ કરિ કે હું એકવાર તેને જોઉં તો અન્ન લેઉ શ્રિ ગસાંઈજી બ્રાહ્મણને સાથે લઈ પરાસોળી પધાર્યા. ત્યાં રાસનો

તરે હતે ત્યાં શ્રી ગોવરધનનાથજી રાસ કરતા હતા. શ્રી
સાંઇજીએ કૃપા કરી બ્રાહ્મણને દિવ્ય દ્રષ્ટી દીધી એટલે તેને
તનાં દર્શન થયાં. અને પોતાની સ્ત્રીને જોઇ મનમાં બહુ પ્ર-
ન્ન થયો. અને પશ્ચાતાપ કરવા લાગ્યો કે તેના ભાગ્યનો
વો ઉદય થયો ને સારો ન થયો; પાછો જુએ છે તો કંઇ
ણુ દીઠું નહી પછી શ્રી ગુસાંઇજીની પાસે આવી મહાપ્રસાદ
ધો. બ્રાહ્મણને અત્યંત વિરહ થયો અને મુખમાંથી જવાળા
કળી. બ્રાહ્મણનો દેહ છુટી ગયો અને તત્કાળ ભગવલ્લીલા-
ં પ્રાપ્ત થયો એ બ્રાહ્મણ અને તેનિ સ્ત્રિ શ્રિ ગુસાંઇજીનાં
વાં કૃપા પાત્ર હતાં. જેમને ભગવલ્લીલામાં જતાં વિલંબ
લાગી.

ધ્યાનદાસ અને જગન્નાથદાસની વાર્તા. ( પ્રસંગ ૧ લો. ) વાર્તા ૨૩૯ મી.)

ધ્યાનદાસ શ્રી ગુસાંઇજીની પાસે રહેતા હતા. અને જ-
ન્નાથદાસ પણ શ્રિ ગુસાંઇજીની પાસે આવીને રહયા. આ
ગન્નાથદાસના હાથમાં પદ્મનું ચિન્હ હતું તેથી જે વસ્તુ
ંથી એક કાઢતાં તેમાંએ વધી જતી અને બે કાઢતાતો બે
ધી જતી પરંતુ ઘટતી નહી. જગન્નાથદાસ બહુ ભોળાહતા
થી તેમને આ વાતની ખબર પડતી નહોતી. એક દીવસ શ્રિ
સાંઇજીની ભેટના પઇસા જગન્નનાથદાસની પાસે હતા. ત્યાં
હુ ભીખારી માગવા આવ્યા તે સર્વને જગન્નનાથદાસ એકેક
ઇસો દેતા ગયા ત્યારે ધ્યાનદાસે શ્રિ ગુસાંઇજીને વિનંતી કરી
જગન્નનાથદાસ સર્વ દે છે તે કયાંથી કાઢે છે તેથી શ્રિ ગુસાં-
જીએ ઉતર આપ્યો કે જે કોઇ સત્કર્મ કરવાનું મન કરે છે,

અને તેને માટે પહેલેથી બનાવી રાખે છે તેને કાંઇ કાર્ય ક..
પડતું નથી, તેનું કાર્ય શ્રિ ઠાકુરજી સ્વતઃસિદ્ધ પ્રથમથીજ
બનાવી રાખે છે જેથી તમારે કોઇ પર અભાવ આણવો ન
જોઇએ. વઇષ્ણુ તો નિર્દોષ છે અને જે કોઈ નિર્દોષ વસ્તુમ
દોષારોપણ કરે છે તો પોતેજ દોષિત થાય છે જેથી તમે વઇ
ષ્ણુવ છો.દોષરહિતછોતો શાસાટેકોઇનાપરદોષારોપણકરો છો
આ સાંભળી ધ્યાનદાસ બહુ પ્રસન્ન થયા. અને તેમણે એ
પણ લીધું કે આજ પછી ભગવદ ધ્યાન છોડીને કોઈનો દો
નહી જોઉં. જન્મપર્યંત તેણે કોઇનો દોષ જોયો નહી. ભગવ
ધ્યાનજ કર્યા કર્યું. એ ધ્યાનદાસ તથા જગન્નાથદાશ શ્રિ
ગુસાંઈજીના એવા કૃપા પાત્ર હતા જેમને ત્વરાથી નિર્દોષ જ્ઞા
થઈ ગયું. એ એવા વઈષ્ણુવ હતા.

( ગોપાધદાસની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૪૦ મી, )

ગોપાલદાસને નામ નિવેદન કર્યું ત્યારે તેમણે શ્રિ ગુ
સાંઇજીને વિનંતિ કરી કે મહારાજ હવે મારે શું કરવું? શ્રિ
ગુસાંઇજીએ આજ્ઞા કરિ કે ગોપીનાથદાસનો સત્સંગ કરે
ગોપાલદાસ ગોપીનાથની પાસે જઈને રહ્યા. અને એવો વિશ્વા
સ રાખ્યો કે ગોફીનાથ વિના કંઈ કામ કરવું નહિ. એ ગોપી
નાથ શ્રિ પુર્ણ પુરૂષોતમ શ્રી નાથજીની પાછળ ફર્યા કરત
કોઇ દીવસ તે કંઇ કાર્યાર્થ વૃજમાંથી દિલ્લિ ગયા. ગોપાલ
દાસ પણ સાથે ગયા. રસ્તામાં જંગલમાં રાત પડી ત્યાં કોઇ
મનુષ્ય નહોતું. એક વૃક્ષની નિચે મુકામ કર્યો, ગોપાલદાસ
થાકયા હતા તેથી તે સુઈ ગયા. અને ગોપીનાથતો શ્રી સર્વો

ામજીનો જપ કરવા બેઠા. જ્યારે સવાપહોર રાત ગઈ ત્યારે
એક સર્પ આવ્યો અને ગોપાલદાસને ગળે કરડવા લાગ્યો,
યારે ગોપીનાથે લાકડીથી તેને દુર નાંખ્યો આ પ્રમાણે શો
ાર તે સર્પ આવ્યો અને ૧૦૦ વાર તેને દુર નાંખ્યો, આખરે
ત સર્પ બોલ્યો કે તું મને કયાં સુધી ફેંકીશ એને અને મારે
એવું રિણાનુબંધ લખ્યું છે કે એક જન્મ હું તેના ગળાનું લો-
હી અને એક જન્મ તે મારા ગળાનું લોહી પીએ તો તમે વ-
ચ્ચે કેમ પડો છો? ત્યારે ગોપીનાથ બોલ્યા કે આતો ગોપા-
ળદાસનો છેલ્લો જન્મ છે તેથી હું તેને કરડવા નહી દઉં ત્યારે
સર્પ બોલ્યો કે હું એનુ લોહી પીધા વગર નહી રહું, આથી
ગોપીનાથે કહ્યુ કે બેસ તને લોહી પાઉં સર્પ બેઠો એટલે ગો-
પીનાથે છરી અને કટોરી કઢી નિચે કટોરી મુકી તેના ગળા
માંથી લોહી કાઢવા માંડયું એટલામાં ગોપાલની નિદ્રા ખુલી
ગઇ અને બોલ્યો કે કોણ છે? ત્યારે ગોપીનાથ બોલ્યા કે એ
તો હું છું. ગોપાલદાસને સર્પની ખબર નહોતી તોપણ મનમાં
એમ લાવ્યા કે ગોપીનાથ સારા વાસ્તેજ કરતા હશે આમ
સમજી તે કાંઇ પણ બોલ્યા નહિ, અને મનમાં એમ ન આ-
વ્યું કે જંગલમાં મને મારે છે. તે કંઇ તે જાણતા નહોતા તેથી
તેમણે કંઈ પુછયું નહિ ગોપીનાથે સર્પને લોહિ પાઈ વિદાય
કર્યો અને ગોપાલદાસને મલમપટી લગાડી ગોપીનાથ સુઇ
રહ્યા. સંવારે ઉઠી બન્ને જણ ચાલ્યા ત્યારે ગોપીનાથે ગોપા-
લદાસને બધી વાત કહિ બન્ને જણા જ્યારે ગોકુળ આવ્યા,
ત્યારે ગોપીનાથે શ્રિ ગુસાંઈજીને વિનતિ કરિ કે મહારાજ મે

ગોપાલદાસનું ગળું વાઢયુ તોએ તે કંઈ બોલ્યા નહિ. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરિ કે ગોપાલદાસે વિશ્વાસ રાખ્યો તો તેનું સર્વ કાર્ય થયું. મૃત્યુથી બચ્યા અને વઇષ્ણવના સંગથી જન્મ જન્મનું સંકટ છુટયું વિશ્વાસ તો આવોજ રાખવો જોઈએ આ ગોપાલદાસ શ્રી ગુંશાંઇજીના એવા કૃપોપાત્ર હતા. જેમના વિશ્વાસની પ્રશંશા શ્રી ગુસાંઇજી ઘડીએ ઘડીએ કરતા.

વાંકાનેરના રાજા કલ્યાણસીંહના પુત્ર પૃથ્વીસિંહની વાર્તા.

(પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૨ મી.)

આ પૃથ્વીશિંહ બહુ કવિતા કરતા હતા તેમણે શવૈયા, છંદ, ચોપાઇ અને દોહા. એવી અનેક પ્રકારની કવિતા રચી હતી, તેમણે રૂકિમણીવેધ. સ્યામલતા વિગેરે બહુ પુસ્તક બનાવ્યા છે તે દિવસ અને રાત શ્રી ઠાકુરજીની સેવા કરતા તેમનું ચિત શ્રીં ઠાકુરજીના ચરણાવિંદ છોડી બીજે કોઇ ઠેકાણે લાગતું નહોતું, તેમનું ચિત શંશાર વિષયમાં બિલકુલ ચોંટતું નહોતું. જ્યારે તે તેમનિ સ્રીને જોતા ત્યારે તેને તે ઓળખતા નહિ-એ કોણ છે? આવું શ્રિ ઠાકુરજી વિષે તેમનું ચિત હતું. પૃથ્વીશિંહજી પરદેશ ગયા ત્યારે માનશિંહ સેવા કરતા એક દિવસ વાંકાનેર ઉપર શત્રુ ચઢી આવ્યો. ત્રણ દિવસ લઢાઇ થઈ. બીજી બાજુએથી બિજો શત્રુ આવ્યો. ત્રણ દિવસ શ્રિ ઠાકુરજીએ લડાઇ કરિ રાજાનુ કોમ ચલાવ્યું અને મંદીરમાં કોઇને દર્શન આપ્યાં નહિ. મંદિરમાં કમાડ ભીંતથી બંધ થઇ ગયાં. કોઈથી ઉઘડયાં નહિં, ચોથે દીવશે ઉઘડયાં. પૃથ્વીશિંહજી પરદેશમાં માનસી સેવા કરતા હતા ત્યાં તેમને ખબર પડી કે

ત્રણ દિવશથિ શ્રિ ઠાકુરજી દર્શન દેતા નથિ એવા દર્શન પૃથ્વીશિંહજીના મનમાં થયા, તેથિ તેમણે પત્ર લખીને વાંકાનેર મોકલ્યો. તો વાત શાચી નિકળી. એ પૃથ્વશિંહજી એવા કૃપાપાત્ર હતા.

(પ્રસંગ ૨ જો.)

પૃથ્વિસિંહજીએ એવો નિયમ લીધો કે વ્રજમાં વાસ કરવો. અને વ્રજમા દેહ છોડવો. આ ખબર તેમના શત્રુને થયા. તેથી તણે દિલ્લીપતિને શીખવ્યું કે તેને દુર મોકલો તો સારૂ. દિલ્લી પતિએ પૃથ્વિસિંહજીને કાબુલની મુહિમપર મોકલ્યા. ત્યા તે બહુ મુલક જીત્યા. ત્યાં પૃથ્વિ પતિનો કાગળ આવ્યો ત્યારે તેને કહ્યું કે હુ વ્રજમાં દેહ છોડીશ. એટલે કાલ પાછે પૃથ્વિસિંહજી સાંઢડીપર બેસી ત્યાંથી ચાલી નીકળ્યા. બે દિવસમાં મથુરો આવ્યા. વચમાં નદી પર્વત બહુ હતા પરતુ તેમને કોઇ ઠેકાણે પ્રતિબંધ ન થયો. કાબુલ મથુરાથી ૬૦૦ ગાઉ દુર છે ત બે દિવસમાં આવ્યા. વ્રજમાં આવી શ્રી નાથજીનાં દર્શન કરી યમુનાપાન કરી દેહ છોડી દીધી. એ પૃથ્વિસિંહજી શ્રિ ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા. જેમણે કાળે પ્રતિબંધ ન કર્યો.

દુર્ગાવતી રાણીની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાતા ૨૪૨ મી.)

એક સમય શ્રી ગુસાંઇજી દક્ષિણ પધાર્યા હતા. દક્ષિણથી તૈલંગ બ્રાહ્મણ આ દેશમાં રહેવા માટે આવ્યા ત્યારે રસ્તામાં વડા ગામમાં નર્મદા કિનારેર મુકામ કર્યો અહીં એક મનુષ્ય દેવતા લેવા ગયો તે દક્ષિણિ હતો તેથી સર્વ ઠેકાણે ઇ-

સ્તુ ઈસ્તુ પુછે તેથી દેશમાં કોઇ સમજતું નહોતું તેથી બહુ ઠેકાણે રખડી પાછો આવ્યો. અને શ્રી ગુસાંઇજીને કહ્યું કે અહીં દેવતા મળતો નથી. શ્રી ઠાકુરજીને બહુ અવાર થઇ ગઇ હતી તેથી શ્રી ગુસાંઈજીએ ખીજીને કહ્યું કે આ ગામમાં શું દેવતા ઓલવાઈ ગયો છે કે શું. શ્રી ગુસાંઈજીનું આ વચન સત્ય કરવાને શ્રી ઠાકુરજીએ સર્વ ઠેકાણે દેવતા ઓલવી નાખ્યો આથી ગામમાં બુમો પડી અને લોકો મળી દુર્ગાવતી રાણી જે રાજ્ય કરતી હતી તેની પાસે ગયા. અને તેને ખબર કરી કે લોક ભુખે મરે છે, ગામમાં હાહાકાર થઇ ગયો. છે દક્ષિણના બ્રાહ્મણજી આવ્યા છે તમણે સર્વ ઠેકાણે દેવતા ઓલવી નાંખ્યો છે આ સાંભળી દુર્ગાવતી રાણી શ્રી ગુસાંઇજીના મુકામપર આવી અને તેમને વિનતી કરી. એક મહીના પર સુર્યગ્રહણ હતુ ત્યારે તેણે જે ૧૦૮ ગામનો સંકલ્પ કર્યો હતો તે ગામ તેમને ભેટ કર્યા ત્યારે પોતે કહ્યું કે હું તો દાન લેતો નથી ત્યારે દુર્ગાવતીએ કહ્યું કે મેં તો દાન કર્યુ તેથી હવે પાછા કેમ લઉં, તમારી ઈચ્છા આવે તેમ કરો આથી શ્રી ગુસાંઇજીએ દુર્ગાવતીના હાથથી તૈલંગ બ્રાહ્મણને તે ગામ વહેંચાવી દીધાં, જે આજ સુધી તેઓ ખાય છે. શ્રી ગુસાઇજીનું આવું સામર્થ્ય જોઇ દુર્ગાવતી રાણી તેમની સેવક થઈ અને વિનતી કરી કે સદૈવ આપ શ્રને દર્શન દો. આથી જ્યાં તળાવપર શ્રી ગુસાંઇજીનો મુકામ હતો ત્યાં બેઠક કરવી અને શપ્તાપરાયણ કરી. દુર્ગાવતીને અહીં નિત્ય દર્શન થતાં. પછી શ્રી ગુસાંઇજી શ્રી ગોકુળ પધાર્યા અને દુર્ગાવતીરાણી ત્યાં નિત્ય શ્રી ગુસાં-

જીનાં દર્શન કરતી તો સાક્ષાત શ્રીમદ્ ભગવતનો પાઠ કરતા એવા દર્શન તેને થતાં એ દુર્ગાવતી રાણી શ્રી ગુસાંઈજીની એવી કૃપાપાત્ર હતી.

ભગવાનદાસની વાર્તા (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૩ મી.)

શ્રી મહાપ્રભુજીના સેવક સારસ્વત બ્રાહ્મણ રામાયણજીના આ ભગવાનદાસજી યજમાન હતા. તેમના સત્સંગથી ભગવાનદાસજીની બુદ્ધિ નિર્મળ થઇ હતી. એક દિવસ ભગવાનદાસજી રામરાયજી સાથે વૃંદાવનથી ગોપાલપુર આવ્યા જન્માષ્ટમીના દર્શન કરવા ગયા. શ્રી ગુસાંઇજીનાં દર્શન કર્યા તો સાક્ષાત પુર્ણ પુરૂષોત્તમના દર્શન થયાં તેથી તેમણે રામરાયજીને કહ્યું કે મને શ્રી ગુસાંઈજીનો સેવક કરવો. રામરાયજીએ કહ્યું કે તમે ગોવિંદદેવજીના સેવક થયા છો. ત્યારે ભગવાનદાસજીએ કહ્યું કે આમાં અને ગોવીંદદેવીંજીમાં કાંઇ ફેરનથી. ગોવિંદદેવજીની કૃપાથી તમે મળ્યા છો અને તમારી કૃપાથી શ્રી ગુસાંઇજીનાં દર્શન થયાં છે જેથી હમણાને હમણાં વિનતિ કરી મને શેવક કરાવો. રામરાયજી શ્રિ ગુસાંઈજીને વિનતી કરી નામ નિવેદન કરાવરાવ્યું. ભગવાનદાસજીએ શ્રિ ગોવરધનનાથજીનાં દર્શન કર્યા એટલે તેમના હૃદયમાં ભગવત્લીલાની સ્ફુરતી થઈ. જન્માષ્ટમીના દિવસે સાંજને વખતે તેમને નામ નિવેદન કરાવ્યું. આવતે તેમણે શ્રી નાથજીની સન્નિધાન એક નવું પદ બનાવિને ગાયું. પદ. શ્રવણ સુતું સજની બાજે મંદિરા આજ નિશા લગત પરમ સુહાઇ ।। અતી આવેશ હોત તન મનમેં શ્રી ગોકુળ બજત વધાઇ ।।૧।।

દેદે કાન સુનત અરૂ પુલન રાવલ કે નર નારી ॥ નંદરાયની ઢોડા જાઓ હે હોત કુલાહલ ભારી ॥ ૨ ॥ અતિ ઉંચે ચઢી ટેર સુનાવત પસરી ઉઠે જે ગ્વાલ ॥ ગૈયાં બગદાવોરે ભૈયાં ભયો નંદ કે લાલ ॥ ૩॥ આનંદ ભરી આકુલાય ચલિ સબ સહજ સુંદરિ ગોપી પ્રાદુરભાવ - જશોદાસુતકો તસે તનથન ઓપી ॥ ૪ ॥ ચંચલ સાજ શૃગાર ચંદ્રમુખી ચંચલ કુંડલ હારા ॥ હાથ ન કંચન થાર વિરાજત પદ નુપુરઝનકારા ॥ ૫॥ વરખત કચ કુસુમન શોભીત ગલિ દરસ ચોપએય ભાઇ ॥ ગાવત ગીત પુનીત કરત જગ જસુમતી મંદિર આઈ ॥ ૬ ॥ ધન્ય દિવસ ધન્ય રાત્ર આજકી ધન્ય ધન્ય યણુ સબ ગોરી ॥ સ્યામ સુંદર ચંદ નિરખત માનો અખિયાં ભિખીત ચકોરી ॥ ૭॥ શોભા યુત આઇ કીરતી અપને ગ્રહમાંની વધાયે ॥ જાચક જન ધન ધન જ્યોં વરખત ભાનગાપ ત્યાં આયે ॥ ૮ ॥ આય જુરેસબ ગોપ ઓપશોં ભયો જો મનકો ભર્યો ॥ પંચામૃત સીસનતે દારત નાચત નંદ નચાયો ॥ ૯ ॥ નાચત ગ્વાલ બાલ રસભીને હરદ દહી ભર રાજે ॥ ઇતથીશાન ઉતભેરી દુંદુંભી હરખી પરસ્પરાબાને ॥ ૧૦ ॥ ખગમૃગ દ્રુમ દિશદિશા ભવનનમેં દેખી હતહે સરસાને ॥ પ્રાનનકે સાશે ઇંદ્રીજો ચોત્રજાન હુલસાનેં ॥ ૧૧ ॥ ધ્વજા વંદન માલનંકૃતં નં ભવનમેં શોહે ॥ વ્યોમ વીમાનની ભીર ભઈ લખ અમરનકો મનજ્ઞાહે ॥ ૧૨ ॥ મહારાજ ગજરાંજ નંદપે જો માગ્વો સો પાયો ॥ જાકે એસો પુત ભયો તાકો જયાંય જગત જશ ચાંયો ॥ ૧૩ ॥ જીનકો સુખ બ્રહ્માદિક યોં હલસે વૃજગેહી ॥ કહી ભગવાન હીત

મરાંય પ્રભુ પ્રગટે પ્રાન સ્નેહી ॥ ૧૪ ॥ આ પદ ભગવાન-
સે ગાયુ તેમાં છાપ ધરી કે " કહે ભગવાનહિત રામરાય પ્રભુ
ાટે પ્રાન સ્નેહી " આ પદ સાંભળી શ્રી ગુસાંઇજી બહુ પ્રસ-
. થયા. અને રામરાયજી પણ પ્રસન્ન થયા. ભગવાનદાસજીએ
મરાયજીની કૃપા મુખ્ય માની, તેમણે હજારો પદ બનાવ્યા
ંતુ રામરાંયજીનું નામ બતાવતા ગયા ભગવાનદાસજી શ્રી
સાંઇજીના એવા કૃપાનાત્ર હતા.

(प्रसंग २ जो.)

ભગવાનદાસજી વૃંદાવનમાં રહેતા હતા. જ્યારે ગોપાલ-
રથી વૃંદાવન ગયાત્યારેગોવીદદેવજીના અધીકારીએ સાંભળ્યું
ભગવાનદાસ શ્રી ગુસાંઇજીના સેવક થયા. તેથી તેમને ગો-
ંદદેવજીનાદર્શન કરવા ન આવવાં દીધા. દર્શન બંધ કર્યાં.
ારે ગોવિંદદેવજીના સેનભોગમાં દુધ ભાત ધર્યો ત્યારે ગો-
ંદદેવજીએ આજ્ઞા કરિ કે ભગવાનદાસ શ્રિ ગુસાંઇજીના સે-
ક થઇ આવ્યા છે તેથી તે ભોગ ધરશે તો હું આરોગીશ. આ
ંભળી હરીદાસ અધિકારી ભગવાનદાસને ઘેર આવ્યા અને
મને પગે પડી બોલાવી ગયા. ગોવીંદદેવજીએ દુધભાત માગી
ધો. ભગવાનદાસજી શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

(प्रसंग ३ जो.)

વૃંદાવનમાં જે કોઈ વૈષ્ણવ અથવા વ્રજવાસિ આવતા
મને ભગવાનદાસજી બહુ આદરથી પ્રસાદ લેવરાવતા. દ્રવ્ય
ાપતા અને જેમ બને તેમ વૈષ્ણવને પ્રસન્ન રાખતા હતા.
ક દીવસ તેમણે સાંભળ્યું કે શ્રી ગુસાંઇજી અહિ પધારે છે.

ત્યારે તેમણે પોતાની પત્નીને પુછ્યું કે શ્રી ગુસાંઇ પધારે તો આપણે શી ભેટ કરીશું સ્ત્રીએ કહ્યું કે એક ધોતીઉ તમે પહેરો અને એક હું પહેરૂં બાકીનું સર્વ ભેટ કરી દઈએ. અને આપણે બન્ને ઘર બહાર નીકળી જઇએ. આ વાત સાંભળી ભગવાનદાસજી બહુ પ્રસન્ન થયા અને સ્ત્રીની સરાહના કરવા લાગ્યા કેઆનામાં મારાથી પણ વિશેષ ધર્મ છે. તેને ધન્ય છે. તે જેમ કહેશે તેમ હું કરીશ. આ પ્રમાણે કહી વ્રજવાસીની સાથે જશાં શ્રી ગુસાંઇજીનો મુકામ હતો ત્યાં યમુનાપાર ગયા. દંડવત કરી શ્રી ગુસાંઇજીને પધરાવવાની વીનતી કરી. શ્રી ગુસાંઇજીને ખબર પડી કે તે સર્વસ્વ ભેટ કરશે તેથી તે વૃંદાવન પધાર્યા પાછા શ્રી ગોકુળ પધાર્યા. ભગવાનદાસજી ઉદાસ ચહેરે પાછા વૃંદાવન આવ્યા. તેમના ઘરમાં ચોરી થઇ અને ઉદાસી બીલકુલ થઇ નહીં પરંતુ શ્રી ગુસાંઇજી ન પધાર્યા તેની ઉદાસી રહી ગઈ. પછી ભગવાનદાસજી આગ્રે આવી રહ્યા

( प्रसंग ४ थो. )

આગ્રામાં ભગવાનદાસજી રહેતા હતા. અને નવા પદ બનાવતા હતા મહીનો પંદર દિવસ શ્રી ગોકુળ આવી રહેતા હતા, વળી ગોપાળ પુરમાં આવી રહેતા હતા, અને કોઇવાર પોતાને ઘેર શ્રી ઠાકુરજીની સેવા કરતા હતા. આ પ્રમાણે રહી તેમણે હજારો પદ બનાવ્યા. સર્વ પદોમાં કહે ભગવાન હિત રામરાય પ્રભુ એવી છાપ રાખી હતી તે સુબાની દીવાનગીરી કરતા હતા છતાં તેમનું મન શ્રી ગુસાંઇજીના ચરણારવિંદમાં દિવસ રાત રહેતું. હતું. જ્યારે તેમનો અંત સમય આવ્યો

યારે તેમને પાલખીમાં બેસાડી વ્રજમાં લઇ ચાલ્યા પરંતુ યારે અર્ધ રસ્તે અવ્યા ત્યારે તેમને ચેત આવ્યું તેથી કહ્યુ મને પાછો લઇ ચાલો કારણુ કે વ્રજમા વૃક્ષે વૃક્ષે વેણુધારી બિરાજે છે અને પત્રે પત્રે ચતુરભુજ વીરાજે છે એવે ઠેકાણે જો આ દેહ પડે તો શ્રિ ઠાકુરજીને વાસ આવે આથી તેમને પાછા લઈ ચાલ્યા જ્યારે આગ્રે આવ્યા ત્યારે તેમની દેહ છુટી અને તેજ ક્ષણે તેમણે ભગવત્લીલામાં પ્રવેશ કર્યો. આ ભગવાનદાસ શ્રિ ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હવા.

ચુહડાની વાર્તા. (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૪ મી)

આ ચાહુડો ગોવર્ધનમાં રહતો હતો, નિત્ય વિલછુ કુંડ- ઉપર ઘાસ ખોદવા જતો હતો. વિલછુ કુંડની સામે શ્રી નાથજીનું મંદિર હતું. શ્રી નાથજી નિત્ય વિલછુકુંડ દેખતા હતા. એક દિવસ અધિકારીજીએ ભીંત કરાવી તેથી વિલછુ જોવામાં આવી નહી શ્રી નાથજીને વિલછુ જોયા વિના ચાલે નહીં તેથી તેમણે સ્વપ્નમાં ચાહુડાને આજ્ઞા કરી કે તું શ્રિ ગોકુળ જઇ શ્રિ વલભજીને કહે કે આભીત પડાવી નાંખો. તો હું વિલ- છુનીત સેવા કરૂં. ત્યારે ચહુડાએ કહ્યુ કે એ કેમ માનશો ત્યારે શ્રિ નાથજીએ આજ્ઞા કરી કે તું કહેજે કે તમારૂ નામ શ્રિ ગોકુળનાથજી છે એવું શ્રિ નાથજીએ મને કહ્યું છે, તેણે સવાચે વિચાર કર્યો કે હુ જઉં કે ન જઉં, ત્રણ દિવસ સુધી નિત્ય શ્રિ નાથજીએ તેને સ્વપ્નમાં આજ્ઞા કરી તેથી ત્રીજે દિવસે તે ગયો. જઇને પોળીઆને કહ્યું કે શ્રિ વલભજીને વિનતી કરો કે ચાહુડો વિનતી કરવા આવ્યો છે ત્યારે પોળીઆએ કહ્યુ કે હું

એમ વિનતી કરતા નથી. એવામાં લોકો એકઠા થયા અને દુર દુર ખસ એમ કરવા લાગ્યા. એવામાં શ્રી વલભજીને ખબર પડી તેથી તમણે તેને બોલાવ્યો અને સર્વ વાત પુછી ત્યારે તેણે કહ્યુ કે મને સ્વપ્નમાં શ્રિ નાથજીએ આવી આજ્ઞા કરી છે. શ્રી વલભજીએ ત્રણ વાર પુછ્યું કે શ્રિ નાથજીએ મારૂ નામ શું કહ્યું છે. તેણે ત્રણે વખત શ્રિ ગોકુળનાથજી નામ બતાવ્યું. પોતાના નામની જાણ મળવાથી પોતે ઉઠીને તે ભંગીને ગળે લગાડયો અને મોટો ઉત્સવ માગ્યો પછી ગોપાલપુર આવી ભીંત પાડી નંખાવી. શ્રિ નાથજીના સામે વિલછુકુંડ દેખાવા લાગ્યો એ ચાહુડો શ્રિ ગુસાંઇજીનો એવો કૃપાપાત્ર હતો જેના કહેવાથી શ્રિ વલભજીનું શ્રિ ગોકુળનાથજી નામ પ્રસિદ્ધ થયું

મધુકરશાહ રાજાની વાર્તા. ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૪૫ મી. )

આ મધુકરશાહ ઓડછાનગરનો રાજા હતો. શ્રિ ગુસાંઈજી કોઇ વખત ઓડછા પધાર્યા ત્યારે આ રાજા સેવક થયો. અને શ્રિ ઠાકુરજીની સેવા કરવા લાગ્યો કે જે કોઇ વઇસણુ૦ આવતા તેનો બહુ સત્કાર કરતો હતો. અને હર કોઇ કંઠી બંધ આવે તેના ચરણસ્પર્શ કરતો હતો, અને તેના પગ ધોતે હતો. આ જોઇ તેના મિત્ર તેની મશ્કરી કરતા હતા. એક દીવસ રાજાના કાકાએ એક ગધેડું મંગાવી તેને દશ વિશ કંઠી પહેરાવિ તીલક કરી રાજાની પાસે મોકલ્યું. રાજાએ તે ગધેડાન ચરણસ્પર્શ કર્યાં અને પગ ધોઇ ચરણામૃત લીધું. રાજાને શુદ્ધ ભાવ જોઈ શ્રિ ઠાકુરજીએ પ્રગટ થઈ તેને દર્શન દીધાં અને આજ્ઞા કરી કે કંઈ માગો. ત્યારે મધુકરશાહે માગ્યું કે

વૈષ્ણવ પ્રત્યે મારો આવો ને આવો ભાવ સદૈવ રહે. જેમની કૃપાથી આપે મને દર્શન દીધા છે. શ્રિ ઠાકુરજીએ પ્રસન્ન થઈ આજ્ઞા કરી કે તારો એવોજ ભાવ રહેશે. મધુકરશાહ શ્રિ ગુસાં-ઈજીના એવા કૃપા પાત્ર હતા.

તુલસીદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્તા (પ્રસંગ ૧ લો.) .(વાર્તા ૨૪૯મી)

આ તુલસીદાસના પીતા શ્રિ ગુસાંઇજીના જળધરીઆ હતા. જ્યારે તુલસીદાસ ન્હાના હતા ત્યારે શ્રી ગિરિધરજી વિ-ગેરે છ બાલકોની સાથે ખેલવા જતા હતા. જ્યારે શ્રી ગુસાં-ઈજી લાલજીને બોલાવતા ત્યારે છ લાલજી ઉઠીને તેમની પાસે જતા, તે વખતે તુલસીદાસજી પણ જતા હતા. શ્રી ગુસાંઇજી તેમને બાળક જાણી લાલજી કહેતા હતા, તેમનાં માતપિતા તેમની બાળાવસ્થામાં ભગવત શરણ થયાં હતાં. તેથી તેમનુ પાલણ પોષણ શ્રી ગુસાંઈજી કરતા હતા. તુલસીદાસ પણ એમ જાણતા હતા કે હું એમનોજ બાળક છું. જ્યારે તુલસી-દાસ મોટા થયા અને શ્રી ગુસાંઇજીના લાલજીઓ પણ મોટા થયા ત્યારે શ્રી ગુસાંઇજીએ સર્વ બાળકોને માથે સેવા પધરાવી આપી. ત્યારે તુલસીદાસના મનમાં એમ આવ્યું કે મને શ્રી ગુસાંઇજીએ કંઈ સેવા આપી નહીં. તેથી શ્રી ઠાકુરજીએ શ્રી ગુસાંઈજીને આજ્ઞા કરી કે તુલસીદાસને સેવા પધરાવી આપો. તેમના દ્વારા કેટલાક જીવનો ઉદ્ધાર થશે. એ બાળપણામાં એમ સમજતા હતા કે હુંએ શ્રિ ગુશાંઈજીનો લાલજી છું. આથી શ્રિ ગુસાંઇજીએ તેમને બોલાવિ શ્રિ ગોપીનાથજી ઠાકુરજી પધરાવિ આપ્યા, અને આજ્ઞા કરી કે તમે સીંધ દેશમાં જઇ જીવને

ટિષ્માર્ગનો ઉપદેશ કરો અને સર્વને અષ્ટાક્ષર મંત્ર સુનાવો. આથી તે લાલજી નામ ધારણ કરીને અને શ્રી ઠાકુરજી પધરાવીને ત્યાંથી ચાલ્યા. રસ્તામાં આવિ તેમણે રસોઇ કરિ, ભોગ ધર્યો અને શ્રિ ઠાકુરજીને વિનંતિ કરિ કે તમે આ લુખી રોટલી આરોગો નહી તો હું શ્રી ગુસાંઇજીને કહિ દઇશ. શ્રી ઠાકુરજી પ્રસન્ન થઇને આરોગ્યા અને કહ્યુ કે તમે શ્રી ગુસાંઇજીને કહિ દેશો નહીં. મને તેમની બહુ બીક લાગે છે. પછી તે શ્રી ઠાકુરજી પધરાવિ સીંધદેશ આવ્યા. તે બહુ ભોળા હતા. મનમાં એમ જાણુતા કે શ્રી ઠાકુરજી શ્રિ ગુશાંઇજીથી બહુ બીએ છે. જેથિ જન્મ સુધી શ્રી ઠાકુરજીને શ્રિ ગુશાંઇજીની બીક દેખાડતા હતા. શ્રિ ઠાકુરજી પણુ એમ વર્તતા હતા કે હું શ્રી ગુશાંઇજીથી બહુ બીઉં છું. એ તુલસીદાસ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા, શ્રી ઠાકુરજી તેમને લાલજી કહેતા. અને તેમના મનમાં લાલજીપણાની બુદ્ધિ સદૈવ રહેતી હતી. જેથી તેમને કેટલાક લાલમતિ કહેતા હતા. શ્રી ગિરિરાજજી, શ્રી યમુનાજી, શ્રી ગોકુળ અને વરજભુમી વિષે તેમને દ્રઢ બુદ્ધિ હતી. દુર્લભ મનુષ્યદેહનો લાભ તેમણે ભગવતસેવા કરીને લીધો. આજ સુધી તેમના વંશના સિંધદેશમાં છે. તેઓ લાલજીવાળા કહેવાય છે. એ શ્રી ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

સોદાગરની વાર્તા (પ્રસંગ ૧ લો.) (વાર્તા ૨૪૭ મા.)

આ સોદાગર આગ્રામાં રહેતો હતો. ગોપાલપુરમાં શ્રી નાથજીનાં દર્શન કરી શ્રી ગુંસાઇજીનાં દર્શન કર્યાં તો તેને ... ત પુર્ણ પુરૂષોતમના દર્શન થયાં. આથી તે સોદાગર

સહકુટુંબ શ્રી ગુસાંઈજીનો સેવક થયો. શ્રી ઠાકુરજી પધરાવી સેવા કરવા લાગ્યો. એક દીવસ જન્માષ્ટમીનો ઉત્સવ આવ્યો ત્યારે આ આની પાડોસમાં એક વાણીયો રહેતો હતો તેનો પુત્ર વ્હાણ લઇ વેપાર કરવા ગયો હતો તે બુડી ગયાના સમાચાર આ વાણીયાને મળ્યા તેથી તે રોવા લાગ્યો ત્યારે આ સોદાગરે વાણીયાને કહ્યું કે આજે જન્માષ્ટમીનો દીવસ છે તેથી તું રો નહી. ત્યારે તેણે કહ્યું કે પુત્ર જેવી વસ્તુ ગઇ છે તો કેમ રહું આ શોદાગરે કહ્યું કે તારો પુત્ર નહી મરે ત્યારે વાણીયાએ કહયુ કે ત્રણ દિવસ નહી રડું. જો તું વૈષ્ણવ સાચો હઇશ તો મારો પુત્ર આવશે શ્રી ઠાકુરજી શોદાગરની વાર્તા સત્ય કરવાને વહાણ બુડતી વેળાએ તેને એક પાટીઆપર જીવતો રાખ્યો હતો. બે દીવશે કીનારે આવ્યો અને તેના દેશમાં કાગળ લખ્યો. બીજે દિવસે (જન્માષ્ટમીના બીજે દીવશે) તેનો કાગળ. આવ્યો આથી વાણીયો જઇ શોદાગરને પગે પડયો અને કહયું કે તમારી વાર્તા સાચી છે. ત્યારે તેણે કહયું કે એ પ્રતાપ તો શ્રિ ગુસાઇજીનો છે, વાણીયો તેના પત્રનો સાથે લઇને અને શોદાગરને લઈને ગોપાલપુર આવ્યો. અને શોદાગરના સંગથી શેવક થયો, પછી શોદાગરે શ્રિ ગુસાંઇજીને પુછયું કે ખેલના દીવસમાં શ્રી નાથજીનો ચરણાવિંદ કેમ ઢાંકે છે! શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે વૃજભકત જે ખેલવા આવે છે તે ચરણારવિંદના દર્શન કરે તો તેમને દાસ્યભકિત સ્ફુરિત થાય છે તેથી દાસત્વ-હૃદયમાં લાવીને શ્રી ઠાકુરજીની સન્મુખ

હાથ જોડી ઉભા રહે છે અને શ્રી ઠાકુરજી ખેલે છે. વ્રજભકત નીચી દ્રષ્ટિ રાખી હાથ જોડી ઉભા રહે છે તેથી ખેલવાનું સુખ આવતું નથી તેથી શ્રિ ઠાકુરજી ચરણારવિંદ ઢાંકિ દાસ્ય ભકિતને છુપાવીને રાખ્ય ભકિતને પ્રગટ, કરે છે. વ્રજભકતોને રાખ્ય ભકિત પ્રગટ થાય છે તેથી શ્રિ ઠાકુરજી સન્મુખ ખેલે છે. આથી શ્રી ઠાકુરજીને ખેલનો આનંદ થાય છે, આ કારણથી ખેલના સમયે શ્રિ નાથજીના ચરણારવિંદ વસ્ત્રથી ઢાકેછે. આ સાંભળી તે સોદાગર અને વૈષ્ણવ બહુ પ્રસન્ન થયા તે દીવસથી શોદાગરે શ્રીઠાકુરજીના ચરણારવિંદ નિશદિન -હૃદયમાં રાખ્યા કરજો તેમનું ધ્યાન ચુકીશ તો દાસપણું શિદ નહિ થાય આથી તેણે ચરારવિંદનનું ધ્યાન રાખ્યું આ સોદાગર શ્રી ગુશાંઇજીનો એવો કૃપા પાત્ર હતો.

(રૂષીકેશની વાર્તા.) (પ્રસંગ ૧ લો) (વાર્તા ૨૪૮ મી.)

રૂષીકેશ આગ્રામાં રહેતા હતા. શ્રિ ગુશાંઇજી આગરે પધાર્યા ત્યારે તે શ્રિ ગુશાંઇજીના શેવક થયા રૂસીકેશજી ઘોડાની દલાલી કરતા હતા. એક શોદાગર બહુ ઘોડા લાવ્યો તે સર્વ રૂષીકેશે વેચાવી દીધા. આ શોદાગરની પાસે એક સરશ ઘોડો હતો તેના ચિન્હ રૂસીકેશ જાણતા હતા. બીજો કોઇ જાણતો નહોતો રૂષીકેશે શોદાગર પાશે ઘોડો માગ્યો તેથી તણે દલાલીમાં આ ઘોડો આપ્યો રૂષીકેશે તે ઘોડો શ્રી ગુશાંઇજિને ભેટ કર્યો આ ગોડો જોઈ શ્રી ગુશાંઇજિ બહુ પ્રશન્ન થયા. રૂશીકેશે શ્રી ગુશાંઇજીને વીનંતી કરી કે શ્રી મહાપ્રભુજીનુ ... કૃપા કરી મને શમજાવો. શ્રી ... કરી કે

लोक—सोदर्योनिजदतंमर्कटितंस्नीगुढमवात्माकंरुपपुनस्तदंतरगतंपाचीविदूत्स्त्रमिये ॥
शिलटावुभयोवमौरसमयः क्शणेहितत्साक्षिरुकंपंततमात्मकंपरभिद्येयं सदावलमं ॥१॥

આ ગ્રન્થ શ્રી ગુસાંઈજીએ કહ્યો. કૃષ્ણભટજી અહી
ા હતા. શ્રી ગુસાંઇજીસેવામાં પધાર્યા રૂષીકેશે કૃષ્ણભટ-
ને કહ્યું કે મને સારી રીતે આ ગ્રન્થની સમજણ પાડો ત્યા-
ૃષ્ણભટે કહ્યું કે શ્રી ઠાકુરજીના યુદયમા શ્રી સ્વામીનીજી
રાજે છે અને શ્રી સ્વામિનીજીના રૂદયામાં શ્રી ઠાકુરજી બી-
જે છે જયારે વિપ્રયોગ થયો ત્યારે બન્નેના રૂદયથી આ સ્વ-
ા ઉત્પન્ન થયું. શ્રી ઠાકુરજીએ જાણ્યું કે હું શ્રી સ્વામિનિ-
 છું અને શ્રી સ્વામિનિજીએ જાણ્યું કે હું ઠાકુરજી છુ
વો અત્યંત વિરહ બન્નેને ઉત્પન્ન થયો. બન્નેના મુખેથી
રહાગ્નિ જવાળા બહાર પ્રગટ થઇ ત્યારે શ્રી ઠાકુરજીએ બં-
. અગ્નિ સંગોરેયરસમાં પ્રવેશ કરાવી તેથી ત્રીજું સ્વરૂપા
ાટ થયું આ સ્વરૂપ બન્નેના વિરહનિ અગ્નિ અને બન્નેને
યોગરસ એક તૃતિયાત્મક થયું એવું સ્વરૂપ ઠાકુરજીને
ર્લભ પરમોત્કૃષ્ટ એ સ્વરૂપનું સદા ધ્યાન કરવા યોગ્ય છે એ-
શ્રી મહા પ્રભુજીનું સ્વરૂપ છે તેમની કૃપા વિના સંયોગરસ
ને વિપ્રયોગ રસનો અનુભવ ન થાય. આ વાત સાંભળી રૂ-
કેશજીએ એ સ્વરૂપ રૂદયમાં રાખ્યું અને ભગવત્સ્વરૂપના
ર્ન લીલા સહિત રૂદયમાં થવા લાગ્યાં. જેવા લીલા સહિત
ર્ન કરતા તેવા નવા પદ કરીને ગાતા હતા. એક દિવસ ચા-
ાહરિવંશજી રૂષીકેશના ઘેર આવ્યા ત્યારે શ્રી મહાપ્રભુજીના
વરૂપનો જે ગ્રન્થ શ્રી ગુસાંઇજી પાસે શીખ્યા હતા તે તમને

કહયો ત્યારે ચાચાજીએ મહાપ્રભુજીનું સ્વરૂપ નામાત્મક શ્રી સર્વોતણુજીણાં છે તે અને રૂપાત્મક શ્રીવલ્લભાષ્ટકમાં છે તે અને ગુણાત્મક સ્ફુરિત કૃષ્ણ પ્રેમામતમાં છે તે એ ત્રણે ગ્રન્થના વર્ણના સમાવેશ આ એક શ્લોકણાં કરી બતાવ્યો રૂષીકેશજીના રૂદયમાં શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ સ્થિર થયું. અને તે વિષ ક્ષણ ક્ષણમાં વિચાર કરવા લાગ્યા કોઇ સમય श्रीकृष्ण सांकषानिधी એવા સ્વરૂપનો કોઇ. સમયવૈશવાનર એવા સ્વરૂપનો કોઈ. સમય तसार भुतरासज्ञीभावपुरि चीगह એવા સ્વરૂપને કોઈ વખત वस्तुत कशणल એવા સ્વરૂપનો કોઈ વખત शि माग वतप्रतिप्ररम णिलरमांळांज्ञुसुषीतामुत्तीः એવા સ્વરૂપ વિચાર કરત હતા. રૂષીકેશજીને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનો એવો અનુભવ થવા લાગ્યો. રૂષીકેશજી શ્રી ગુસાંઇજીના એવાકૃપાપાત્ર હત

( કાન્હદાસની વાર્તા ) ( પ્રસગ ૧ લો. ) ( વાર્તા ૨૪૯)

એક સમય શ્રી ગુસાંઇજી રાજનગર પધાર્યા ત્યારે કાન્હદાસ શ્રી ગુસાંઈજીના સેવક થયા. શ્રી ઠાકુરજી પધરાવ સેવા કરવા લાગ્ય. કાન્હદાસના સ્ત્રી પુત્ર વિગેરે સર્વે સેવામ નહાતા હતા. કાન્હદાસના પુત્રની વહુ બહુ ભોળી હતી અને આચાર વિચારમાં સમજતી નહોતી. તેથી તેને સેવામાં નહાવા દેતા નહોતા. વહુ જે વૈષ્ણવ આવતા તેમની જુઠણ ઉપાડતી પોતાના કરતી, પગ ચાંપતી, પંખો કરતી, ન્હવરાવતી ઘરમાં ઝાડુ કાઢતી વિગેરે કામ કરતી હતી પરંતુ તેને ભોળી જાણી શ્રી ઠાકુરજી આવી તેની સાથે વાતો કરતા હા અને બધી લીલા જણાવતા હતા. એક દિવસ કા શ્રી ઠાકુર-

જીને શૃંગાર કરતા હતા ત્યારે તેમના મનમાં એવો વિચાર આ
યો કે આજે મોચીને ત્યાં જવું છે અને જોડા લાવવા છે અ-
ીચાર તે કરતા હતા એવામાં કોઈ કાન્હદાસ ને બોલવવાઆ-
યો. અને વહુને પુછ્યુ કે તમારો સાસરો કયાં છે ત્યારે વહુએ
હ્યું કે મોચીને ત્યાં જોડા લેવા ગયા છે આ વાત સાભળી કા-
ન્હદાસ બહાર આવી વહુને પગે પડયા. અને કહેવા લાગ્યા કે
વૈશ્ણવની સેવાના પ્રતાપથી તારા રૃદયમા ભગવત્સ્વરૂપ ઉદય
થયું છે જેથી તું મારા મનની વાત જાણી ગઇ છું શ્રી ઠાકુરજી
તારાપર પ્રસન્ન છે અને હુ બહુ મુર્ખ છું કે મેં તારૂ સ્વરૂપ
જાણ્યું નહીં. હવે તું નિત્ય શેવા કર અને તારી ઇચ્છાઆવે તે
શૃંગાર શ્રી ઠાકુરજીને કર. અને સામગ્રી ધરાવો. તે દિવસથી
વહુ શેવામાં ન્હાવા લાગી. અને ઘરના મનુશ્ય સર્વ વહુને પુછી
સેવા કરવા લાગ્યો કાન્હદાસ અને તેમના પુત્રના વહુએવા
કૃપાપાત્ર ભગવદીય હતા.

(મથુરદાસની વાર્તા.) (પ્રસંગ ૧ લો) વાર્તા ૨૫૦ મી

આ વઈસ્ણવ ગોપાલપુરમાં રહેતા હતા. એક દિવસ
મથુરદાસે શ્રિ ગુસાંઇજીને પુછ્યું કે આપની સૃષ્ટીમાં અને
શ્રી મહાપ્રભુજીની સૃષ્ટીમાં કેટલું તારમ્ય છે. ત્યારે શ્રી ગુસાં
ઇજીએ આજ્ઞા કરી મેં તારો ત્યાગ કર્યો, આ વખતે જે દશ
પંદર વઇસ્ણવ ત્યાં બેઠા હતા. તે સર્વેએ ત્યાગ કરવાની વાત
સાચી માની મથુરદસને ભગત્સ્મરણ કરવા છોડી દીધા.
અને આખા ગામમાં ફેલાવી દીધી તેથી કોઇ તેને ભગત્સ્મ
રણ કરતા નહિ. તેમ કોઇ તેની પાસે બેસતા નહી. મથુરદાસે

એવો વિચાર કર્યો કે જંગલમાં જઇ કોઈને ખબર ન પડે તા ઠેકાણે દેહ છોડી દેવી. અન્નજળ છોડી દિધું. આ પ્રમાણે ત્રણ દિવસ વિતી ગયા. ચોથે દિવસે મથુરદાસ ત્યાંથી જંગલમાં દેહ છોડવાને ચાલ્યા. રસ્તામાં બે ગાઉ ઉપર એક ગામ હતું ત્યાં એક જમનાબાઈ નામે શ્રી માહાપ્રભુજીની સેવક ડોસી રહેતી હતી. મથુરદાસે વિચાર કર્યો કે આ ડોસીને મારો ત્યાગ કર્યાની ખબર નહી હોય તેથી તેમને ભગવત્સ્મરણ કરતો જાઉં. મથુરદાસ જમનાબાઈને ઘેર ગયા અને જઇને ભગવત્સ્મરણ કર્યાં ત્યારે તેમણે કહ્યું કે પ્રસાદ લઇને જજો. મથુરાદાસે કહ્યું કે મારો શ્રી ગુસાંઈજી ત્યાગ કર્યો છે તેમ વઇષ્ણવોએ ત્યાગ કર્યો છે તેથી હુ દેહ છોડવા જાઉં છું જમનાબાઈએ કહ્યુંકે આવી ગાંડી વાતો શું કરો છો. શ્રી ગુસાંઇજી કોઇનો ત્યાગ કરે નહિ. શ્રી ઠાકુરજીએ શ્રી મહાપ્રભુજીને વચન દિધું છે કે જેને બ્રહ્મસંબંધ કરાવશો તેનો હું ત્યાગ નહિ કરૂં. અને તેને દોષ રહેશે નહિ. સિદ્ધાંત રહસ્ય ગ્રનથમાં કહ્યુંછે કે ब्रह्मसंबंधकरणातसर्वेषांदेहेजीवयो सर्वपदोषनवृतीर्हिदाषा पंचविधांस्मृता १ અંતઃકરણ પ્રબોધગ્રનથમાં કહ્યા છે કે सत्यसंकल्पोवीष्णुर्नान्यथातु करीष्यती॥ अन्यचलोकीकप्रभुवत्क्रृष्णोनदष्ठव्यः कदाचन વળી શ્રિ મહાપ્રભુજીએ નિબંધમાં પણ કહયું છે કે એમારા માર્ગમાં જે આવશે અને અધર્મ કરશે, વેદ નિંદા કરશે. તો પણ તે નર્કમાં નહિ જાય પરંતુ હિનયોનિમાં જન્મ લેશે.

लोक—अत्रापिवेदनिंदायामधर्मकरणातथानरकेनमवेपातर्किंतुहीने पुजायते ॥ १ ॥

શ્રી ઠાકુરજીએ ગીતાજીમાંકહયું છે કે

શ્લોક–सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज ॥अहंत्वःसर्वपापभ्योमोक्षमिष्यमिमाशुचः ॥१॥

આ પ્રમાણે 'અનેક ઠેકાણે કહ્યું છે તો શ્રી ગુસાંઇજી તારો ત્યાગ કેમ કરશે, તારી વાત હું સાચી માનું નહિ તમે અહીં બેસો, શ્રી ઠાકુરજીના દર્શન કરો, પ્રસાદ લ્યો, હું પણ પ્રસાદ લઇ તમારી સાથે શ્રી ગુસાંઈજીના દર્શન કરવા આવીશ. મથુરાદસે ન્હાઈને મહાપ્રસાદ લીધો. જમનાબાઈ મથુરાદાસને સાથે લઈ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવી મથુરદાસને જોઇને શ્રી ગુસાંઇજીએ કહ્યું કે વઇષ્ણવ ચાર દિવસ થયાં તું કયાં ગયો હતો. જમનાબાઇની વાત સત્ય કરવાને માર્ગની સ્થિરતા રાખવાને અને સૃષ્ટિનું તારતમ્ય બતાવવાને શ્રી ગુશાંઇજીએ આવી લીલા દેખાડી.' એ મથુરદાસ શ્રી ગુ-ગુસાંઇજીના એવા કૃપાપાત્ર હતા.

માધવેન્દ્રપુરિની વાર્તા. ( પ્રસંગ ૧ લો ) ( વાર્તા ૨૫૧ મી. )

માધવેન્દ્રપુરી મધ્વસંપ્રદાયના સન્યાસી હતા. બડેલમાં રહેતા હતા. તેમની પાશે શ્રી ગુસાંઇજી ભણવા જતા હતા. નિત્ય શ્રી ગુસાઈજી પુસ્તક ત્યાંજ મુકીને આવતા હતા. અને ઘેર આવી ભગવત્સેવા કરતા હતા. એક દિવસ માધવેન્દ્રપુરીએ શ્રી ગુસાંઇને કહ્યું કે તમે પુસ્તક અહિ મુકીને જાઓ છો ને કાંઇ ગોખતા નથી. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે તમે જે કહો તે બતાવું. માધવેન્દ્રપુરીએ જે પુછયું તે શ્રી ગુસાંઈજીએ સ્પષ્ટ કરીને બતાવ્યું. અને એવું બતાવ્યું કે માધવેન્દ્રપુરી જે જાણુતા હતા તેથી દશગણું બતાવ્યું. માધવેન્દ્રપુરીને બહુ વિચાર થયો કે આનું શું કારણ હશે. આટલું બધું કયાંથી

શિખ્યા હશે. અનેય પ્રકારનો વિચાર કરવા લાગ્યા, મનમાં વિસ્મય જેવું થઇ ગયું. આવો વિચાર કરંતા રાત્રે સુતા ત્યારે શ્રી ઠાકુરજીએ તેમને સ્વપ્નામાં કહ્યું કે હું શ્રી ગિરિરાજજીમાં પ્રગટ થયો છું અને મારી શેવા મારા વિના અન્ય કોઇ જાણતું નથી. તેથી તે શેવા દેખાડવાને વાસ્તે બિજું રૂપ ધરી શ્રી વિઠલનાથજી પ્રકટ થયો છું. જો તમારે મને પ્રાપ્ત થવાની ઈચ્છા હોય તો તેમને શરણુ જાઓ. આથી માધવેન્દ્રપુરીની ઉંઘ ઉડી ગઇ અને આખી રાત વિચાર કર્યો કે કયારે દિવસ ઉગે અને શ્રી ગુસાઈજી ભણુવા પધારે. બીજે દિવશે શ્રી ગુસાંઇજી ભણુવા પધાર્યા ત્યારે માધવેન્દ્રપુરીએ કહ્યું કે આપ પુર્ણ પુરૂષોતમ થઇ મારા જેવાને મોહ કરવા તમે ભણો છો. હવે મને ગુરૂ દક્ષિણા આપો. તમારે માથે શ્રી નાથજી બીરાજે છે તેમનિ શેવા કરવાની થોડા દિવસ આજ્ઞા આપો. અને તમે મને શેવક કરો. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે હું તમારી પશે વિદ્યા ભણ્યો છું તેથી તમને સેવક નહી કરૂં તમને મારાથી ઉપદેશ કે દેખાય. આથી માધવેન્દ્રપુરી બહુ ઉદાશ થયાં તેથી ઉત્થાપન વખતેશ્રી નવનિતપ્રિયાજીએ શ્રી ગુસાંઇજીને આજ્ઞાકરી કે તમે માધવેન્દ્રપુરીને સેવક કરો. શ્રી ગુસાંઇજીએ માધવેન્દ્રપુરિને નામ નિવેદન કરાવ્યું. અને વૃજમાં સાથે લઇ જઈ શ્રિ નાથજીની શેવામાં રાખ્યા. અને બંગાળી લોકોને તેમની પાશે રાખ્યા. માધવેન્દ્રપુરી શ્રી નાથજીની શેવા કરવા લાગ્યા, પરંતુ પોતે સન્નાસી હતા તેથી શ્રિ નાથજીની જે કાંય ભેટ આવતી તે બંળીઆને આપી દેતા પોતે કાંઈ રાખતા નહિ.

ાને શ્રી ગુસાંઇજી તેમને કાંઈ કહેતા નહી, પછી જ્યારે શ્રિ ાથજીની ઈચ્છા વૈભવ વધારવાનિ થઇ ત્યારે શ્રિ નાથજીએ ાધવેન્દ્રપુરિને કહ્યુ કે તમે દક્ષિણમાં જઈ મલિયાગર પર્વત-રથી ચંદન લઈ આવો. માધવેદ્રપુરિ ચંદન લેવા ગયા એટલે ષ્ણુદાસે બંગાળિઓને કાઢી મુકયા. એ વાત શ્રિ નાથજીના ાગટ્યમાં લખી છે જેથિ અહી લખી નથી. માધવેન્દ્રપુરી ંદનલેવા ગયા અને હિમગોપાલજીનાદર્શન કર્યાં ત્યાહિમગો ાલજીએ આજ્ઞા કરી કે તમે મને અહીંજ ચંદન લગાડો. જમાં ન જાઓ માધશેન્દ્રપુરીએ ત્યાં ચંદન સમર્પ્યું અને ાછી ભગવલીલામાં પ્રાપ્ત થયા, એ મધવેન્દ્રપુરી શ્રિ ગુસાં-જીના એવા કૃપાપાત્ર હતા.

( જાડા કસ્નદાસની વાર્તા ) ( પ્રસંગ ૧ લો. ) ( વાર્તા ૨૫૨ મી.)

વૃજ વાસી તેમને ચાચા જાડા કહેતા. હતા- તે બહુ ચતુર ાતા.સર્વ સંત મહંતની પરિક્ષા લેતા ફરતા હતા. એક દિવસ શ્રિ ગોકુળ શ્રિ ગુસાંઇજીની પરિક્ષા લેવા આવ્યા, આ વખતે શ્રિ ગુસાંઇજી શ્રિ નવનિતપ્રિયાજીને પારણે ઝુલાવતા હતા. જાડા કૃષ્ણુદાસે દર્શન કર્યાં તો કોઈવાર શ્રી ગુસાંઇજી ઝુલાવે અને શ્રિ નવનિતપ્રિયાજી ઝુલે અને કોઇવાર શ્રિ નવનિતપ્રિ-યાજી ઝુલાવે અને શ્રિ ગુસાંઇજી ઝુલે એવાં દર્શન થયાં. આ જોઇ જાડા કૃસ્ણુદાસ ચકીત થઇ ગયા. અને મનમાં સંદેહ થયો કે શ્રી ઠાકુરજી આ હશે કે તે હશે અત્યંત સંદેહ થયો. પથી શ્રિ ગુસાંઇજી રાજભોગ ધરી બહાર પધાર્યા ત્યારે તેમના રોમ રામમાં શ્રિ નવનીતપ્રિયાજીનાં દર્શન થયાં આથી તેમણે શ્રિ

ગુસાંઇજીને દંડવત કરી વિનંતી કરિ કે હું બહુ દુષ્ટ છું આપની પરિક્ષા લેવા આવ્યો છું, પરંતુ આપે મારી પરિક્ષા લીધ અને કૃપા કરી મારો સંદેહ મટાડયો માટે આપ મને શરણલે શ્રિ ગુસાંઇજીએ કૃપા કરિ તેમને નામ નિવેદન કરાવ્યું:

( પ્રસંગ ૨ જો. )

પછી તે થોડા દીવસ ત્યાં રહી વૃંદાવનમાં આવ્યા અને રૂપસનાતનજીને મળીને પુછ્યું કે શ્રિ ઠાકુરજી શું કરે છે ત્યારે તેમણે કહ્યુ કે શ્રી ઠાકુરજી ભોજન કરે છે. આથી જાડા કૃષ્ણદાસે કહ્યુ કે શ્રી ઠાકુરજીની સર્વ લિલા નિત્ય છે, એક કાળાપચ્છિન્ન સર્વ લીલા કરે છે. છતાં તમે ભોજન કરે તે એમ કહ્યુ તેનું કારણ શું ? ત્યારે રૂપસનાતનજીએ કહ્યુ કે એવા દર્શન તો શ્રી ગોકુળમાં શ્રિ ગુસાંઇજીને ઘેર થાય છે. કૃપા કરે જેને કરાવે તેને દર્શન થાય છે આ સાંભળિ કૃષ્ણદાસ બહુ પ્રસન્ન થયા. પછી પોતે વૃજમાં ફર્યા કરતા અને ભગવદ ગુણાનુવાદ ગાયા કરતા હતા. તેમણે ઇંદ્રકોપચરિત્ર, રામપંચાધ્યાઇ, અને માધવ રૂકીમણી કળી ગાયાં છે વળિ ભોજનના પદ નવાં બનાવી ગાયાં. તેમની શાથે જેમને પ્રશંગ પડતે તેમનિ અંતઃકરણનિ જડતા મટી જતી હતી.

( પ્રસંગ ૩ જો )

એક વખત જાડા કૃસ્ણદાસ દ્વારકા યાત્રા કરવાને ગય હતા. રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં દેવીનું દેવળ હતું, ત્ય જઈ રાત્રે સુતા હતા. શવારમાં એક માણસ બકરો લઇ દેવીપ ચઢાવવા આવ્યો. ત્યારે કૃષ્ણદાશે કહ્યું કે તમે લોકો બકર

ઢાવો છે, પરંતુ કોઈ સીંહ ચઢાવતું નથી. ત્યારે તે મનુષ્ય
ાલ્યો કે સીંહ પકડાય નહીં, ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે સીંહ
કડી દઉં તો બકરાં મુકી દે. તેણે બકરાં છોડી દીધાં. અને
ડા કૃષ્ણદાસ જંગલમાં જઇ સીંહને પકડી લાવ્યા. સીંહને
ોઇ સર્વ મનુષ્ય નાશી ગયાં અને કૃષ્ણદાશને પગે લાગ્યા
યારે કૃષ્ણદાસે તેમને કહ્યું કે આજ પછી તમે જીવહીંસા ક-
ા નહિ. એ એવા પરાક્રમી હતા તેમની કીર્તી આખા જગ-
ામાં ફેલાઇ ગઈ હતી

(प्रसंग ४ लो)

એક દીવસ કૃષ્ણદાસજી ચાચાજીને મળ્યા ત્યારે તેમને
પુછ્યું કે આ પુષ્ટી માર્ગમાં કયા કયા શાસ્ત્રમાં વચન પ્રમાણ
છે ત્યારે ચાચાજીએ કહ્યું કે વેદ શ્રી કૃશ્ણના વાકય, વ્યાસ સુત્ર
શ્રી મદ્ભાગવતનિ ત્રણ ભાષા છે ૧ લૌકીક ભાષા, ૨ સમસ્ત
ભાષા, ૩ સમાધીભાષા. તેથી વેદ શ્રી કૃશ્ણના વાકય વ્યાસ સુત્ર
પ્રમાધિભાષા અને ધર્મ શાસ્ત્ર એ પ્રમાણ છે તેમને મળતા પુ-
રાણ અને સૃતિનાં વાકય પણ પ્રમાણ છે તેમનાથી વિરૂદ્ધ વા-
કય પ્રમાણ નથી તેથી શ્રી મહાપ્રભુજીએ નિબંધમાં કહ્યું છે કે-

श्लोक. वेदाःश्रीकृष्णवाक्यानिव्याससुत्राणिचैवहि ॥ सथाधिभाषाव्यासस्यप्रमाणंतच्चतुष्टयं ॥१॥
उत्तरंपुर्वसंदेहवारकंपरिकीतित ॥ अविरुद्धंतुयत्वस्यप्रमाणंतत्वनान्यथा ॥
एतद्विरुद्धंगत्सर्वंनतप्मानंकथंचन ॥२॥

આથી જાદા કૃષ્ણદાસે પુછયું કે અનેક પ્રકારના દેવ પુ-
જન, અનેક પ્રકારનાં વ્રત, અને અનેક પ્રકારનાં શાસ્ત્ર બહુ દી-

વસથી પ્રમાણ ચાલ્યાં આવે છે તો તેમનો વિચાર શો કરવો. ત્યારે ચાચા હરિવંશજીએ કહ્યું કે એ નિર્ણય તો શ્રીમહાપ્રભુજીએ નિબંધ લખ્યો છે.

श्लोक. बुद्धावतारेत्वधुनाहरदीतथरागाःस्त्ररा: ॥ नानामतानिविप्रोपुभूत्वाकुर्वंतिमोहनं ॥ १ ॥
अयमवहत्मोहोहीदमेवप्रतारणं ॥ यत्कृष्णंनभजेत्प्राज्ञः शास्त्राभ्यासपरःकृपी ॥
तेषांकर्मवशानांहिभवएवफलिष्यति ॥१ ॥

આનો અર્થ. જ્યારે શ્રી ઠાકુરજીએ જીવને મોહ કરવાને અને પોતાનું ભજન છોડવાનો વિચાર કર્યો ત્યારે બુદ્ધાવતાર લીધો. શ્રી ઠાકુરજીની એવીવિપરીત ઇચ્છા જાણીને દેવત જે શ્રી ઠાકુરજીને વશ છે તેમણે બ્રાહ્મણને ઘેર જન્મી અનેક મત ચલાવવાને અનેક શાસ્ત્ર વર્ણન કર્યાં. એ વાતનો કોઈએ વીચાર કર્યો નહીં. શ્રી ઠાકુરજી મોહ કરે છે, ઠગાઈ કરે છે એવો બુદ્ધિમાને વિચાર ન કર્યો આવા વચન સાંભળી લોકોએ શ્રી ઠાકુરજીની સેવા છોડી દીધી. પંડિત હતા તે પણ કર્મ વશ થઈ ગયા. એવા કર્મ વશને સંસારનુ ફળ થાય છે બીજુ ફળ થતુ નથી. આ સાંભળી કૃશણદાસ પ્રસન્ન થયા. અને કહેવા લાગ્યા કે તમારા વિના મારો સંદેહ ભગવાને કોઈ સમર્થ નથી સર્વ લોકો જાણે છે કે શ્રદ્ધા અનેક પ્રકારની લોકમાં હોય છે પરંતુ ખરી શ્રદ્ધા થઈ ? ત્યારે ચાચાજીએ નિબંધનો શ્લોક કહ્યાં

श्लोक, ज्ञाननिष्टातदाज्ञेयासर्वज्ञोहियदाभवेत्॥कर्मनिष्ठातदाज्ञेयायदाचित्तंप्रासीदति ॥ १ ॥
भक्तेरिष्ठातदाकृष्णांमसोदति ॥ निष्टाभावेफलंतस्मान्नास्त्येवोतविनिश्चय ॥ २ ॥

અર્થ—જ્ઞાનનિષ્ઠા સાચી ક્યારે જાણવી કે જ્યારે જીવ
ર્વજ્ઞ હોય. કર્મનિષ્ઠા સાચી ક્યારે જાણવી કે જ્યારે અનેક
કારનું કષ્ટ પડે દુઃખ હોયે તોપણ ચીત્ત પ્રસન્ન રહે. ચિંત પ્ર-
ન્ન હોય તો કર્મા કરમવ્યર્થ જાય. ભક્તિ નિષ્ઠા સાચી ક્યારે
ાણવી કે જ્યારે શ્રી ઠાકુરજી પ્રસન્ન થાય. નિશ્ઠા વિના ફળ
ાપ્ત થતું નથી આ. સાંભળી જાડા કૃશણદાસજી બહુ પ્રસન્ન
યા. અને ગોપાળપુરમાં ગયા જન્મ પર્યંત શ્રી નાથજીની
ેવા કરતા રહ્યા. કૃશણદાસ શ્રી ગુસાંઈજીના એવા કૃપાપાત્ર હતા.

